# મૃગલોચની

અથવા

## માયા—પ્રાબલ્ય.

ભાગ ૭ મો.

( અદ્ભુત ઘટનાયુક્ત નવલકથા. )

સંપાદક, વ્રજલાલ જાદવજી ઠક્કર,
તંત્રી ' લુહાણા—બંધુ. ' અમદાવાદ.

પ્રકાશક, જી. એમ. જાગુષ્ટે,
ત્રણ દરવાજા—અમદાવાદ.

સોલ એજન્ટ,
બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,
ત્રણ દરવાજા—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ.
પ્રત ૧૦૦૦.

મૂલ્ય રૂ. ૨-૦-૦.

વિક્રમાબ્દ ૧૯૭૫
ખ્રિસ્તાબ્દ ૧૯૧૯









અમદાવાદ સલાપોસ રોડ પર આવેલા
ધી ડાયમંડ જ્યુબીલી પ્રિન્ટિંગ
પ્રેસમાં પરીખ દેવીદાસ
છગનલાલે છાપ્યું.







# અનુક્રમણિકા.

પવિત્ર આદર્શ અને સાધ્વી સતીઓનાં બોધપ્રદ અનુપમ જીવનચરિત્રોનો સમુદાય.

# સતીમંડળ અને સ્ત્રીપુરૂષના ધર્મ

## ( ભાગ ૧ લો તથા બીજો. )

જીવનચરિત્રો એ જીવન સુધારવાનું સાધન છે, કેમ કે ઉત્તમ દૃષ્ટાંત એ મનુષ્યને ઉત્તમ જાગ્રત કરે છે. **આવા હેતુથી**—સતી સીતા, લક્ષ્મીજી, પાર્વતીજી, સાવિત્રી, દેવહુતી દેવયાની, લોપામુદ્રા, સંજ્ઞા, સત્યરૂપા, ગાર્ગી, રેણુકા રેવતી, તુલસી, વૃંદા અશ્રુમતિ આદિ સેંકડો સતીઓનાં ઉત્તમ શિક્ષણથી ભરપૂર અદ્ભુત રસિક ચરિત્રો છે. મૂલ્ય ભાગ ૧ લાના રૂ. ૩) ભાગ બીજાના રૂ. ૩).

---

# રત્નમંજરી.

જો તમારે સાહિત્યનું જ્ઞાન મેળવવું હોય, જો તમારે આનંદના સાગરમાં ડુબવું હોય તથા સંસારના શોક દુ:ખથી વિમુક્ત થઇ અપૂર્વ શાન્તિ મેળવવી હોય અને પ્રેમિક પ્રેમિકનાં હૃદયને સ્તબ્ધ કરી મૂકે એવા પ્રસંગો વાંચવા ઉપરાંત કપટીઓનાં મનોવેધક કારસ્થાનો અવલોકવાં હોય તો આ રસદાયક **સચિત્ર** નવલકથા વાંચો. લાયબ્રેરીને શોભાવે તેવા સોનેરી બાઇન્ડીંગનું દળદાર પુસ્તક હોવા છતાં કિંમત માત્ર રૂ. ૧–૧૨–૦.

**રમણી કે રાક્ષસી ?**—અબળા જ્યારે મદનના મદથી ઉન્મત્ત બની જાય છે તે વેળાયે પોતાના વિકારની તૃપ્તિ માટે તે કેવાં ભયાનક કૃત્યો અને અશ્રુતપૂર્વ

સાહસો કરે છે અને તે એટલી હદ સૂધી કે કોઇ મહા નીચ અને અત્યંત ઘાતકી પુરુષને પણ તેના સમક્ષ લજ્જાથી માથું નમાવવું પડે, આનું એ નવલકથામાં આબેહુબ ચિત્ર આલેખાયેલું છે. મૂલ્ય રૂ. ૧—૮—૦

## સૌન્દર્યવિજય અથવા સત્તરમી સદીનું ઈંગ્લાંડ—

આ વાર્તા એટલી બધી મનોહર અને ચિત્તાકર્ષક છે કે જેનું પ્રત્યેક પૃષ્ઠ વાંચવાની વાંચકને જિજ્ઞાસા ઉપજ્યા વિના રહે તેમ નથી. રાજસત્તાના મદમાં પડી મોહઘેલી મહારાણી કેવાં કેવાં કુકૃત્યો કરે છે અને છેવટે એની એટલી બધી હૃદયભેદક દુર્દશા થાય છે કે જેનું કોઇપણ રીતે વર્ણન જ કરી શકાય તેમ નથી. મૂલ્ય. ૨-૮-૦

## કંચન—

( ભાગ. ૧ લો, ૨ જો ) જો તમો આધુનિક આર્ય-સંસારનું જીવતું જાગતું ચિત્ર જોવા ઇચ્છતા હો, પાપ પરાયણ પિશાચના રૂપમાં રહેલાં મનુષ્યોના અધમ કૃત્યોનું નિરીક્ષણ કરી, અંતે તેમની કેવી દયાજનક સ્થિતિ થઇ પડે છે, એનું યથાર્થ પરિણામ જોવા માગતા હો, 'ધર્મનો જય અને પાપનો ક્ષય.' એ સૂત્રને સ્પષ્ટ રીતે સમજવા ચાહતા હો તો આ અનેક પ્રકારના સાંસારિક વિષયોથી પરિપૂર્ણ નવલકથા અવશ્ય વાંચો. આનંદસહિત ઉપદેશ મેળવવાનું આ નવલકથા એક સર્વોત્કૃષ્ટ સાધન છે. મૂલ્ય ૩-૦-૦.

# સ્નેહસદન અથવા પ્રણય રહસ્ય!

આધુનિક ભારતવર્ષની સ્થિતિનું હૃદયભેદક ચિત્ર જોવું હોય, કપટીઓની કપટલીલાનું દર્શન કરવું હોય, પ્રેમમયી પ્રેમદાના પ્યારની કસોટી જોવી હોય, બૅન્કોના ઘોટાળાનો પરિચય પામવો હોય, વૈધવ્ય જીવનનો સર્વોચ્ચ આદર્શ સમજવો હોય, આત્મૈક્ય યા તો **अहं ब्रह्म** તેમજ **तत्वमसि** નાં સૂત્રોનું રહસ્ય શીખવું હોય તથા તે ઉપરાંત સુધારાનો સડો–સ્વતંત્રતાનું સત્યાનાશ–ઇશ્વરના સાકાર નિરાકાર સ્વરૂપનું રહસ્ય વગેરે અનેક વિષયોનું સત્ય જ્ઞાન પ્રાપ્ત કરવું હોય તો "સ્નેહસદન" નવલકથા અવશ્ય વાંચો. પાકું પુઠું રૂા. ૧–૦–૦.

---

## સર હેનરી લૉરેન્સ કૃત Adventures in the Panjab ના આધારે લખાયેલી ઐતિહાસિક નવલકથા.

# પંજાબ રહસ્ય!

એક રાજપૂત રાજકુમારનું માત્ર એક વર્ષની ઉમ્મરે માતા પિતાથી વિહીન થવું–યૂરોપીયન લશ્કરી અમલદારના હાથ નીચે રક્ષણ પામી મ્હોટા થવું–યૂરોપની અંદર માત્ર હિન્દુ જાતિનો હોવાથી ડગલે ડગલે માનભંગ થવું–આખરે તેણે પોતાના દેશની સેવામાં સમર્પણ કરેલું જીવન, પંજાબના મહારાજા રણજીતસિંહના દરબારમાં ચાલેલાં કપટ તન્ત્રો વગેરે ઐતિહાસિક ખરેખરા બનાવ–આ પુસ્તકમાં દર્શાવવામાં આવ્યા છે. સચિત્ર પાકું પુઠું રૂા. ૧–૮–૦ વી. પી. તથા પોસ્ટેજ જુદું.

**બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,**

ત્રણ દરવાજા—અમદાવાદ.

ॐ तत्सत्परमात्मने नमः

# મૃગલોચની

અથવા

# માયા-પ્રાબલ્ય.

( અદ્ભુત ઘટનાયુક્ત નવલકથા. )

## ભાગ ૭ મો.

### પ્રકરણ ૧ લું.

#### અજાયબઘરપર આક્રમણ.

હવે અમે અમારા વાંચકબંધુઓને પુનઃ પદ્માવતીના તિલિસ્મી મકાનની તરફ લઇ જઇએ છીએ. આપણે એ મકાનની અગાસીમાં બિચારી રતિસુંદરીને ભયજનક સ્થિતિમાં મૂકીને આવતા રહેલા છીએ; માટે એના ભયનું કારણ હવે તપાસવાની જરૂર છે. અમે લખી ચુક્યા છીએ કે, એ અજાયબઘરની અગાસીમાં જે પુતળી હતી એને ત્વરાથી નાચતી જોઇને રતિસુંદરી ગભરાઇ જઇ પદ્માવતીનું સ્મરણ કરવા લાગી. એનું કારણ એ હતું કે, બિચારી રતિસુંદરી એ અજાયબઘરનો સઘળો ભેદ જાણતી નહોતી. એણે

પહેલાં એક વખતે પદ્માવતીના મુખે એમ સાંભળ્યું હતું કે, 'જ્યારે આ અજાયબઘરપર કોઇપણ પ્રકારનું સંકટ આવી પડવાનું હશે ત્યારે અગાસીપરની પુતળી ત્વરાથી નૃત્ય કરવા માંડશે. એ સમયે એમ સમજી લેવું કે, આ મકાનમાંના માણસો સુરક્ષિત નથી.' આ કારણથી જ રતિસુંદરી ભીતિવિહ્વળ બની જઈ આમ તેમ જોવા લાગી, તથા તેની સ્થિતિ જોવામાં આવતાં માયાસુંદરી અને બંસરીબાલાનો પણ એવો નિશ્ચય થઇ ગયો કે, હજી સુધી દુર્ભાગ્યે તેમનો ત્યાગ કર્યો નહોતો.

રતિસુંદરી ગભરાઇને ચોતરફ જોયા કરતી હતી એવામાં તેની દૃષ્ટિ પૂર્વ તરફ ખેંચાઇ. એ તરફ વિસ્તૃત મયદાન આવેલું હતું. રતિસુંદરીએ જોયું કે, એ દિશા તરફ લગભગ અડધા ગાઉના અંતરે સેંકડો માણસો હોઇ તેઓ સર્વ ત્વરાથી આ મકાન તરફ આવતા હતા. જેમ જેમ એ માણસો પાસે આવવા લાગ્યા તેમ તેમ તેઓ ત્રણસો ચારસોની સંખ્યામાં હોય એમ લાગ્યું. રતિસુંદરીના અંતરમાં એવો ભય ઉપજ્યો કે, સૈનિકો કિંવા લૂંટારાઓ જેવા જણાતા એ માણસો આ મકાન પાસે આવી પહોંચી, મકાનને ઘેરી લઇને કોઇ પણ પ્રકારનો ઉપદ્રવ કરવાની ઇચ્છા રાખતા હશે. પછીથી રતિસુંદરીની દૃષ્ટિ તળાવપર પડી. તળાવપર એને ઘણો વિશ્વાસ હતો; પરંતુ અફસોસ! આ સમયે તળાવની સ્થિતિ બદલાઇ ગઇ હતી. એમાંનું પાણી ઘણી ઝડપથી ઓછું થઇ જતું હતું, તથા અંદરની લોઢાની જાળ પાણી ઓછું થવાના કારણથી બ્હાર દેખાવા લાગી હતી. પહેલાં એ તળાવમાં થઇને અજાયબઘરમાં કોઇ અપરિચિત માણસ જઇ શકતું નહોતું, એમ પણ અમે તેના કારણ સાથે પાછલા ભાગમાં જણાવી ચુક્યા છીએ.

રતિસુંદરીએ જ્યારે તળાવનું જળ ઓછું થતું જોયું તથા તેમાંની લોઢાની જાળને તેણે બ્હારથી જોઇ ત્યારે તેની આશા જતી રહી, અર્થાત્ તે નિરાશ બની ગઇ; છતાં તરત જ આત્મસંવરણ કરીને તેણે આવી પડનારા સંકટથી માયાસુંદરી અને બંસરીબાલાને સાવધાન કરી દેવાનો વિચાર કર્યો. તેણે તેમના બન્નેના તરફ જોઇને કહ્યું:–"બ્હેન! આપણાપર સત્વર એક સંકટ આવી પડશે એમ મ્હને લાગે છે. જુઓ, પૂર્વ તરફથી જે માણસો આ તરફ આવે છે તેઓ આપણા શત્રુઓ હોય એમ લાગે છે. તેઓ સત્વર અહીં આવીને આપણને કેદ કરશે. અત્યાર સુધી મ્હને આ તળાવપર સંપૂર્ણ વિશ્વાસ હતો; કેમ કે, તળાવમાં જે જાળ હતી તેમાંથી કોઇ પણ માણસ અત્રે આવી શકતું નહિ. આપણા પક્ષના કોઇ માણસને આ મકાનમાં આવવાની જરૂર પડતી તો એક ચક્કર ફેરવીને તળાવમાંની લોઢાની જાળને એક બાજૂએ ખસેડી નાખવામાં આવતી પરંતુ હમણાં તળાવમાંનું પાણી ઝડપથી ઓછું થઇ જતું હોઇ એમાંની જાળ બ્હારથી નજરે પડવા લાગી છે. હવે જો તળાવનું સઘળું પાણી ચાલ્યું જશે તો દુશ્મનો સહેલાઇથી જાળ તોડી નાખી આ અજાયબઘરમાં આવી શકશે. મ્હને એમ લાગે છે કે, સુરંગ ખોદીને તળાવનું પાણી કાઢી નાખવાનો બંદોબસ્ત દુશ્મનોએ પ્રથમથી જ કરેલો હોવો જોઇએ, તથા તેઓ પોતાના એ કાર્યમાં ફાવ્યા હોય એમ જણાય છે. હે માતા જગદંબા! તમારા સિવાય હવે અમારું અબળાઓનું સંરક્ષણ અન્ય કોઇ કરી શકે તેમ નથી. વળી જે તમારે શરણે આવે છે તેને કોઇ દુઃખી કરી શકતું નથી. આટલું બધું દુઃખ વેઠવું પડેલું હોવા છતાં તમારા આધારપર જ મ્હે મ્હારું જીવન ધારણ કરી રાખ્યું છે." આમ કહીને રતિસુંદરી જગદંબાની પ્રાર્થના કરવા લાગી.

પ્રાર્થના કરતાં કરતાં રતિસુંદરીનાં નેત્રો મીંચાઇ ગયાં, અને પછીથી તે એકાએક ચમકી ઉઠી તથા માયાસુંદરી તેમજ બંસરી-બાલા તરફ જોઇને તેણે કહ્યું:—" મહામાયા આપણું અબળાઓનું રક્ષણ અવશ્ય કરશે. કોઈ પણ રીતે આપણે નિરાશ થવું જોઇએ નહિ. આ સમયે આપણે શું કરવું જોઇએ એ માતાજીની કૃપાથી મ્હને માલૂમ પડી ગયું છે. સારું થયું કે, માત્ર એક કે બે માણસ સિવાય બીજાં બધાં આપણાં માણસો આ ઘરમાં જ છે. હવે તમે જુઓ કે, હું શું કરું છું ! " આમ કહીને રતિસુંદરી અગાસીમાંથી નીચે ઉતરી પડી.

આ અજાયબઘરનું વર્ણન અમારા વાંચકબંધુઓને પાછલા ભાગમાં નિવેદન કરેલું હોવાથી તે તેમના સ્મરણમાં જ હશે. એ મકાનની ચાર બાજૂએ આવેલા ચાર નાજુક મિનારાઓપર ચાર સુંદર પુતળીઓ બાણને ધનુષ્યપર ચઢાવીને ઉભી રહેલી હતી. આ સમયે રતિસુંદરી એ ચાર પુતળીઓમાંની એક પુતળી પાસે ગઇ તથા તેણે એ પુતળીનું માથું પકડીને પાછળની બાજૂએ નમાવ્યું. વિના પરિશ્રમે પુતળી નમીને જમીન સૂધી પહોંચી ગઇ. આ સમયે તળાવનું ચોથા ભાગ જેટલું જળ સુકાઇ ગયું હતું. જ્યારે આ પુતળીનો જમીન સાથે સ્પર્શ થયો ત્યારે તળાવના જળમાં ખળભળાટ ઉત્પન્ન થયો. આવો પ્રકાર જોઇ પ્રસન્ન બની જઇને રતિસુંદરીએ પાછળ ફરીને જોયું તો માયાસુંદરી અને બંસરીબાલાપર તેની નજર પડી. તેઓ બન્ને રતિ-સુંદરીની પાછળ પાછળ અધીરચિત્તે આ સ્થળે આવીને ઉભી રહી હતી. આ સમયે રતિસુંદરીની નજરે કેટલીક દાસીઓ પણ પડી. તેણે કહ્યું:—" કાંઇ ચિંતા નહિ, દુશ્મનો આપણી પાસે આવી શકે તેમ નથી. "

માયાસુંદરીએ અધીરતાથી પૂછ્યું:-" તમે શું કરો છો એ હું સમજી શકતી નથી. આ પુતળીને નમાવી દેવાથી તળાવના પાણીમાં ખળભળાટ કેમ થવા લાગ્યો છે ? "

રતિઃ-આ પુતળીઓ એટલા માટે જ બનાવવામાં આવી છે કે, દુશ્મન કોઇ પણ યુક્તિથી આ તળાવનું પાણી કાઢી નાખે, તથા આ મકાનમાં આવવાનો વિચાર કરે તો આ પુતળીઓથી કામ લઇ શકાય. આ મહેલનો પાયો ગોળાકાર હોઇ એમાં સાતેક હાથ જેટલી પહોળાઇનાં તલ્વારની ધાર જેવાં ચાર ચક્ર બેસાડેલાં છે. આ ચક્રનો એક હાથ જેટલો પહોળો ભાગ મકાનની ચારે તરફની ભીંતમાં છે. એનું બીજાં યંત્રો સાથે જોડાણ કરવામાં આવ્યું છે. એ ચારે ચક્ર પાણીની અંદર આ મકાનની આસપાસ ગોઠવેલાં છે. જ્યારે મિનારાઓપરની પુતળીઓમાંથી ગમે તે એકને જમીન સુધી નમાવી દેવામાં આવે છે એટલે તત્કાળ પાણીમાંનું એક ચક્ર જોરથી ફરવા માંડે છે આવી રીતે બીજી પુતળી નમાવવાથી બીજું, ત્રીજીથી ત્રીજું અને ચોથીથી ચોથું ચક્ર ફરવા માંડે છે. જ્યારે એ ચક્રો ફરતાં હોય છે ત્યારે કોઈનાથી આ મકાનમાં આવી શકાતું નથી. જો કોઇ આવવાનો પ્રયત્ન કરે છે તો તેને એ ચક્રનો ભોગ થવું પડે છે. મ્હેં આ એક પુતળી નમાવી દીધેલી હોવાથી એક ચક્ર જોરથી ફરવા લાગ્યું છે, અને તેથી જ પાણીમાં ખળભળાટ થવા લાગ્યો છે. આ સઘળું મ્હને બ્હેન પદ્માવતીએ થોડા સમય પુર્વે જ બતાવ્યું હતું. એકાદ હાથ જેટલું બીજું પાણી ઓછું થશે એટલે એ ચક્ર કેવું છે તથા કેટલા બધા જોરથી ફરે છે એ પણ તમે જોઇ શકશો. "

માયાસુંદરીઃ-મકાનના સંરક્ષણાર્થે ઘણો સારો બંદોબસ્ત કરવામાં આવ્યો હોય એમ તમારાં આ વચનો સાંભળવામાં આવતાં લાગે છે.

રતિઃ—એ ચક્રો સિવાય મકાનના બચાવ માટે બીજી પણ કેટલીક વસ્તુઓ છે; છતાં એ સંબંધી હું કાંઇ જાણુતી નથી.

માયાસુંદરી જોરથી ઉછળતા સ્વચ્છ પાણી તરફ જોવા લાગી તો તેમાં કોઇ ચમકતી વસ્તુ તેના જોવામાં આવી. એ ચમકતી વસ્તુ રતિસુંદરીએ કહેલું ચક્ર જ હતું. જેમ જેમ પાણી ઓછું થવા લાગ્યું તેમ તેમ એ ચક્ર સ્પષ્ટ દેખાવા લાગ્યું. એ ચક્રના વેગને જોઇ ત્રિસ્મિત બની જઇને તેણે કહ્યુંઃ—" ખરેખર! લોખંડનો માણુસ પણ આ ચક્રના વેગને રોકી મકાનમાં આવી શકે તેમ નથી. "

બરાબર આ સમયે થોડે દૂર થતો કોલાહલ સાંભળવામાં આવ્યાથી રતિસુંદરીએ માયાસુંદરી તથા બંસરીબાલા તરફ જોઇને કહ્યુંઃ—" બ્હેનો! બીજી ત્રણ પુતળીઓને પણ હવે જલ્દીથી નમાવી દેવી જોઇએ; કેમ કે, જે કોલાહલ આપણા સાંભળવામાં આવે છે તે પરથી શત્રુઓ તદ્દન પાસે આવી પહોંચ્યા હોય એમ લાગે છે. એક પુતળીને હું નમાવું છું, તથા બાકી રહેલી બે પુતળીઓને નમાવી દઇને તમે અગાસીમાં આવજો. ત્યાંથી આપણે દુશ્મનોની હિલચાલ જોઇ શકીશું. "

તત્કાળ બાકીની ત્રણે પુતળીઓને નમાવી દેવામાં આવી અને પછીથી રતિસુંદરી, માયાસુંદરી અને બંસરીબાલા અગાસીમાં ચાલી ગઇ. આ સમયે રતિસુંદરીએ પોતાની સાથે કેટલાંક તીર કમાન લઇ લીધાં હતાં. ચારે પુતળીઓને નમાવી દીધેલી હોવાથી તળાવનું પાણી ઘણા જોરથી ઉછળતું હતું. અગાસીમાં ગયા પછી રતિસુંદરીએ દુશ્મનો તરફ દૃષ્ટિ કરી તો લગભગ ચારસો સશસ્ત્ર માણુસો તેની નજરે પડયા. તેઓ તળાવની તદ્દન પાસે આવી પહોંચીને તળાવના જોરથી ઉછળતા પાણી અને ઝડપથી ફરતાં ચક્ર તરફ વિસ્મિત દૃષ્ટિથી જોઇ રહ્યા હતા.

રતિસુંદરીએ માયાસુંદરી તરફ જોઇને કહ્યું:–" બ્હેન ! જો એ પુતળીઓનો ઉપયોગ ક્યારે કેવી રીતે કરવામાં આવે છે એ હું ન જાણતી હોત તો આ પ્રસંગે આપણી સ્થિતિ કેવી શોચનીય થઇ પડત ? "

માયાસુંદરી:–ખરું છે. ઇશ્વરકૃપાથી હમણાં તો આપણું રક્ષણ થયું છે, દુશ્મનો આશ્ચર્યચકિત બની જઇ ઝડપથી ફરતાં ચક્ર જોઇ રહ્યા છે. હવે તેઓ એક પગલું પણ આગળ વધવાની હિમ્મત કરી શકતા નથી !

બંસરી:–પરંતુ આવી સ્થિતિમાં આપણે ક્યાં સુધી રહીશું ? એ ચક્રો ઘણા દિવસ સુધી આ પ્રમાણે ફર્યા જ કરશે કે ?

રતિ:–હા, જો આપણે બંધ નહિ કરીએ તો બરાબર એક મહિના સુધી તે આવી રીતે ફર્યા જ કરશે. પછીથી એ ચક્રો ફેરવવાની બીજી જે યુક્તિ છે તે હું જાણતી નથી.

માયાસુંદરી:–ત્યારે એક મહિના સુધી આપણે અત્રે સહિસલામત રહી શકીશું. ત્યાં સુધીમાં આપણી મદદે કોઇ નહિ આવી પહોંચે કે ?

રતિ:–કેમ નહિ આવી પહોંચે ? કદાચ એમ માનો કે આપણું કોઇ સાથીદાર નહિ આવે તો પણ શ્યામગઢથી તો જરૂર મદદ આવશે જ; કેમ કે, આ પ્રદેશ શ્યામગઢની સત્તામાં છે, તથા શ્યામગઢ કાંઇ અહીંથી વિશેષ દૂર નથી. આટલાં બધાં માણસો અત્રે ઉપદ્રવ કરે અને એ વિષય મહારાણાજીથી ગુપ્ત રહે એ સર્વથા અસંભવ છે.

બંસરી:–બરાબર છે. હવે એ તો કહો કે, એક મહિના સુધી જોઇએ એટલી ખાધાખોરાકી અને બીજી આવશ્યકીય સામગ્રી મકાનમાં છે કે નહિ ?

રતિઃ-એક મહિનો તો શું પરંતુ એક વર્ષ ઉપરાંત ચાલી શકે એટલી સામગ્રી મકાનમાં તૈયાર છે.

બંસરીઃ-ત્યારે પાણી માટે કેમ કરીશું? હમણાં જેટલી ઝડપથી પાણી નીકળી જાય છે તે ઉપરથી એમ લાગે છે કે, એક પ્રહરમાં જ તળાવનું સઘળું જળ ચાલ્યું જશે.

બંસરીબાલાના આ વચનો સાંભળી રતિસુંદરી ચમકી ઉઠી. એનો પ્રસન્ન થયેલો ચહેરો પાછો ચિંતાતુર બની ગયો. એની આવી સ્થિતિ થઇ ગયેલી જોવામાં આવતાં માયાસુંદરી અને બંસરીબાલાને એમજ લાગ્યું કે, તળાવનું પાણી ચાલ્યું જશે એટલે પછી એમને તૃષાનું ભીષણ દુઃખ ભોગવી પોતાના જીવનનો અંત લાવવો પડશે. જો વસ્તુસ્થિતિ એવી ન હોત તો બંસરીબાલાનાં વચનો સાંભળીને રતિસુંદરી ચિંતાતુર બની જાત નહિ. તેને ચિંતાતુર બની ગયેલી જોઇને પુનઃ બંસરીબાલાએ તેને કાંઇ કહેવાની ઇચ્છા કરી, પરંતુ તેને કાંઇ કહેવાનો પ્રસંગ પ્રાપ્ત થયો નહિ. રતિસુંદરી એકાએક કાંઇ વિચાર કરીને, માયાસુંદરી તથા બંસરીબાલાને પોતાની પાછળ આવવાનો ઇશારો કરી, અગાસીમાંથી નીચે ઉતરી જે ઓરડીમાં સ્નાન કરવા માટે એક ન્હાનો હૉજ હતો એ ઓરડીમાં ગઇ. એ ઓરડીમાં એક તરફથી તળાવનું પાણી આવીને બીજી તરફથી બ્હાર નીકળી જતું હતું. આ સમયે તળાવમાંનું પાણી ઓછું થઇ ગયેલું હોવાથી હૉજમાંનું જળ પણ થોડું ઓછું થઇ ગયું હતું. રતિસુંદરીએ એ ઓરડીમાં જઇને તરતજ એ બન્ને પાણીના આવવા જવાના રસ્તા બંધ કરી દીધા. પછીથી એક ગાઢ નિશ્વાસ મૂકી, બંસરીબાલા તરફ જોઇને તેણે કહ્યુંઃ-"આ સમયે ઘણો ગજબ થઇ જવાનો હતો. જો તમે મ્હને પાણીનું સ્મરણ ન કરાવ્યું હોત તો આ હૉજના વિષયનું મ્હને ધ્યાન

રહ્યું નહોતું. તળાવનું પાણી ચાલ્યું જાય ત્યાં સુધી આપણે હૉજ-માંથી નીકળતા પાણીને બંધ કર્યું ન હોત તો હૉજમાં પણ બિલકુલ પાણી રહેત નહિ. એવું થાત તો તૃષાનું દારુણ દુઃખ વેઠીને આપ-ણને આપણા જીવનનો ત્યાગ કરવો પડત!”

બંસરીઃ—આ ઉપરથી એમ લાગે છે કે, તળાવનું પાણી ચાલી ગયા પછી આ હૉજ સિવાય બીજા કોઇ સ્થળેથી આપણને પાણી મળી શકે તેમ નથી. વળી હૉજમાંનું પાણી ત્રણ ચાર દિવસમાં જ ખૂટી પડે તેમ છે; તેથી આવી સ્થિતિમાં મકાનનાં ચક્રોને એક મહિના સુધી ફેરવવાં નિરર્થક છે. ખેદનો વિષય એ છે કે, જે કારીગરે આ મકાનના રક્ષણાર્થે આવી આવી અદ્‌ભુત વસ્તુઓ બનાવી છે એણે એટલો પણ વિચાર નહિ કર્યો હોય કે, તળાવમાંનું પાણી ચાલ્યું ગયા પછી અહીં રહેતાં માણસો ક્યાંથી પાણી પીશે ?! આ મકાનમાં એક કૂવો બનાવવાની ઘણી જ જરૂર હતી.

રતિઃ—ખરું છે; પરંતુ મ્હારી માન્યતા એવી છે કે, આ મકા-નને બનાવનાર કારીગરે આવી મ્હોટી ભુલ નહિ જ કરી હોય. તેણે કોઇ કૂવો અવશ્ય બનાવેલો હશે; છતાં મ્હને તેની માહિતી નથી. ઠીક, હું બનતા પ્રયત્ને તેને અવશ્ય શોધી કાઢીશ.

બંસરીઃ—મ્હારા મનમાં બીજી પણ એક શંકા છે.

રતિઃ—શી શંકા છે?

બંસરીઃ—તળાવનું પાણી ચાલી ગયા પછી, અહીં સુધી આવી પહોંચવાને માટે દુશ્મનો આ મકાનની નીચે સુરંગ ખોદવાની અને દિવાલ તોડવાની મહેનત કરે તો એમાં આશ્ચર્ય જેવું કાંઇ નથી.

રતિઃ—ના ના—એમ કદાપિ બની શકે નહિ. આ મકાનની દિવાલ કોઇ પણ જગ્યાએથી તુટી શકે તેમ નથી.

આ સમય દરમ્યાન તળાવની બ્હારથી વિશેષ કોલાહલનો અવાજ સાંભળવામાં આવ્યો; જે સાંભળીને રતિસુંદરી, માયાસુંદરી અને બંસરીબાલાની સાથે પાછી અગાસીમાં ચાલી ગઇ, તથા ત્યાં છુપાઇ રહીને એ ત્રણે જણીઓ દુશ્મનોની હિલચાલ જોવા લાગી. દુશ્મનો આ મકાનમાં જઇ શકવાનો રસ્તો નહિ જણાયાથી શોરબકોર કરી રહ્યા હતા. તેઓમાંના કેટલાક તો હાથમાં તીરકમાન લઇને જો મકાનમાંનું કોઇ માણસ નજરે પડે તો તેનો નાશ કરવાને તૈયાર થઇ રહ્યા હતા. માયાસુંદરીએ ઘણા ધ્યાનથી દુશ્મનો તરફ જોઇને રતિસુંદરીને કહ્યું:–"બ્હેન! આ દુશ્મનોમાંના કેટલાકને હું સારી રીતે ઓળખું છું. કેમ કે જ્યારે હું મ્હારા પિતાની પાસે હતી ત્યારે એ લોકો તેમના નોકર હતા."

રતિ:–ઠીક છે. હું પણ એ લોકોને ઓળખું છું. તેઓ તમારા પિતાજીના જ નોકર હોઇ તેમને છોડાવવાના વિચારથી અત્રે આવેલા છે.

આ વાક્ય સાંભળી ચમકી ઉઠીને માયાસુંદરીએ પૂછ્યું:–"ત્યારે મ્હારા પિતાશ્રીને આ મકાનમાં કેદ કરી રાખવામાં આવ્યા છે કે શું?"

રતિઃ–હા, તેમને આ મકાનમાં જ કેદ કરી રાખવામાં આવ્યા છે.

માયાસુંદરીને જ્યારે માલૂમ પડ્યું કે, એનો પિતા આ મકાનમાં જ કેદી તરીકે રહેલો છે ત્યારે એના અંતરમાં સખ્ત આઘાત લાગ્યો. જો કે એના પિતા તરફથી એને ઘણું દુઃખ વેઠવું પડ્યું હતું; છતાં માયાસુંદરીનું હૃદય ઘણું દયાર્દ્ર હતું. પિતાના કેદમાં પડયાના સમાચાર સાંભળી આજ સુધીમાં ભોગવવું પડેલું સઘળું દુઃખ થોડા સમય માટે એ ભુલી ગઇ. તે સાથે તેનાં નેત્રો સમક્ષ ખંડેરવાળો

પેલો પ્રસંગ, કે જે પ્રસંગે તેનો સગો ભાઇ હાથમાં ખંજર લઇને તેનો જીવ લેવાને તૈયાર થયો હતો તે સ્મરણશક્તિની સહાયતાથી ઉપસ્થિત થયો. એ સમયે રામશિલાવાળો સાધુ ઉપસ્થિત થયેલો હોવાથી જ અભાગિની માયાસુંદરીના જીવનનું રક્ષણ થયું હતું. હજી સુધી માયાસુંદરી એમ માનતી હતી કે, જો તે તેના પિતાને આધીન થાય તો નિષ્ઠુર કનકસિંહ તેને મારી નાખ્યા સિવાય રહે નહિ; છતાં તે આજે પણ પોતાની સ્વભાવસુલભ દયાર્દ્રતાનો ત્યાગ કરી શકી નહિ. એણે સજળનયને રતિસુંદરી તરફ જોઇને ગદ્દગદ કંઠે કહ્યું:-"બ્હેન ! જો હું મ્હારા પિતાનું દર્શન કરવાનો વિચાર તમારી પાસે પ્રકટ કરીશ તો તેથી તમને આશ્ચર્ય લાગશે; પરંતુ હું લાચાર છું કે એક વખત તેમનું દર્શન કર્યાં સિવાય શોકથી સંતપ્ત બનેલું મ્હારું મન સ્વસ્થ થાય તેમ નથી."

રતિઃ-ખરું છે. જો બીજી કોઇ નિરપરાધિની બાળિકા આવા પિતાનું દર્શન કરવાની ઇચ્છા દર્શાવત તો એથી મ્હને આશ્ચર્ય ઉપજ્યા સિવાય રહેત નહિ; પરંતુ તમારો આવો વિચાર જાણવામાં આવતાં મ્હને આશ્ચર્ય ઉપજતું નથી; કેમ કે તમારા સ્વભાવને હું ઘણી સારી રીતે જાણું છું; પરંતુ બ્હેન માયાસુંદરિ ! મ્હારો એવો નિશ્ચય છે કે, તમે તમારા પિતાના દર્શનથી પ્રસન્ન નહિ જ થઈ શકો; ઉલટું એ પ્રકારથી તમને વિશેષ દુઃખ થશે. તેઓ વિવશ હોવા છતાં તમને જોતાંની સાથે જ વિવિધ પ્રકારે તમારો તિરસ્કાર કરશે, તથા બનશે તો તમારા પ્રાણનો વિનાશ કરી નાખવાનો પ્રયત્ન પણ કરશે.

માયાસુંદરીઃ-તમારું કહેવું ખરું છે; પરંતુ માતાપિતા તરફના તિરસ્કારને હું આશીર્વાદ સમાન સમજું છું. તેઓ જો મ્હને કાંઇ કહેશે તો તેની મ્હને ચિંતા નથી. વળી વિશેષ સમય સુધી હું તેમની

પાસે રોકાઇશ નહિ. માત્ર તેમને જોઇને જ હું પાછી આવતી રહીશ. મ્હારો એવો વિશ્વાસ છે કે, તળાવની બ્હાર આપણા જે દુશ્મનો ઉભા રહ્યા છે તેઓ આપણું કાંઇ બગાડી શકે તેમ નથી. જો હમણાં તમારી કૃપા હશે, તો આવા સમયે પણ હું મ્હારા પિતાને મળી શકીશ.

રતિઃ-જ્યારે તમારો આટલો બધો આગ્રહ છે ત્યારે પછી હું તમને કેદખાનામાં લઇ જવાને તૈયાર છું.

બંસરીઃ-હું પણ તમારી સાથે આવું કે ?

રતિઃ—હા હા, કાંઇ હરકત નથી. તમે પણ અમારી સાથે આવીને એક વખત તમારી રાણી માધવીની દુર્દશાનું દર્શન કરી લ્યો.

પછીથી દાસીઓને બોલાવી તેમને હૉજ સંબંધી તથા બીજા કેટલાક વિષયો સંબંધી યથોચિત સમજણ આપીને, માયાસુંદરી તથા બંસરીબાલાને સાથે લઇ રતિસુંદરી ત્યાંથી રવાના થઇ, તથા એક ઓરડીમાંથી ફાનસ અને ખંજર લઇ બીજી ઓરડીમાં ચાલી ગઇ. એ ઓરડીમાં કોઇ પણ પ્રકારનો સરસામાન નહોતો. ઓરડીને મજબૂત તાળું લાગેલું હતું. એ તાળું ઉઘાડીને ત્રણે જણીઓએ અંદર પ્રવેશ કર્યો. એ ઓરડી ઘણી ન્હાની હોઇ તેનું કાંઇ વર્ણન કરવાની જરૂર જેવું નથી. એ ઓરડીની નીચે એક ભોંયરું હતું. ભોંયરામાં ઉતરવા માટે જમીનમાં લોખંડનું એક ન્હાનું દ્વાર હતું. રતિસુંદરીએ એ ફાનસને જમીનપર મૂકી કમરપરથી કુંચી કાઢીને એ ભોંયરાનું દ્વાર ઉઘાડ્યું તો ત્યાથી નીચે ભોંયરામાં ઉતરવાનાં પગથીઆં હતાં. હાથમાં ફાનસ લઇ માયાસુંદરી તથા બંસરીબાલાને પોતાની પાછળ પાછળ આવવાને કહી રતિસુંદરી એ ભોંયરામાં ઉતરવા લાગી; પરંતુ જ્યારે તે પગથીઆં ઉતરીને નીચે જઇ પહોંચી

ત્યારે એકાએક ચમકી ઉઠીને એવી રીતે ચોતરફ જોવા લાગી કે, જાણે કે કોઇ અમૂલ્ય, અલભ્ય અને અદ્ભુત વસ્તુ એની પાસેથી ગૂમ કેમ ન થઇ ગઇ હોય!

આ ભોંયરું દશ હાથ પહોળું અને પંદર હાથ લાંબુ હતું. એની સ્થિતિપરથી એમજ લાગતું હતું કે, કેદીઓને રાખવા માટે જ એને બનાવવામાં આવેલું હોવું જોઇએ. બન્ને બાજૂએ બારણાં વગરની દશદશ ઓરડીઓ હારબંધ આવેલી હતી, તથા આવડા ન્હાના ભોંયરામાં વીસ ઓરડીઓ આવેલી હોવાથી એમાં રાખવામાં આવતા કમનસીબ કેદીઓને કેટલું બધું કષ્ટ ભોગવવું પડતું હશે એની કલ્પના વિચારશીલ વાંચકબંધુઓ સહેલાઇથી કરી શકશે. બન્ને બાજૂઓની ઓરડીઓના મધ્ય ભાગમાં, કેદીઓને ખોરાક તથા પાણી આપવા જવાનો સાંકડો માર્ગ હતો, અને તેના એક છેડાપર ભોંયરામાં આવવાનાં ન્હાનાં પગથીઆં હતાં. બીજી બાજૂના છેડાપર લોખંડનું એક મજબૂત દ્વાર હતું. એ દ્વાર હમણાં ખુલ્લું જ હતું, અને લોખંડનું એક મ્હોટું તાળું એની પાસે જમીનપર પડયું રહ્યું હતું. આવી રીતે એ દ્વાર ખુલ્લું જોવામાં આવવાથી તથા કેદીઓ નજરે નહિ પડવાથી રતિસુંદરીએ ચમકી ઉઠીને કહ્યું:—"આ દ્વારનું તાળું કોણે ઉઘાડયું તથા હાથકડી અને બેડીઓથી બંધાયલા કેદીઓ કેવી રીતે અહીંથી પલાયન કરી ગયા એ હું સમજી શકતી નથી. આપણાં દાસદાસીઓમાંથી કોઇએ એમને પલાયન કરી જવાના કાર્યમાં સહાયતા કરેલી હોવી જોઇએ એમજ મ્હને લાગે છે; કેમ કે, બ્હારની બાજૂએથી આ દ્વાર ઉઘડી શકતું નહિ હોવાથી તેમનું કોઇ મદદગાર આવી તેમને મુક્ત કરે એ સર્વથા અસંભવિત છે."

"આ શું કોઇ સુરંગનું દ્વાર છે કે?" માયાસુંદરીએ પૂછ્યું.

"આવશ્યક પ્રસંગે અહીં આવજા કરવા માટે એક સુરંગ આ-વેલી હોઇ તે ઘણે દૂર સુધી ગયેલી છે. જે દિવસે તમારા પિતાજીને કેદ કરી અત્રે લાવવામાં આવ્યા હતા તે દિવસે એ સુરંગ ઉઘાડ-વામાં આવી હતી! નહિ તો ઘણાં વર્ષથી એ બંધ જ રહે છે એમ કહેવું જોઇએ!" રતિસુંદરીએ ઉત્તર આપ્યો.

"ત્યારે તો આપણે સુરંગના આ દ્વારને સત્વર બંધ કરી દેવું જોઇએ; નહિ તો દુશ્મનો કદાચ એ રસ્તેથી અત્રે આવી પહોંચશે." બંસરીબાલાએ ભય દર્શાવ્યો.

"પરંતુ આપણે પ્રથમ સુરંગમાં જઇને કેદીઓની તપાસ ક-રીએ તો કદાચ તેમનો પત્તો લાગે પણ ખરો!" માયાસુંદરીએ કહ્યું.

"ખરું છે; પરંતુ હથિયાર લીધા સિવાય સુરંગમાં જવું વ્યા-જબી નથી. જો તમે થોડો વખત અહીં ઉભાં રહો તો હું તિલિસ્મી ભાલો લઇ આવું!" રતિસુંદરીએ આમ કહ્યું એટલે માયાસુંદરીએ તેને ભાલો લઇ આવવા મોકલી. પછીથી રતિસુંદરી જ્યારે ભાલો લઇને પાછી ભોંયરામાં આવી ત્યારે માયાસુંદરી અને બંસરીબાલા ત્યાં ન-જરે નહિ પડવાથી એ ઘણી ભયભીત બની ગઇ. ભાલો લેવા જતી વખતે સુરંગનું દ્વાર ખુલ્લું જ રહેવા દેવામાં તેણે ગંભીર ભૂલ કરી હતી એમ હવે તેને લાગ્યું. સુરંગમાંથી જ શત્રુઓ આવી માયાસું-દરી તથા બંસરીબાલાને ઉપાડી ગયા હશે એમ વિચારી હાથમાં તિલિસ્મી ભાલો લઇ એ સુરંગમાં તેણે પ્રવેશ કર્યો. પૂર્વે કદાપિ તે એ સુરંગમાં ગઇ નહોતી; તેથી એ સંબંધીની કશી હકીકત તેને માલૂમ નહોતી; તિલિસ્મી ભાલાનો હાથો દબાવી એમાંથી નીકળતા પ્રકાશની સહાયતાથી તે સુરંગમાં આગળ વધવા લાગી. થોડો માર્ગ વટાવ્યા પછી નીચે ઉતરવાના પગથીઆં તેની નજરે પડયાં. એ પગ-

થીઆં ઉતરી નીચે જતાં એક સુરંગ તેના જોવામાં આવી. એ બીજી સુરંગમાં ઝડપથી તે આગળ જવા લાગી. આવી રીતે થોડે આગળ વધતાં પોતાની આગળ કેટલાક માણુસો ચાલ્યા જતા હોય એવો તેને ભાસ થયો. જ્યારે એ માણુસોના જોવામાં તિલિસ્મી ભાલાનો પ્રકાશ આવ્યો ત્યારે તેઓ આગળ નહિ વધતાં ત્યાં ઉભા રહ્યા. એ માણુસો જ માયાસુંદરી અને બંસરીબાલાનું હરણુ કરી જતા હતા. તિલિસ્મી ભાલામાંથી નીકળતા પ્રકાશથી તેમની આંખો અંજાઇ ગઇ; જેથી તેઓ સુરંગમાંથી પલાયન કરી શક્યા નહિ. તેમની છેક પાસે જતાં રતિસુંદરીને માલૂમ પડ્યું કે તેઓ ચાર જણુ હતા. ભાલામાંથી નીકળતો પ્રકાશ જોઇ નહિ શકાયાથી આંખોને હાથથી દબાવી દઇ તેઓ જમીનપર બેસી ગયા હતા. માયાસુંદરી અને બંસરીબાલાની સ્થિતિ પણુ એવીજ થઇ ગઇ હતી. રતિસુંદરીએ એ ચારે માણુસના શરીર સાથે પોતાના ભાલાનો સ્પર્શ કરીને તેમને બેહોશ બનાવી દીધા. પછીથી તેણે ભાલાના પ્રકાશને બંધ કર્યો. હવે માયાસુંદરી તથા બંસરીબાલાએ પોતાની આંખો ઉઘાડી. એમના હાથપગ દોરડાથી બંધાયલાં હોવાથી પ્રથમ રતિસુંદરીએ તેમને બન્નેને બંધનમુક્ત કરી. પછી તેણે કહ્યું:—" બ્હેનો ! જો તમે બન્ને થોડા સમય સુધી અત્રે બેસો તો હું આગળ જઇને જોઇ આવું કે, સુરંગમાં બીજું કોઇ છે કે નહિ ! વળી સુરંગનું પેલી તરફનું દ્વાર પણુ બંધ કરી આવવાની જરૂર છે."

માયાસુંદરી:—ના બ્હેન ! હવે આગળ જવાની જરૂર નથી. આપણે અહીંથી જ પાછાં ફરો અને તમે સુરંગનું તેમજ ભોંયરાનું દ્વાર અંદરથી બંધ કરી દો.

માયાસુંદરીનાં આ વચન સાંભળી રતિસુંદરીએ સ્વગત કાંઇ

વિચાર કરીને કહ્યું:-"તમારે અહીં રોકાવવાની જરૂર નથી. તમે બન્ને અંદર જઇને સુરંગ તથા ભોંયરાના દ્વારને બંધ કરી દો. હું બ્હાર જાઉં છું. કેદીઓ પલાયન કરી ગયેલા હોવાથી બ્હાર જઇને તેઓ મ્હોટું તોફાન જગાવશે તથા મ્હારે પદ્માવતી બ્હેન પાસે નીચું જોવું પડશે. ઇશ્વરકૃપાથી તમને બન્નેને હું મુક્ત કરી શકી એ સારું થયું; નહિ તો મ્હારા શોકનો પાર રહેત નહિ."

બંસરીબાલાએ કહ્યું:-"પરંતુ સેંકડો શત્રુઓ પાસે જઇને તમે એકલાં શું કરી શકશો? તમને એકલાંને અહીંથી વિદાય કરીને અમે કેવી રીતે નિશ્ચિંત રહી શકીએ?"

રતિસુંદરીએ આ વાક્યોના પ્રત્યુત્તરમાં કહ્યું:-"મ્હારા માટે તમે બિલ્કુલ ચિંતા રાખશો નહિ. મ્હારી પાસેના આ તિલિસ્મી ભાલાથી હું સેંકડો શત્રુઓપર વિજય મેળવવાને શક્તિવતી છું. આ અદ્‌ભુત ભાલાના ભેદથી તમે અજ્ઞાત હોવાથી જ આમ કહો છો!"

માયાસુંદરીએ રતિસુંદરીનાં આ વાક્યો તરફ ધ્યાન નહિ આંપતાં કહ્યું:-"તમે ગમે તેમ કહો; પરંતુ અમે તમને એકલાંને જવા દઇશું નહિ; છતાં અમારા કહેવા તરફ ધ્યાન નહિ આપતાં તમે અહીંથી જશો તો અમે પણ તમારી સાથે આવીશું."

રતિસુંદરીએ એમને બન્નેને સમજાવવાનો ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ તેનો સઘળો પ્રયત્ન વૃથા થઇ પડયો. છેવટે એ ચારે બેહોશ માણસને ભોંયરામાં મૂકી, સુરંગનું દ્વાર બંધ કરીને તેમણે ત્રણેએ બ્હાર નીકળી પડવાનો વિચાર કર્યો. છેવટે તેઓ ત્રણે એ ચારે માણસોને ઘસડતી ઘસડતી સુરંગના દ્વાર પાસે લઇ ગઇ. આ કાર્ય કરતાં તેમને લગભગ અડધા કલાક જેટલો સમય લાગ્યો. આ સુરંગના છેડાનો બીજી એક ખોહ સાથે સંબંધ હતો. એ ખોહ એક પહાડમાં

આવેલી હોઇ તેને બંધ કરવાનું એક દ્વાર પણ હતું. એ દ્વાર આ વખતે ખુલ્લું હતું. ઘસડી આણેલા ચારે માણસોને બહાર ખોહમાં ફેંકી દઇ દ્વાર બંધ કરી દઇને રતિસુંદરીએ અંદરથી સાંકળ વાસી દીધી. આટલું કાર્ય કર્યા પછી એ ત્રણે જણીઓ ત્યાંથી પાછી ફરી. રસ્તામાં રતિસુંદરીએ તિલિસ્મી ભાલાની સઘળી હકીકત માયાસુંદરી અને બંસરીબાલાને સમજાવી દીધી. સુરંગ તથા ભોંયરાનાં દ્વાર બંધ કરી દીધા પછી દુશ્મનોની હિલચાલ જોવાના હેતુથી એ ત્રણે જણીઓ અજાયબઘરની અગાસીમાં ગઇ. અગાસીમાંથી છુપી રીતે દુશ્મનોપર તીરનો મારો ચલાવી શકાય એ માટે અગાસીમાં તેમણે એક મ્હોટું કાણું કરી રાખ્યું હતું. એ મ્હોટા કાણામાંથી જોતાં તળાવનું સઘળું પાણી ચાલ્યું ગયેલું તેમના જોવામાં આવ્યું. પેલાં ઝડપથી ફરતાં ચારે ચક્ર હવે સ્પષ્ટતાથી જોઇ શકાતાં હતાં. દુશ્મનો એ ચક્રોને કેવી રીતે ફરતાં અટકાવવાં એ વિષયનો વિચાર કર્યા કરતા હતા. રાત્રિનો લગભગ એક પ્રહર પસાર થઇ ગયો હતો. ચંદ્રદેવ અસ્ત થવાની તૈયારી કરતા હોવાથી વસુંધરાપર ધીમે ધીમે અંધકારનો વિસ્તાર થતો હતો. એવામાં દુશ્મનોએ અજાયબઘર સૂધી જઇ પહોંચવાનો એક માર્ગ શોધી કાઢયો. તેમણે અજાયબઘરની આસપાસ આવેલા તળાવમાં માટી નાખીને તેને પૂરી દેવા માંડયું. એમ કરવાથી પેલાં ચક્રો આપોઆપ ફરતાં બંધ જઇ જશે એવો તેમણે વિચાર કર્યો હતો. એમણે આવા વિચારથી જ્યારે તળાવ પૂરી નાખવા માંડયું ત્યારે રતિસુંદરી, માયાસુંદરી અને બંસરીબાલા ગભરાઇ ગઇ. આ સમયે દુશ્મનો પાસે માટી ખોદવાનાં હથિયારો નહિ હોવાથી એ કામમાં તેમણે પોતાનાં અસ્ત્રશસ્ત્રોનો ઉપયોગ કરવા માંડયો હતો, અને તેથી તેમને માટી ખોદવામાં ઘણો વખત કાઢવો પડતો હતો. તળાવમાં જ્યારે થોડી

માટી ભરાઇ ત્યારે રતિસુંદરીએ માયાસુંદરી તરફ જોઇને ભયસૂચક સ્વરે કહ્યું:–" શત્રુઓ જો કે એક બે દિવસમાં સઘળું તળાવ પૂરી શકશે નહિ; કિન્તુ હવે નિશ્ચિંત નહિ બેસી રહેતાં આપણે આપણા સંરક્ષણની વ્યવસ્થા સત્વર કરવી જોઇએ. આપણે આ પ્રસંગે સુરંગમાં થઇને પલાયન કરી જાત; પરંતુ સુરંગના બીજી બાજૂના દ્વારની દુશ્મનોને માહિતી મળી ગયેલી હોવાથી તેમણે ત્યાં પણ આપણને કેદ પકડવાની તૈયારી કરી રાખી હશે."

" ખરું છે, હવે તો અહીંથી તીરોની વૃષ્ટિ વર્ષાવીને આપણે બની શકે એટલા શત્રુઓનો વિનાશ કરવો જોઇએ. એ સિવાય બીજો કોઇ માર્ગ હોય એમ મ્હને લાગતું નથી." માયાસુંદરીએ કહ્યું.

" બ્હેન ! હજી પણ હું તમને આગ્રહપૂર્વક કહું છું કે, તમે મ્હને પેલો તિલિસ્મી ભાલો લઇને સુરંગમાંથી બ્હાર જવા દ્યો. એ સઘળા શત્રુઓનો પરાજય કરવાની શક્તિ મ્હારામાં છે એ માટે તમે સર્વથા નિશ્ચિંત રહો. વળી મ્હારી પાસેના તિલિસ્મી ભાલાની શક્તિથી પણ મ્હેં તમને પરિચિત કર્યા છે; તેથી દુરાગ્રહ કરીને મ્હને શામાટે રોકી રાખો છો ?" રતિસુંદરીએ કહ્યું.

" એ સઘળું સત્ય છે; છતાં ધારો કે, દુશ્મનો પાસે તમે તિલિસ્મી ભાલો લઇને જઇ પહોંચો તે પહેલાંજ તેઓ તીરોની વૃષ્ટિ વર્ષાવી તમારા પ્રાણનો નાશ કરે તો ?" બંસરી.બાલાએ ભય દર્શાવ્યો.

આ વાક્યો સાંભળી રતિસુંદરી ગંભીર વિચારમાં પડી ગઇ. થોડા સમય પછી કાંઇ યાદ આવતાં તેણે કહ્યું:–" બરાબર છે. તમારી શંકા કાંઇ ખોટી નથી; છતાં મ્હારા શરીરપર આવી રહે એવું એક બખ્તર અહીં છે. હું એ બખ્તર પહેરી જઇશ એટલે શત્રુઓના હાથમાંથી છુટતાં તીરો, મ્હારા પ્રાણનો નાશ કરી શકશે નહિ. જીવનો

ભય રાખી શત્રુઓથી છુપાઇ રહેવામાં કલ્યાણ નથી. તેઓ આ અજાયબઘરમાં આવી, આપણને સર્વને કેદ કરી આપણા સતીત્વ-ધર્મને કલંકિત કરે એ કરતાં યુક્તિપ્રયુક્તિથી બની શકે એટલા શત્રુ-ઓને પરલોકમાં પહોંચાડી દઇને આપણે યુદ્ધમાં ઉતરીએ એજ મ્હને વિશેષ હિતકર લાગે છે."

માયાસુંદરીએ કહ્યું:-"તમારો વિચાર સર્વાંશે સ્તુત્ય છે; પરંતુ તમે તમારા જીવને જોખમમાં નાખવા જાઓ છો; વળી ધારો કે, કદાચ ન કરે નારાયણ ને તમારું કાંઇ અનિષ્ટ થાય તો પછી દુષ્ટ બુદ્ધિના દુશ્મનો અમારી કેવી દુર્દશા કરે એ વિષયની કલ્પના હું કરી શકતી નથી. અમે પણ તમારી સાથે આવવું જ સમયોચિત ધારીએ છીએ."

આવી રીતે માયાસુંદરી તથા બંસરીબાલાએ પોતાને સાથે લઇ જવાનો રતિસુંદરીને ઘણો આગ્રહ કર્યો; છતાં અંતે એમનો ત્રણેનો કેટલીક વાટાઘાટ થયા પછી એવો નિર્ણય થયો કે, પોતાનો વેષ બદલી, કવચ પહેરી હાથમાં પેલો તિલિસ્મી ભાલો લઇને રતિસુંદરી દુશ્મનો પાસે જાય તથા તેમને મારી હઠાવે. આવો નિર્ણય થયા પછી એ ત્રણે જણીઓ અગાસીમાંથી નીચે ઉતરી એક ઓરડીમાં ગઇ. રતિસુંદરીએ પોતાના શરીરને એવી રીતે રંગી નાખ્યું કે તેને જોતાંની સાથે ગમે એવો સાહસિક અને હિમ્મતબાજ માણસ પણ થોડા સમય સુધી ભયભીત બની ગયા સિવાય રહે નહિ. પછી બખ્તર પહેરી હાથમાં તિલિસ્મી ભાલો લઇ તે ત્યાંથી વિદાય થવાની તૈયારી કરવા લાગી. માયાસુંદરી અને બંસરીબાલા પણ હાથમાં ફાનસ લઇ તેને થોડે સુધી મૂકી આવવાને તૈયાર થઇ. ભોંયરાનું દ્વાર ઉઘાડી અંદર પ્રવેશ કરીને તેઓ ત્રણે જણીઓ સુરંગમાં જવા લાગી. સુરંગમાં

થોડે સુધી ગયા પછી એકાએક પાછળનું સુરંગનું દ્વાર બંધ થઇ જવાનો અવાજ સાંભળવામાં આવ્યાથી તેઓ ગભરાઇને ઉભી રહી. રતિસુંદરીએ ભયભીત બની જઇને કહ્યું:-"આ શું? આપણો કોઇ શત્રુ અજાયબઘરમાં આવીને છુપાઇ રહ્યો હોય એમજ હવે મ્હને લાગે છે!"

આમ કહીને રતિસુંદરી પાછી ફરી સુરંગના દ્વાર પાસે આવી તો એ દ્વાર બંધ થઇ ગયેલું તેના જોવામાં આવ્યું. દ્વાર ઉઘાડવાની તેણે મહેનત કરી; પરંતુ કાંઇ વળ્યું નહિ. આ પ્રસંગે રતિસુંદરી, માયાસુંદરી અને બંસરીબાલાના હૃદયની સ્થિતિ કેવી અનુકંપાજનક થઇ પડી હશે એની કલ્પના વિચારશીલ વાંચકબધુંઓએ જ કરી લેવી. અત્યારે ભયથી તેઓ આકુળ વ્યાકુળ બની ગઇ. અંતે થાકી જઇ જમીનપર બેસતાં માયાસુંદરીએ કહ્યું:-"આપણી કોઇ દાસી જ દુશ્મનને મળી ગઇ હશે એમ હું ધારું છું, અને જો તેમ નહિ હોય તો વિરુદ્ધપક્ષનો કોઇ બહુરૂપી આપણા નોકરનો વેષ ધારણ કરીને અજાયબઘરમાં આવીને રહેલો હશે!"

"મ્હને પણ હવે એમજ લાગે છે. આપણા કેદીઓને પણ એ દાસીએ જ છૂટા કરેલા હોવા જોઇએ. આપણે અજાયબઘરમાં પાછાં જઇ શકીએ નહિ એ માટે જ તેણે સુરંગનું દ્વાર બંધ કરી દીધું હશે. આપણે એ વિષય સંબંધી કાંઇ તપાસ કરી નહિ એ ઘણું ખોટું કર્યું છે. આપણા માણસોને આપણી આવી શોચનીય સ્થિતિ થઇ જવાની ખબર કેવી રીતે પડશે? વળી આ તરફથી સુરંગનું દ્વાર ઉઘડી શકે તેમ નથી. વળી જો સુરંગના બીજી બાજૂના દ્વારને પણ દુશ્મનોએ બંધ કરી દીધું હશે તો આપણે શું કરીશું? ચાલો, નિષ્પ્રયોજન અહીં રોકાઇ રહેવાથી કાંઇ સારું પરિણામ આવવાનું નથી. બીજી બાજૂનું દ્વાર ખુલ્લું છે કે બંધ તેની આપણે પ્રથમ

તપાસ કરવાની જરૂર છે." રતિસુંદરીએ કહ્યું.

તરત જ એ ત્રણ જણીઓ સુરંગના બીજી બાજૂના દ્વાર તરફ જવા લાગી અને થોડા સમયમાં જ ત્યાં જઇ પહોંચી. રતિસુંદરીએ એ દ્વારની સાંકળને ઉઘાડી જોરથી તેને એક ધક્કો માર્યો; છતાં દ્વાર ઉઘડયું નહિ. આ સમયે એક હાય પોકારી જમીનપર બેસી જઇને કરુણાજનક કંઠે તેણે કહ્યું:—"બ્હેનો! દુશ્મનોના પાસા પોબાર છે. તેઓ આપણને સહેલાઇથી ફસાવી શકયા છે. હવે આપણે કોઇ પણ રીતે આપણા જીવનનું સંરક્ષણ કરી શકીએ તેમ નથી. જો આ દ્વાર અંદરથી પણ ઉઘડી શકતું હોત તો તેને બ્હારથી શત્રુઓએ કેવી રીતે બંધ કર્યું છે એ આપણે જાણી શકત; પરંતુ અફસોસ કે, એના કારીગરે અંદરથી બારણું ન ઉઘડે એવી યોજના કરવામાં ગંભીર ભુલ કરી છે. અરેરે! મ્હારા પોતાના જીવનની મ્હને લેશ માત્ર પણ ચિંતા નથી; પણ મ્હારે લીધે તમારી બન્નેની આવી દુર્દશા થયેલી હોવાથી મ્હારા શોકનો પાર રહ્યો નથી." આવી રીતે રતિસુંદરી વિલાપ કરવા લાગી. માયાસુંદરી અને બંસરીબાલાની ચિંતાનો પણ પાર રહ્યો નહોતો; છતાં તેઓ રતિસુંદરીને વિલાપ કરતી જોઇ તેનું સાંત્વન કરવા લાગી. કેટલાક સમય સૂધી અશ્રુવિસર્જન કર્યા પછી તેમણે ત્રણેએ સાહસનો સંચય કરી પુનઃ એ દ્વાર ઉઘાડવાનો પ્રયત્ન કરવા માંડયો.



# પ્રકરણ ૨ જું.

## કનકસિંહની મુલાકાત.

મધ્યાન્હકાળ હતો. ભગવાન્ સૂર્યનારાયણ ઉગ્ર સ્વરૂપ ધારણ કરી જાણે કે અગ્નિકણાની વસુંધરાપર વૃષ્ટિ કરતા હોય એવો ભાસ થતો હતો. આવા સમયે એક નહેરના કિનારા-પર આરામ લેવા માટે બે મનુષ્યો બેઠેલાં હતાં. તેમના મસ્તકપર જંગલી વૃક્ષોની છાયા થઇ રહેલી હતી. તેઓ એકબીજાંની સાથે મૃદુસ્વરે વાતચિત કરતાં હતાં. એ બે મનુષ્યોમાં એક પેલો નકટો દારોગો હતો અને બીજી પાપપ્રતિમા માયાવિની હતી. તેમની આવી દુર્દશા થઇ ગયેલી હોવા છતાં તેમની પૈશાચિક મહત્વાકાંક્ષા દૂર થઇ નહોતી. એ બન્ને ઇન્દ્રદેવના આશ્રયમાંથી ગુપચુપ પલાયન કરીને અત્રે આવ્યાં હતાં. હવે ઇન્દ્રદેવને પણ તેઓ પોતાનો શત્રુ સમજતાં હોવાથી તેનું અનિષ્ટ કેવી રીતે કરવું એ પણ તેમના વિચારનો વિષય થઇ પડ્યો હતો. માયાવિનીએ કહ્યું:-"મ્હારે બીજી જે કેટલીક વ્યવસ્થા કર-વાની છે તે એક વખત કરી નાખવા ઘો; પછી હું ઇન્દ્રદેવને પણ આ માયાવિની પોતાના માયા-પ્રાબલ્યનો પરિચય કરાવ્યા સિવાય નિશ્ચિંત થશે નહિ."

દારોગો:-બેશક, મ્હને પણ ઇન્દ્રદેવપર ઘણો ક્રોધ ઉપજ્યો છે. એ નાલાયકે આવા કટાકટીના પ્રસંગે આપણને સહાયતા કરવાની સાફ ના પાડી છે એ તેનો અપરાધ સર્વથા અક્ષમ્ય છે. ઠીક છે, હવે પ્રથમ વીરસિંહના શત્રુઓ કોણ કોણ છે એનો આપણે વિચાર કરવો જોઇએ. ત્યાર પછી આપણે કોઇ પણ પ્રકારે તેમને આપણા સાથીદાર

કિંવા પક્ષકાર બનાવવા જોઇએ. આપણું પહેલું કાર્ય આપણા મંડળમાં વધારો કરવાનું છે.

માયાવિનીઃ–ખરૂં છે. હું આપના વિચારને મળતી છું. હવે જે લોકો આપણા સાથીદારો થઇ શકે તેમ છે તેમનાં નામ ઠામ તો આપ કહો ? વળી એ લોકો હમણાં ક્યાં છે એ જાણવાની પણ મ્હારી ઇચ્છા છે.

થોડા સમય સૂધી વિચાર કર્યા પછી ગંભીરભાવ ધારણ કરીને દારોગાએ કહ્યુંઃ–" મહારાણો કનકસિંહ, ભીમસિંહ અને તેમના સાથીદારો એક, માધવી બે, દિગ્વજયસિંહનો પુત્ર કલ્યાણસિંહ ત્રણ, સમશેરખાન કે જેની પુત્રીને વીરસિંહે કેદ કરી રાખી છે તે ચાર. એ ચારે જણાં વીરસિંહની સાથે ઘણી શત્રુતા ધરાવે છે."

માયાવિનીઃ–જો આપણે એ ચારે જણાંની મદદ મેળવી શકીએ તો વીરસિંહને ત્રાહી ત્રાહી પોકારાવીએ એમાં સહજ પણ સંદેહ નથી; છતાં અફસોસનો વિષય એ છે કે, સમશેરખાન સિવાય અન્ય સર્વ વીરસિંહની કેદમાં છે. ઠીક, હવે મ્હને એ તો કહો કે, રાણા કનકસિંહને કોણે કેદ કર્યા હતા, તથા હમણાં તેઓ ક્યાં છે ?

દારોગોઃ–પિશાચપતિએ જ અરિસિંહનું નામ ધારણ કરી તેને ફસાવીને પદ્માવતીના અજાયબઘરમાં કેદ કરી રાખ્યો છે. માધવી તથા મનોરમા પણ એ મકાનમાં જ કેદી તરીકે રહેલી છે.

માયાવિનીઃ—આપણી પાસે હમણાં એક પણ બહુરૂપી નહિ હોવાથી એ મકાનમાંથી એમને છોડાવવાનું કાર્ય મુશ્કેલીભર્યું છે.

આ સમયે એકાએક કોઇ વાર્તાનું સ્મરણ થઇ આવવાથી દારોગાએ કહ્યુંઃ–" અત્યાર સૂધી હું તને એ વાત પૂછવી તો ભૂલી

ગયો છું કે, મ્હારા બહુરૂપીઓ હરનામસિંહ અને બિહારીસિંહ હમણાં ક્યાં છે ? ત્હારી આ સ્થિતિથી તેઓ માહિતગાર હોય એમ મ્હને લાગતું નથી; પરંતુ ના, એમ થઇ શકે તેમ નથી. જમાનીઆમાં આટલી બધી નવાજુની થાય તથા તું પલાયન કરે એ સામાન્ય પ્રકાર નથી કે, ત્હારા બહુરૂપીઓ એ ન જાણી શકે."

દારોગાનાં આ વચનોનો શો ઉત્તર આપવો તેનો કાંઇ નિર્ણય માયાવિની કરી શકી નહિ. એણે પોતાની બીજી સઘળી હકીકત દારોગાને કહી સંભળાવી હતી; પરંતુ બન્ને બહુરૂપીઓને મારી નાખ્યાની હકીકત તેણે દારોગાથી ગુપ્ત રાખી હતી. એણે સ્વગત વિચાર્યું કે, "જો દારોગાને એમ માલૂમ પડશે કે, મ્હેં એ બન્ને બહુરૂપીઓને મારી નાખ્યા છે તો તેથી એ ઘણો દિલગીર થશે; કેમકે, બહુરૂપીઓને મારી નાખવાનું પરિણામ ઘણું ખરાબ આવે છે. મ્હેં એમનો કાંઇ ગુન્હો નહિ હોવા છતાં એમને મારી નાખેલા છે એવું જો દારોગો જાણશે તો તે મ્હારાપર પણ ક્રોધે ભરાયા સિવાય રહેશે નહિ; છતાં આ વિષય વિશેષ સમય સુધી ગુપ્ત રહી શકે તેમ નથી; કેમ કે અલકકિશોરીને આ પ્રકાર માલૂમ હોઇ તે મ્હારાથી છૂટી પડી ગઇ છે. એ આ વિષય જાહિર કરી નાખે તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ નથી; છતાં હમણાં તો મ્હારે દારોગાથી એ વાર્ત્તા છુપાવવી જ જોઇએ; કાળક્રમે જ્યારે એ ભેદ એના જાણવામાં આવશે ત્યારે જોઇ લેવાશે."

નીચું જોઇ રહી માયાવિની પોતાના મન સાથે આવો વિચાર કરી રહી હતી. તે પોતાના પ્રશ્નનો ઉત્તર નહિ આપતી હોવાથી દારોગો આશ્ચર્યચકિત બની જઇ તેના ચિંતાતુર મુખમંડળ તરફ જોઇ રહ્યો હતો. ઘણા સમય સુધી દારોગાથી ચુપકીદીથી બેસી રહેવાયું નહિ.

તેણે માયાવિનીને ઉદ્દેશીને કહ્યું:-"મ્હારા પ્રશ્નનો ઉત્તર નહિ આપતાં તું આમ ગંભીર વિચારમાં કેમ પડી ગઇ છે ?!"

માયાવિની:-મ્હારા એ બન્ને બહુરૂપીઓ જ મ્હને કોઇ કહ્યા કિંવા પૂછ્યા સિવાય મ્હારો ત્યાગ કરી ગયેલા હોવાથી આપના પ્રશ્નનો શો ઉત્તર આપવો એ વિષેનો જ વિચાર હું કર્યા કરું છું !

દારોગો:—ઠીક, એમણે બન્નેએ સ્વેચ્છાથી ત્હારા સહવાસને છોડી દીધો છે એમ હમણાં જ હું જાણી શકયો છું.

માયાવિની:—હવે આવી નિરુપયોગી વાતચિતમાં આપણે આપણો મૂલ્યવાન્ સમય પસાર કરવો જોઇએ નહિ. આપણે હવે કયાં જઇને રોકાવું જોઇએ તથા શું કરવું જોઇએ એનો નિશ્ચય સત્વર કરી નાખવાની જરૂર છે.

દારોગો:—હમણાં આપણે સમશેરખાન પાસે જઇને તેની સહાયતા મેળવીએ એજ મ્હને ઠીક લાગે છે. સમશેરખાન જબરદસ્ત તેમજ લઢવૈયો છે એ વાર્તા સર્વ જાણે છે; પરંતુ એની પાસે જોઇએ એટલી લક્ષ્મી નથી.

માયાવિની:—લક્ષ્મી નથી તેથી શી અડચણ છે? જ્યારે હું તેના ઘરમાં લક્ષ્મીની રેલછેલ કરીશ ત્યારે તે અત્યંત પ્રસન્નતાપૂર્વક આપણને સહાયતા કરશે. આપને પણ હું કહી ચુકી છું કે, આવી સ્થિતિ હોવાં છતાં દ્રવ્યની મ્હારી પાસે ખોટ નથી.

દારોગો:—ત્હેં શિવગઢના છુપા ખજાના સંબંધીની જે હકીકત મ્હને કહી હતી તે મ્હારા સ્મરણમાં જ છે.

આટલું બોલી દારોગો ચમકી ઉઠયો તથા તેના મુખમાંથી એવા ઉદ્ગાર નીકળી પડયા કે:-"હેં ! આ શું ?! સ્હામેની ઝાડીમાંથી નીકળી કોણ આ તરફ આવે છે ? એ કનકસિંહ હોય એમજ લાગે

છે. વળી જો, એની પાછળ બીજા પણ કેટલાક માણસો ઝાડીમાંથી નીકળી આ તરફ આવે છે !"

માયાવિનીએ ચમકીને એ તરફ જોયું તથા હસતી હસતી તે ઉઠી ઉભી થઇ.

## પ્રકરણ ૩ જું.

### ભગવાનીનો વિશ્વાસઘાત.

તળાવની વચ્ચે આવેલા અજાયબઘરમાં પદ્માવતી દશ દાસીઓ સાથે રહેતી હતી. તેની પાસે નોકરો અને સિપાહીઓ પણ ઘણા હતા; પરંતુ એમનું રહેવાનું સ્થાન એ મકાનમાં નહોતું. એ લોકો કામકાજ કરતા હતા અને પ્રસંગ ઉપસ્થિત થતાં જાન પણ કુરબાન કરવા માટે અમુક ચોક્કસ સ્થળે એકત્રિત થઇ જતા હતા. પદ્માવતી તથા રતિસુંદરી સિવાય એ લોકો ક્યાં રહે છે તેની બીજા કોઇને ખબર નહોતી. એ સિપાહીઓમાંના કેટલાક તો માયાવિનીના કેદી થઇ પડયા હતા તથા જે દશબાર જીવતા રહ્યા હતા તેઓ પદ્માવતીએ સૂચવેલાં કાર્યો કરવા માટે રોકાયલા હતા. એ બચી રહેલા સિપાહીઓમાંના ચાર પાંચ જણ આ પ્રસંગે અજાયબઘરમાં હાજર હતા. તેઓ કોઇ કાર્યાર્થે રતિસુંદરીને મળવા માટે આવેલા હતા, અને દુશ્મનોની ખટપટ જોઇ બ્હાર ગયા હતા. પદ્માવતીની જેટલી દાસીઓ હતી એ સઘળી, માયાવિની સાથે મનાંતર કરી તેનો ત્યાગ કરીને પદ્માવતી જ્યારે આ અજાયબઘરમાં આવી

ત્યારે એની સાથે આવી હતી. એ દાસીઓમાંની એકનું નામ ભગવાની હોઇ તે ઘણી વિશ્વાસઘાતી હતી. તેનું અંતર મલિન હતું. જો કે બ્હારથી તે પોતે સાફ દિલની હોય એવો દેખાવ કરતી હતી; પરંતુ આંતર્દષ્ટિથી જોતાં તે એક એવી કાળી નાગણ હતી કે, તે જેને દંશ દેતી તેના જીવનનો તત્કાળ અંત આવી જતો હતો. તેના લક્ષ્મીલોભની તુલના કોઇ પણ લોભી માણસ સાથે થઇ શકે તેમ નહોતી. આમ હોવા છતાં તે પોતાની લુચ્ચાઇભરેલી ચાલાકીથી પદ્માવતી અને રતિસુંદરીને પ્રસન્ન રાખતી હતી. આ દાસી જ ભોંયરામાં રાખવામાં આવેલા કેદીઓને ખોરાક, પાણી વગેરે પહોંચાડી આવતી હતી.

એ અજાયબઘરમાં આવેલા કારાગૃહને પ્રથમ કનકસિંહ તથા માધવીએ શોભાવ્યું હતું! પછીથી ભાગ્યયોગે મનોરમા પણ એ કારાગૃહમાં આવી પહોંચી હતી. માયાવિનીની સખી મનોરમાને ભગવાની સારી રીતે ઓળખતી હતી, તથા મનોરમા પણ ભગવાનીથી અપરિચિતા નહોતી. ખાનપાનની સામગ્રી પહોંચાડવા માટે ભગવાની જ્યારે કારાગૃહમાં જતી હતી ત્યારે મનોરમા તેને વિવિધ પ્રકારનાં લોભનીય વચનો કહી સંભળાવી હથેળીમાં ચાંદ બતાવતી હતી. અંતે તેણે ત્રણ લાખ રૂપિયા આપવાનું જણાવી પોતાને માધવીને અને કનકસિંહને કેદમાંથી છૂટાં કરવાની ભગવાની પાસે કબૂલત કરાવી. માધવી દવા વગેરેની વ્યવસ્થાથી અહીં આવ્યા પછી તંદુરસ્ત બની ગઇ હતી.

સુયોગ મળતાં એ ત્રણે જણાંને મુક્ત કરવા માટે ભગવાનીએ કહ્યું હતું. તેણે માધવી, કનકસિંહ અને મનોરમાને કહ્યું કે, "તમને કેદખાનામાંથી છોડાવવા માટે મ્હારે ઘણી મહેનત કરવી પડશે, તથા તમારા નોકરો તેમજ સિપાહીઓને મળી તેમની પણ થોડી ઘણી મદદ લેવી પડશે. આમ હોવાથી તમારા માણસો મ્હને તમારી પક્ષ-

કારિણી સમજે એવો એક પત્ર તમે મ્હને લખી આપો. વળી 'તેઓ મ્હારા કહેવા પ્રમાણે વર્ત્તે તથા જરૂર જેટલા મ્હારા ખરચની પણ વ્યવસ્થા કરે એમ પણ તમે તમારા પત્રમાં લખી દો.''

છેવટે ત્રણે કેદીઓએ ભગવાનીનાં આ વચનો માન્ય કર્યાં. પછીથી પ્રસંગ પ્રાપ્ત થતાં લેખનસામગ્રી લઇને ભગવાની કારાગૃહમાં ગઇ અને ત્રણે કેદીઓ પાસે તેણે ઉપરોક્ત ભાવાર્થના પત્રો લખાવી લીધા.

પદ્માવતીના ચાલ્યા ગયા પછી માત્ર એકલી રતિસુંદરીની હાજરીમાં ભગવાનીને પોતાનું કાર્ય કરવાનો સુયોગ પ્રાપ્ત થયો. તેણે ગુપ્ત રીતે કેટલાક નોકર રાખ્યા, તથા એ નોકરોની માર્ફત તેણે મનોરમા, માધવી અને કનકસિંહના છૂટા પડી ગયેલા માણસો એકઠા કર્યા, તથા તેણે તેમને સર્વને એવા સમાચાર પહોંચાડી દીધા કે, એમનાં માલિકો અજાયબરના કારાગૃહમાં કેદી થઇ પડેલાં છે.

ધીમે ધીમે બંદોબસ્ત કરીને ભગવાનીએ સઘળું યથાસ્થિત કરી નાખ્યું. એક દિવસે સુરંગના માર્ગેથી ત્રણે કેદીઓને તેણે બ્હાર કાઢી મૂક્યાં. દુષ્ટ ભગવાનીને લીધે જ અજાયબરની પાસે આજે આટલા બધા દુશ્મનો ઉપસ્થિત થયા હતા. પ્રપંચપરાયણા ભગવાનીએ જ માયાસુંદરી, રતિસુંદરી અને બંસરીબાલાને આજે સુરંગમાં સપડાવી દીધી હતી. દુશ્મનો અજાયબઘરમાં આવી તેમાંની દ્રવ્યસંપત્તિ વગેરે લૂંટી જાય તે સાથે જ સઘળી મૂલ્યવાન્ વસ્તુઓ અને જરજવાહિર લઇને વિદાય થઇ જવાનો પોતાના મન સાથે ભગવાનીએ વિચાર કર્યો હતો. કનકસિંહ, માધવી અને મનોરમાના લખેલા પત્રો તેની પાસે હોવાથી પદ્માવતીનો કોઇ પણ શત્રુ તેને વિદાય થઇ જવામાં બાધા કરે તેમ નહોતો. અમે ભગવાનીની આટલી હકીકત અહીં એટલા જ

કારણથી લખી છે કે, બની ગયેલા કેટલાક બનાવોનાં કારણો વાંચક-બંધુઓ સહેલાઇથી સમજી શકે.

માયાસુંદરી, બંસરીબાલા તથા રતિસુંદરીને સુરંગમાં સપડાવી, ભગવાનીએ બ્હાર નીકળીને ઓરડીને તાળું વાસી દીધું, તથા કુંચી તેણે પોતાની પાસે રાખી. પછીથી હાથમાં ફાનસ લઇને તે અગાસીમાં ગઇ અને ફાનસને હલાવી સંકેતમાં જ શત્રુઓને તેણે કાંઇ કહ્યું. એ સંકેત થતાં શત્રુઓએ પોતાનું કાર્ય ઘણી ઝડપથી કરવા માંડયું. તેઓ સ્ફુર્તિથી તળાવને પૂરી નાખવા લાગ્યા. પુતળીઓને સીધી કરી નાખી! ફરતાં ચક્રોને બંધ કરી દઇ શત્રુઓ સત્વર અજય-યબધરમાં આવી શકે એમ કરવાનો વિચાર એક વખત ભગવાનીના મનમાં આવ્યો; પરંતુ વિના વિલંબે એનો એ વિચાર ફરી ગયો. જો ફરતાં ચક્રો એકાએક બંધ કરવામાં આવશે તો પદ્માવતીનાં માણસોને પોતાનાપર સંશય ઉપજશે એમ લાગવાથી જ તેનો એ વિચાર ફરી ગયો.

પદ્માવતીનાં માણસોના મનમાં સ્વપ્ને પણ એવી કલ્પના ઉપજી નહિ કે, શયતાનની સહચરી ભગવાની તેમના સર્વસ્વનો વિનાશ કરવાને તૈયાર થઇ છે, તથા તેણે માયાસુંદરી, બંસરીબાલા અને રતિસુંદરીને સુરંગમાં સપડાવેલી છે. તેઓ સર્વ એમ જાણતાં હતાં કે, કોઇ જરૂરી કામ માટે રતિસુંદરી, માયાસુંદરી અને બંસરીબાલાને પોતાની સાથે લઇ ગઇ છે.

આવી રીતે બે દિવસ વીતી ગયા અને ત્રીજા દિવસે પ્રભાતકાળે તો શત્રુઓએ આખું તળાવ માટીથી પૂરી દીધું. પછીથી તેઓ સહેલાઇથી અજાયબઘરમાં જઇ પહોંચ્યા. આ સમયે અજાયબઘરમાં પદ્માવતીની દાસીઓ તથા નોકરની સંખ્યા એટલી બધી થોડી હતી કે,

તેઓ કોઇ પણ રીતે આટલા બધા શત્રુઓની વિરુદ્ધતા કરી શકે તેમ નહોતાં. એ માણસો ચુપકીદીથી દૂર ખસી જઇ પોતાના ભયંકર ભાગ્યની ચિંતા કરવા લાગ્યાં. તેઓમાંનાં કેટલાંક દુશ્મનોના હાથે માર્યાં ગયા. દુશ્મનોએ પછીથી એ અજાયબઘરમાં લૂંટ ચલાવી અને જાણે કે સઘળી માલમિલકત પોતાના બાપની જ હોય તેમ જે વસ્તુ જેના હાથમાં આવી તે તેણે લઇ લીધી. જે વસ્તુઓ વિશેષ મૂલ્યવાન્ નહોતી તે સઘળી એકઠી કરીને તેમણે ગાળી નાખી તેમજ બળી શકે નહિ એવી વસ્તુઓને કાપી નાખી. એક કલાકમાં તો તેમણે એ મકાનને તદ્દન સાફ કરી નાખ્યું. આટલું કર્યા પછી તેઓ માયા-સુંદરી, બંસરીબાલા અને રતિસુંદરીની તપાસ કરવા લાગ્યા. દુશ્મનોએ એ ત્રણી જણીઓને જ્યારે અજાયબઘરમાં જોઇ નહિ ત્યારે તેમને ઘણું આશ્ચર્ય લાગ્યું, તથા ભગવાનીને એ ત્રણી જણીઓ સંબંધીની હકીકત પૂછવાનો તેમણે વિચાર કર્યો; પરંતુ ભગવાની તો પોતાનો સ્વાર્થ સાધી ક્યારનીય એ સ્થાનેથી પલાયન કરી ગઇ હતી. અરેરે! બિચારી માયાસુંદરી, બંસરીબાલા અને રતિસુંદરીની શોચનીય સ્થિતિની કોઇને ખબર નહોતી. આટલા દિવસથી અન્નપાણીના અભાવે તેઓ જીવતી હશે કે મૃત્યુ પામી હશે તેની સુદ્ધાં કલ્પના કરી શકાતી નહોતી. એમની દાસીઓ તેમજ નોકરોનો પત્તો પણ નહોતો; કેમ કે તેઓ સર્વ પોતપોતાનો જીવ બચાવવાના ઉદ્દેશથી ગુપચુપ પલાયન કરી ગયાં હતાં.

કમબખ્ત ભગવાનીની મદદથી જે દુશ્મનોએ અજાયબઘરપર આક્રમણ કર્યું હતું તેમનો ઉદ્દેશ કનકસિંહ, માધવી તથા મનોરમાને કારાગૃહમાંથી છોડાવવાનો હતો કે, માયાસુંદરી, બંસરીબાલા અને રતિસુંદરીને કેદ કરવાનો હતો એ જાણવા માટે વાંચકબંધુઓ આતુર

બની ગયા હશે. આ સમયે દુશ્મનો એમ નહોતા જાણતા કે, આ અજાયબઘરમાં એક સુરંગ આવેલી હોઇ, ભગવાનીની મદદથી એ સુરંગના રસ્તેથી રાણો કનકસિંહ છૂટો થઇ શક્યો છે. ભગવાનીએ એ લોકોને માત્ર એવા જ સમાચાર પહોંચાડયા હતા કે, તમારા માલિક આ મકાનમાં કેદી થઇ પડેલા છે; માટે કોઇ પણ રીતે તમે તેમને છોડાવો; પછીથી એ લોકોએ જે કાંઇ કર્યું હતું તે પોતાની બુદ્ધિથી જ કર્યું હતું. તળાવનું પાણી કાઢી નાખવા માટે જે સુરંગ તેમણે ખોદી હતી તે ખોદવામાં એમને ઘણા દિવસ સૂધી મહેનત કરવી પડી હતી. એ સમય દરમ્યાન ભગવાની પણ તેમને મળતી હતી; છતાં તેણે એ લોકોને એવું કહ્યું નહોતું કે, 'રાણા કનકસિંહને છોડાવવાનો પ્રયત્ન હું કરું છું તથા પ્રસંગ મળતાં હું તેમને છૂટા કરીશ.' તેણે એ લોકોને આમ કેહ્યું નહોતું તેનું કારણ એ હતું કે, પોતે કનકસિંહ વગેરેને છૂટાં કરી શકશે એવી તેને આશા નહોતી. જે દિવસે દુશ્મનોએ અજાયબઘર પાસે આવી પહોંચી તળાવનું પાણી સુરંગના રસ્તે કાઢી નાખવા માંડયું હતું તે દિવસે મધ્યાન્હકાળે જ ભગવાની કનકસિંહ, માધવી અને મનોરમાને કારાગૃહમાંથી મુક્ત કરી શકી હતી.

દ્રવ્યલોભથી ભગવાની એવી આંધળી બની ગઇ હતી કે, તેને સારો અને ખોટો રસ્તો બિલકુલ સૂઝયો નહિ. તેણે એટલો પણ વિચાર ન કર્યો કે, જો રતિસુંદરીના જોવામાં કેદીઓ નહિ આવે તો તે પોતાના જ ઉપર શંકા લાવશે; કેમ કે તે પોતે જ કેદીઓને ખાનપાનની સામગ્રી આપવા જતી આવતી હતી. વળી રતિસુંદરી તેના સિવાય બીજા કોઇને સુરંગની કુંચી આપતી નહોતી. કેદીઓને મુક્ત કર્યાં પછી બે કલાક જેટલો વખત વીતી ગયો એટલે ભગવાનીના મનમાં ભય ઉપજ્યો. તે સ્વગત એવો વિચાર કરવા

લાગી કે, " જો કદાચ રતિસુંદરી એમ જાણશે કે, કેદીઓ પલા-યન કરી ગયાં છે તો તે મ્હને જ ગુન્હેગાર ગણશે, અને એમ થશે તો હું એ સંબંધી શો ઉત્તર આપીશ ? " આ સંબંધી ભગવાનીએ ઘણો વિચાર કર્યો; કિન્તુ પલાયન કરી જવા સિવાય બીજો એક પણ માર્ગ તેને સૂઝયો નહિ. એણે અજાયબઘરમાંથી પલાયન કરી જવાનો પ્રયત્ન કર્યો; પરંતુ એનો પ્રયત્ન સફળ થયો નહિ; કેમ કે તળાવની બ્હારથી કોઇને અજાયબઘરમાં લાવવાનો અને બ્હાર કાઢવાનો રસ્તો માત્ર રતિસુંદરીના જ હાથમાં હતો. જ્યારે આ પ્રકારને બે પ્રહર થઇ ગયા અને દુશ્મનોએ તળાવને ઘેરી લીધું ત્યારે કનકસિંહને પોતે છોડાવી દીધો છે એ સમાચાર શત્રુઓને જણાવી દેવા ભગવાનીએ ઉચિત ધાર્યા નહિ; કેમ કે શત્રુઓને જો તેણે એ સમાચાર જણાવી દીધા હોત તો તેઓ કદાચ અજાયબઘરમાં આવત નહિ અને ભગવા-નીનો છુટકારો થાત નહિ. આ સમય દરમ્યાન રતિસુંદરી, બંસરીબાલા અને માયાસુંદરીને સુરંગમાં સપડાવવાનો જે સુયોગ ભગવાનીને મળ્યો તે પણ તેણે વ્યર્થ જવા દીધો નહિ.

અત્રે કદાચ વાંચકબંધુઓના અંતરમાં એવી શંકા ઉપજશે કે, રતિસુંદરીએ જ્યારે કનકસિંહ, માધવી અને મનોરમાને કેદખાનામાં જોયાં નહિ ત્યારે તેને ભગવાનીપર સંશય ન ગયો કે શું ? આ શંકાના સમાધાનાર્થે અમારે જણાવવું જોઇએ કે, રતિસુંદરીના મનમાં એ માટે પ્રથમથી જ સંશય ઉપજ્યો હતો; પરંતુ ભગવાનીને એ સમયે કાંઇ પૂછપરછ કરવાનું તેને વ્યાજબી લાગ્યું નહોતું. એ વખતે દુશ્મનોએ અજાયબઘરને ઘેરી લીધેલું હોવાથી પહેલાં પોતાના રક્ષણ-નો બંદોબસ્ત કરવાને તે વ્યાકુળ બની ગઇ હતી; છતાં તેણે સુંદરસિંહ નામના પોતાના એક માણસને એ વિષય જણાવીને એમ કહ્યું હતું કે,

અજાયબઘરનું રક્ષણ કરવાની ચિંતામાં હું એટલી બધી વ્યાકુળ બની ગઇ છું કે, હમણાં બીજું કોઇ કાર્ય કરવાની મ્હને ફુરસદ નથી; છતાં તમને આ વિષયમાં જેમ વ્યાજબી લાગે તેમ તમે કરજો."

સુંદરસિંહ ઘણો હોશિયાર, બુદ્ધિમાન, ચાલાક તથા બહાદુર માણસ હતો. પદ્માવતીના સઘળા સિપાહીઓનો તે સરદાર હતો. તેની પ્રામાણિકતા અને બહાદુરીનો ઉચિત પુરષ્કાર પદ્માવતી તેને પ્રસંગાનુસાર આપતી હતી, તથા સુંદરસિંહ પદ્માવતી માટે પોતાનો પ્રાણ સુદ્ધાં સમર્પણ કરવાને તત્પર રહેતો હતો. વિશેષ કાર્યવ્યવસાયને લીધે આ અજાયબઘરમાં સુંદરસિંહ વધારે સમય સુધી રહી શકતો નહોતો; પરંતુ શત્રુઓએ જ્યારે આ મકાનને ઘેરી લીધું હતું ત્યારે તે મકાનમાં જ હતો. તેણે જ્યારે રતિસુંદરીના મુખે કેદીઓના પલાયન કરી જવાના સમાચાર સાંભળ્યા ત્યારે તેના મનમાં પણ ભગવાની માટે જ સંશય ઉપજ્યો. સુંદરસિંહ સાવધાન બની જઇ ભગવાનીના પ્રત્યેક કાર્ય તરફ બારીકાઇથી ધ્યાન આપવા લાગ્યો; છતાં ભગવાનીએ માયાસુંદરી, બંસરીબાલા અને રતિસુંદરીને સુરંગમાં સપડાવી દીધેલી હોઇ એ વિષયથી સુંદરસિંહ સર્વથા અજ્ઞાત હતો. તે માત્ર એટલું સમજી ગયો હતો કે, હવે શત્રુઓના આક્રમણથી અજાયબઘરનું રક્ષણ કોઇ પણ રીતે થઇ શકે તેમ નથી; છતાં તેના મનમાં હજી એવી ક્ષીણ આશા હતી કે, રતિસુંદરી જ્યારે પેલો તિલિસ્મી ભાલો લઇને દુસ્મનોના ટોળામાં જશે ત્યારે એ ભાલાના ચમત્કારનો તેમનાપર પ્રભાવ પડયા સિવાય રહેશે નહિ. દુસ્મનો અજાયબઘર પાસે આવી પહોંચ્યા તોપણ રતિસુંદરી નજરે નહિ પડયાથી તેમજ અજાયબઘરમાંથી તેને વિદાય થઇ ગયાને ઘણો વખત થયેલો હોવાથી સુંદરસિંહને ઘણું આશ્ચર્ય લાગ્યું. તેના મનમાં

અનેકવિધ વિચારો ઉપજવા લાગ્યા.

દુશ્મનોએ જ્યારે અજાયબઘરમાં આવી પહોંચી તેને લૂંટી લીધું તથા તેઓ નિશ્ચિંત થયા ત્યારે તેમના અંતરમાં કનકસિંહ, માધવી અને મનોરમાને કારાગૃહમાંથી મુક્ત કરવાનો વિચાર ઉપજ્યો. એમણે અજાયબઘરમાં સર્વ સ્થળે શોધ કરી; કિન્તુ એ ત્રણે જણાંમાંથી કોઇનો પત્તો લાગ્યો નહિ. પછીથી થોડા સિપાહીઓ કે, જેઓ પોતાને હોશિયાર અને બુદ્ધિશાળી સમજતા હતા તેઓ એક સ્થળે એકઠા થઇને એ વિષયનો વિચાર કરવા લાગ્યા. તેમના અંતરમાં એવી કલ્પના ઉપજી નહિ કે, જેમને છોડાવવાની તેઓ ખટપટ કરતા હતા એ માણસો તો ભગવાનીની મદદથી છૂટી જઇ પલાયન કરી ગયાં હતાં! વળી ભગવાનીએ તેમને છેતર્યા છે એમ તેમને લાગ્યું નહિ; પરંતુ તે સાથે ભગવાનીના પલાયન કરી જવાનું કારણ પણ તેમના સમજવામાં આવ્યું નહિ. વળી માયાસુંદરી, બંસરીબાલા તથા રતિસુંદરીને શત્રુઓએ અગાસીમાં ફરતાં જોઇ લીધી હતી; છતાં હમણાં તેઓ અજાયબઘરમાં નજરે નહિ પડવાથી કયાં અદૃશ્ય થઇ ગઇ હશે તેની પણ કશી કલ્પના તેઓ કરી શકયા નહિ.

આખા મકાનમાં તપાસ કરવા છતાં કનકસિંહ, માધવી, મનોરમા, બંસરીબાલા, રતિસુંદરી અને માયાસુંદરીને શત્રુઓ જોઇ શકયા નહિ, ત્યારે અજાયબઘરમાં કોઇ ભોંયરું અથવા સુરંગ અવશ્ય આવેલી હોવી જોઇએ એમ તેમને લાગ્યું. આ લખાણ વાંચીને અમારા વાંચક-બંધુઓ એવા વિચારમાં પડી જશે કે, આ અજાયબઘરમાં આવેલા ભોંયરા અને સુરંગની શત્રુઓને જ્યારે માહિતી નહોતી ત્યારે પછી ભોંયરામાંથી માયાસુંદરી અને બંસરીબાલાને ઉપાડી જનાર બીજા પક્ષના જ માણસો હતા કે શું? આ પ્રશ્નનો અમે હકારમાં ઉત્તર

આપી જણાવીએ છીએ કે, તેઓ આ શત્રુઓના સાથીદાર નહોતા. ભગવાનીની મદદથી જ્યારે રાણો કનકસિંહ, માધવી અને મનોરમા કારાગૃહમાંથી મુક્ત થયાં અને સુરંગના રસ્તેથી બ્હાર નીકળ્યાં ત્યારે માધવીના કેટલાક માણુસો ત્યાં હાજર હતા. તથા એ માણુસો આજ્ઞાનુસાર માધવીની સાથે જ ત્યાંથી ચાલ્યા ગયા. જે માણુસોએ અજાયબઘરપર આક્રમણ કર્યું હતું તેઓમાંના કોઇની પણ સાથે તેમની મુલાકાત થઇ નહિ. માધવીના એ માણુસોએ જ સુરંગમાંથી માયાસુંદરી તથા બંસરીબાલાને ઉપાડી જવાનો પ્રયત્ન કર્યો હતો; છતાં પોતાના એ પ્રયત્નમાં તેઓ કૃતકાર્ય થયા નહોતા. એ લોકો એ જ નાસતાં નાસતાં સુરંગનું બીજી બાજૂનું દ્વાર ઇંટો તથા પત્થરો ગોઠવીને બંધ કરી દીધું હતું.

જે સિપાહીઓએ અજાયબઘરપર વિજય મેળવ્યો હતો એ સિપાહીઓના ત્રણ સરદાર હતા. એ સરદારોના વિચાર તથા અભિપ્રાય પ્રમાણે જ સકળ કાર્યો થતાં હતાં. એ ત્રણ સરદારો અજાયબઘરમાં આવેલી સુરંગની તપાસ કરવા લાગ્યા.

જે દિવસે તેમણે અજાયબઘરમાં પ્રવેશ કર્યો તે દિવસ તથા રાત્રિનો ઘણો સમય તપાસ કરવામાં વીતી ગયો. જ્યારે ભોંયરાની પેલી ઓરડી પાસે હાથમાં ફાનસ લઇ ઉપરોક્ત ત્રણે સરદારો જઇ પહોંચ્યા ત્યારે પ્રભાતકાળ થવા આવ્યો હતો. ઓરડીનું તાળું ઉઘાડીને એ ત્રણે ભોંયરામાં ઉતર્યો કે જ્યાંથી સુરંગમાં જવાનો રસ્તો આવેલો હતો. સુરંગનું દ્વાર આ વખતે બંધ હોઈ તેને તાળું પણ લાગેલું હતું. ત્રણે સરદારો એ સ્થળે ઉભા રહી એક બીજાની સાથે વાતચિત કરવા લાગ્યા. એક સરદારે કહ્યું:–" આ સુરંગમાં જ મહા-

રાણા કનકસિંહજીને કેદ કરી રાખવામાં આવ્યા હશે! મહા મુસ્કેલીએ એમનો પત્તો લાગ્યો."

બીજો સરદાર બોલ્યો:-"પરંતુ માયાસુંદરી, બંસરીબાલા અને રતિસુંદરી અહીં છુપાઇ રહી હોય એમ લાગતું નથી. જો એમ હોત તો તાળું તોડવાની તકલીફ આપણને વેઠવી પડત નહિં."

ત્રીજા સરદારે કહ્યું:-"બરાબર છે; હું એમ ધારું છું કે, એ ત્રણે જણીઓ બીજા કોઇ સ્થળે છુપાઈ રહી હશે. ઠીક, પ્રથમ આપણે આપણાં માલિકોને છોડાવવાં જોઇએ. પછીથી એ ત્રણે જણીઓને પણ આપણે શોધી કાઢીશું. તેઓ આ મકાનમાંથી ક્યાં જતી રહેવાની છે!"

પછીથી તેમણે સુરંગના દ્વારનું તાળું તોડી નાખ્યું, અને હાથમાં ફાનસ લઇ એક સરદાર આગળ તથા બીજા બે તેની પાછળ પાછળ જવા લાગ્યા. તેઓ ચાર પાંચ પગથીઆં ઉતર્યાં હશે એવામાં કેટલાંક માણસોની વાતચિતનો અવાજ તેમના સાંભળવામાં આવ્યો. આ અવાજ સાંભળવામાં આવતાં ત્રણે સરદારો ઘણા જ ધ્યાનથી તે તરફ જોવા લાગ્યા. જે સરદાર સર્વની આગળ હતો તેણે સુરંગમાં ત્રણ માણસોને જોયાં. તે માણસો આ સરદારોનો પદધ્વનિ સાંભળી, તથા ફાનસનો પ્રકાશ જોઇ વિસ્મયાતિશયથી એમના તરફ જોઈ રહ્યાં હતાં. એ ત્રણ માણસોમાં એક પુરુષ ને બીજી બે સ્ત્રીઓ હતી! ત્રણે સરદારોનો એવો નિશ્ચય થઇ ગયો કે, એ ત્રણે માધવી, મનોરમા અને કનકસિંહ છે. એ સરદારો સીડીનાં છ પગથીઆં પણ નહિ ઉતર્યાં હોય એવામાં નીચેથી એવું વાક્ય તેમના સાંભળવામાં આવ્યું કે, "તમે યથા સ્થળે ચાલ્યા જાઓ; અમે તમારી પાસે જ આવીએ છીએ."

એ સરદારોમાંના એકનું નામ રામનંદન હોઇ તે કનકસિંહનો જુનામાં જુનો નોકર હતો. બીજા બન્ને સરદારો માધવીના નોકરો હતા. ઉપરોક્ત વાક્ય સાંભળવામાં આવતાં એ ત્રણે સરદારો પાછા ફર્યા, અને પદ્માવતીના દિવાનખાનામાં જઇ પહોંચ્યા. વિના વિલંબે કનકસિંહ, માધવી અને મનોરમા પણ તેમની પાસે ઉપસ્થિત થયાં. આ સમયે દુશ્મનોના આનંદનો પાર રહ્યો નહિ. લાખો રૂપિયાનો માલ લુંટમાં મળેલો હોવા છતાં તેઓ પોતાનાં માલિકો પાસેથી વિશેષ ઇનામ મેળવવાની આશા રાખવા લાગ્યા. સર્વ કનકસિંહને પ્રણામ કરવાને વ્યાકુળ બની ગયા હતા. તેમના સર્વના તરફ જોઇને કનકસિંહે કહ્યુંઃ–"મ્હારા બહાદુર સિપાહીઓ! હું તમને તમારી કર્તવ્યતત્પરતા માટે અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું. આજે તમે જે કાર્ય બજાવ્યું છે તેનું વિસ્મરણ આ જીવનમાં હું કરી શકું તેમ નથી. ખરેખર, તમે મ્હારો જીવ બચાવ્યો છે. જુઓ તો ખરા કે, ઘણા કાળ સૂધી કેદખાનામાં રહેવું પડેલું હોવાથી મ્હારું શરીર કેટલું બધું દુર્બળ બની ગયું છે! વિશેષ સમય સૂધી વાતચિત કરવા જેટલી શક્તિ પણ મ્હારામાં રહેલી નથી; પરંતુ જ્યારે મ્હારા જીવનનું રક્ષણ થયું છે ત્યારે હવે થોડા કાળમાં જ હું સશક્ત થઇ શકીશ. તમે એમ ન સમજશો કે, આ સમયે હું દરેક રીતે લાચાર થઇ ગયો છું; જેથી તમને તમારા આજના બહાદુરી ભરેલા કાર્યનું કાંઇ ઇનામ મળશે નહિ! કાલે જ્યારે હું તમને તમારા આ કાર્યનું ઇનામ આપીશ ત્યારે જ તમને માલૂમ પડશે કે, આ મકાનમાંથી લૂંટ તરીકે તમે જે કાંઇ મેળવ્યું છે તેના કરતાં એ ઇનામ સેંકડો ગણું વધારે છે. હું એક વીર પુરુષ છું, અને વીર પુરુષો કદાપિ પોતાની હિમ્મત હારતા નથી. જે પોતાની હિમ્મત હારી જાય છે

તે મર્દ નહિ પરંતુ સ્ત્રી જ લેખાય છે. તમે મ્હારા આ વાક્યપર સંપૂર્ણ વિશ્વાસ રાખજો કે, આ જીવનમાં તો હું વીરસિંહ સાથેની મ્હારા શત્રુતાનો ત્યાગ કરનાર નથી જ. તમારા જેવા નિમકહલાલ બહાદુરો મ્હારી સાથીદારો છે ત્યાં સુધી મ્હને શી ચિંતા છે? ઠીક છે, આ સંબંધીની વિશેષ વાતચિત પછીથી પણ થઇ શકશે. આ સમયે તો હું આ મકાનમાંથી બ્હાર નીકળી મ્હારા બહાદુરોની મુલાકાત કરવાને ઇચ્છું છું. આ મકાન એટલું મ્હોટું નથી કે એમાં મ્હારા સઘળા બહાદુરોનો સમાવેશ થઇ શકે; ચાલો, તમે લોકો પણ તળાવની બ્હાર ચાલો; હું તમારી સાથે જ આવું છું."

કનકસિંહનાં આ વચનો સાંભળી તેના સિપાહીઓ અત્યંત પ્રસન્ન થયા, તથા ત્વરાથી એ મકાનમાંથી નીકળી તળાવની બ્હાર ગયા. ત્યાં બીજા કેટલાક સિપાહીઓ ઉભા રહી અધીરતાથી પોતાના સાથીદારોની રાહ જોઇ રહ્યા હતા.

સિપાહીઓના તળાવની બ્હાર ગયા પછી કનકસિંહ પણ બ્હાર ગયો, અને માધવી તથા મનોરમા એ અજાયબઘરમાં જ રહી.

પ્રભાતકાળ થઇ ગયો હતો. પૂર્વાકાશમાં ઉષાની વિવિધરંગી મનોહારિણી જ્યોતિનો વિસ્તાર થતો હતો. કનકસિંહ તળાવની બ્હાર આવેલા મયદાનમાં ઉપસ્થિત થયો એટલે તેના સઘળા સિપાહીઓએ ઉચ્ચ સ્વરે તેના નામની જયગર્જનાઓ કરી ચોતરફથી તેને ઘેરી લીધો.

આ સમયે એ લોકોએ પૂર્વ દિશા તરફથી વાદ્યયંત્રોનો અવાજ આવતો સાંભળ્યો. કનકસિંહ અને તેના સઘળા સિપાહીઓ આશ્ચર્યચકિત બની જઇ એ દિશા તરફ જોઇ રહ્યા. થોડા સમય સુધી એ તરફ જોઇ રહ્યા પછી કનકસિંહે કહ્યું:–" આ તો લશ્કરી વાદ્યયંત્રો

વાગતાં હોય એમ લાગે છે! એની ગતપરથીએમ સ્પષ્ટ માલૂમ પડે છે કે, મહારાણા વીરસિંહનું લશ્કર આ તરફ આવે છે; કેમ કે વીરસિંહ જ્યારે રામગઢની ગાદીપર બેઠો ત્યારે જ્યોતિસિંહે પોતાના લશ્કરી વાજાંવાળાઓ માટે આ ગત ખાસ તૈયાર કરી હતી. ત્યારથી જ એમનાં વાજાંવાળાઓ પ્રાયઃ આ ગત જ વગાડે છે. એને હું સારી રીતે જાણું છું. જેમ જેમ વખત વીતતો જાય છે તેમ તેમ શત્રુઓ પાસે આવતા જાય છે; હવે આપણે શું કરવું? મ્હારી માન્યતા પ્રમાણે અજાયગઢપરના તમારા આક્રમણના સમાચાર શ્યામગઢ પહોંચેલા હોવા જોઇએ અને તેથી જ શત્રુનું સૈન્ય શ્યામગઢથી આ તરફ આવતું હોવું જોઇએ; છતાં શત્રુઓના સૈનિકોની સંખ્યા બસો ત્રણસોથી વિશેષ નહિ હોય."

પછીથી થોડો કાળ પસાર થયો એટલે પશ્ચિમ દિશા તરફથી પણ વાદ્યયંત્રોનો અવાજ સંભળાવા લાગ્યો, તથા ધ્યાન આપતાં એ દિશા તરફથી પણ લશ્કર આવતું હોય એમ લાગ્યું. વસ્તુસ્થિતિમાં આવી રીતે આકસ્મિક પરિવર્ત્તન થઇ જવાથી કનકસિંહના સિપાહીઓ કે જેઓ થોડા સમય પૂર્વે બહાદુરીના બણગાં ફુંકતા હતા તેઓ ગભરાઇ જઇને કનકસિંહના મ્હોં તરફ જોઈ રહ્યા. જો કે કારાગૃહના કષ્ટથી કનકસિંહના મ્હોં અને કંઠસ્વરમાં ફેરફાર થઇ ગયો હતો; છતાં આ સમયે વીરસિંહનું સૈન્ય આવે છે એવું જાણવામાં આવતાં તે બિલ્કુલ ગભરાયો કિંવા ભયભીત બની ગયો નહિ. તેણે પોતાના સાથીઓના તરફ જોઇ તેમને હિમ્મત આપવાના હેતુથી કહ્યું:—" તમે ગભરાશો નહિ યા તો હિમ્મત હારી જશો નહિ. બહાદુરીથી શત્રુઓપર તૂટી પડી તમે તેમનો સઘળો સરસામાન લૂંટી લેજો. વળી પલાયન કરીને તમે આ મકાનમાં છુપાઈ જશો નહિ;

જો તેમ કરશો તો શત્રુઓ તમને ચોતરફથી ઘેરી લઇ તમારો સંહાર કરી નાખશે; પરંતુ વીર યોદ્ધાઓની માફક ખુલ્લા મયદાનમાં ઉભા રહી યુદ્ધ કરશો તો કદાચ પ્રસંગ આવ્યે પલાયન કરી જઇને પણ આત્મરક્ષણ કરી શકશો."

કનકસિંહનાં આ વચનોની તેના સિપાહીઓપર વિશેષ અસર થઇ નહિ. યુદ્ધ કરવું કે નાસી છુટવું તેનો વિચાર કરવામાં તેમનો ઘણો મૂલ્યવાન્ સમય પસાર થઇ ગયો. આ સમય દરમ્યાન પૂર્વ તથા પશ્ચિમ દિશા તરફથી આવતા વીરસિંહના સૈનિકોએ કનકસિંહના સૈનિકોને ઘેરી લીધા. વીરસિંહના સૈનિકોની સંખ્યા લગભગ બસો જેટલી જોવામાં આવતાં કનસિંહના સૈનિકોએ તેમની સાથે યુદ્ધ કરવા માંડયું.

શ્યામગઢ તરફથી જે સૈન્ય આવ્યું હતું તેનો સરદાર કપટશંકર બહુરૂપી હતો. અજાયબઘરપર આક્રમણ કરનારા શત્રુઓની સંખ્યા અને બળ સંબંધીની સઘળી માહિતી તેણે પ્રથમથી જ ગુપ્તદૂત મોકલીને મેળવી લીધી હતી, તથા પોતાના સિપાહીઓને ચોતરફથી લાવી શત્રુઓને ઘેરી લેવાનો તેણે પ્રથમથી વિચાર કરી રાખ્યો હતો. અંતે પરિણામ એ આવ્યું કે, કપટશંકરના બહાદુર લઢવૈયાઓએ ચો તરફથી દુશ્મનોને ઘેરી લઇ તેમનો સંહાર કરી નાખ્યો. કપટશંકર પોતે પણ હાથમાં નગ્ન તલ્વાર લઇ પોતાના સૈનિકોને હિમ્મત આપી તેમને વિવિધ વચનો સંભળાવીને ઉત્તેજિત કરતો હતો. છેવટે દુશ્મનો ગભરાઇ જઇને પલાયન કરી જવાનો પ્રયત્ન કરવા લાગ્યા; પરંતુ પોતાના પ્રયત્નમાં તેઓ ફાવી શકયા નહિ.

લગભગ બે કલાક સૂધી આ યુદ્ધ ચાલ્યું તથા એ સમય દરમ્યાન દુશ્મનોમાંના અડધા આલોકની યાત્રા પૂર્ણ કરી પરલોકગામી

થયા. બીજા દુશ્મનો જીવ બચાવવા માટે પલાયન કરી ગયા. આ યુદ્ધમાં કનકસિંહ માર્યો ગયો કે, છુપી રીતે પલાયન કરી ગયો તેની કોઇને ખબર પડી નહિ. યુદ્ધનો અંત આવ્યો એટલે દશબાર સૈનિકોને સાથે લઇને કપટશંકર અજાયબઘર તરફ ગયો; પરંતુ તે અજાયબઘરમાં પ્રવેશ કરવા જતો હતો એવામાં એક સૈનિકે તેની પાસે આવીને તેના હાથમાં એક પત્ર આપ્યો. કપટશંકર ત્યાં ઉભો રહીને જ એ પત્ર વાંચવા લાગ્યો. પત્ર વાંચી જોતાં તેનું મ્હોં પ્રસન્ન બની ગયું! તેના મુખપર સ્મિત હાસ્યે દર્શન દીધું. જે સૈનિકે તેને પત્ર આપ્યો હતો તે સૈનિકનું મ્હોં એ અત્યંત સૂક્ષ્મદૃષ્ટિથી જોવા લાગ્યો. પછી મસ્તક હલાવી એ સૈનિકને તેણે ત્યાંથી ચાલ્યા જવાને જણાવ્યું. તત્કાળ એ સૈનિક કપટશંકરને કોઇ પણ પ્રકારનું માન આપ્યા સિવાય ચક્રમ માણસની માફક નાચતો કૂદતો ત્યાંથી ચાલ્યો ગયો! પછી કપટશંકર થોડા સૈનિકો સાથે અજાયબઘરમાં ગયો. અજાયબઘરમાં તપાસ કરતાં કોઈ નજરે નહિ પડયાથી બ્હાર આવી તે પોતાના સકળ સૈનિકોસહ શ્યામગઢ તરફ રવાના થયો.

---

## પ્રકરણ ૪ થું.

### અપરાધનો સ્વીકાર.

દુશ્મનો જ્યારે અજાયબઘરમાં આવી ચઢયા ત્યારે નિમકહરામ ભગવાતી છુપી રીતે જરઝવાહિરની ગાંસડી ઉંચકી પલાયન કરી ગઇ હતી. પોતાની પાછળ કોઇ આવે છે કે કેમ એ સંબંધીની તપાસ પણ તેણે કરી નહિ. રાત્રિનો લગ-

ભગ એક પ્રહર થયો ત્યારે હાંફતી હાંફતી અને ભયથી ધ્રુજતી ધ્રુજતી તે એક ધીચ ઝાડીમાં જઇ પહોંચી. એ સ્થાન તદ્દન એકાંત જણાવાથી તે એક પાષાણુશિલાપર થાક ખાવાને બેઠી. શક્તિ કરતાં વધારે ચાલવામાં આવ્યાથી તેનું શરીર તદ્દન અવશ બની ગયું હતું. તે એ પાષાણુશિલાપર જ સૂઇ ગઇ. તે જેવી સૂઇ ગઇ કે તરત જ તેની નજર સુંદરસિંહપર પડી. એ સ્થળે ચંદ્રપ્રકાશનો વિસ્તાર થયેલો હોવાથી સુંદરસિંહને તે જોતાંની સાથે જ ઓળખી ગઇ. આ સમયે ભગવાની ભયભીત બની ગઇ. તેનો સઘળો આનંદ સુંદરસિંહ નજરે પડતાં જ અદૃશ્ય થઇ ગયો. તેને ભયભીત બની ગયેલી જોઇને સુંદરસિંહે કહ્યું:-"તું એમ ધારતી હોઇશ કે, છુપી રીતે તું પલાયન કરી આવેલી હોવાથી આ સઘળું જરઝવાહિર ત્હારા બાપનું થઇ ગયું છે, કેમ ?"

ભગવાની:-ના ના-તમને હું એમાંથી અડધો ભાગ આપું છું. વળી જરઝવાહિર હું લઈ આવી છું એમાં મ્હેં શું ખોટું કર્યું છે ? શત્રુઓ લઇ જાય તેના કરતાં હું લઇ આવું તે સારું કે નહિ ? વળી હું તમને અડધો ભાગ આપવાને તૈયાર છું.

સુંદર:-ના, મ્હારે અડધો ભાગ નહિ; પરંતુ બધું જરઝવાહિર જોઇએ છે.

ભગવાની:-તમારી આ માગણી વ્યાજબી નથી. મહા કષ્ટે હું આ જરઝવાહિર શત્રુઓના હાથમાં જતું બચાવી લાવી છું. હવે જ્યારે બધું જરઝવાહિર તમે જ લઇ જાઓ ત્યારે મ્હારી સઘળી મહેનત ફોગટ જાય ને ? મ્હારા કાર્યના યોગ્ય બદલામાં મ્હને પણ યોગ્ય લાભ મળવો જોઇએ.

સુંદર:-બરાબર છે. પોતાના અન્નદાતા સાથે દગો કરવાના તથા

શત્રુઓને ગુપ્ત રીતે કારાગૃહમાંથી છૂટા કરી દેવાના કાર્યના બદલામાં તને જે લાભ મળવો જોઇએ તે મળશે જ !

ભગવાનીએ વિશેષ ગભરાઇ જઇ પોતાનો ગુન્હો છુપાવવાના વિચારથી કહ્યું:-"તમે શું કહો છો ? મ્હારાપર તમને સંશય છે કે?"

સુંદરઃ-ના ના-સંશય તો કાંઇ નથી, અને જો કદાચ હોય તો તે પોતાના માલિકનો વિશ્વાસઘાત કરી શત્રુઓને છૂટા કરી દેવા માટે જ છે.

ભગવાનીઃ-સુંદરસિંહ ! તમે મ્હારાપર વિના કારણ સંશય રાખો છો ! શત્રુઓ બીજી કોઇ રીતે છૂટી ગયા હશે. વળી રતિસુંદરીનો મ્હેં કોઇ પણ રીતે વિશ્વાસઘાત કર્યો નથી. જે દાસીએ રતિસુંદરીનો વિશ્વાસઘાત કર્યો છે તે બીજી જ છે; તેના લીધે બિચારાં રતિસુંદરી.........

આટલું બોલી ભગવાની અટકી ગઇ. તેના રંગઢંગપરથી એમ માલૂમ પડતું હતું કે, ઉતાવળમાં ને ઉતાવળમાં તે જે વાર્ત્તા છુપાવવાને ઇચ્છે છે તે બોલી નાખશે! તેનાં વચનો સાંભળી તથા તેની પરિસ્થિતિ જોઇ સુંદરસિંહનો એવો દૃઢ નિશ્ચય થઇ ગયો કે, ભગવાનીએ જ બિચારી રતિસુંદરીને મૃત્યુના પંઝામાં ફસાવી દીધેલી છે. ખરો ભેદ જાણી લીધા સિવાય ભગવાનીને નહિ છોડવાનો સુંદરસિંહે પોતાના મન સાથે નિશ્ચય કર્યો. તેણે કહ્યું:-"એકાએક તું અટકી કેમ ગઇ ? ત્હારે જે કહેવું હોય તે કહી નાખ."

ભગવાનીઃ-મ્હારાં વચનોનું તાત્પર્ય એટલું જ છે કે, મ્હેં એવું કોઈ કાર્ય કર્યું નથી કે જેથી મ્હારા માલિકનું નુકસાન થાય.

સુંદરઃ-ઠીક ત્યારે હવે એ કહે જોઇએ કે, કેદીઓને મુક્ત કરનાર અને રતિસુંદરીને ફસાવનાર કોણ છે ?

ભગવાનીઃ-એ કામ કરનાર નિમકહરામ દાસી લાલન છે.

સુંદરઃ-જો થોડા સમય સુધી હું ત્હારૂં જ નામ લાલન રાખું તો તેથી તને કાંઇ નુકસાન છે? મ્હારા ધારવા પ્રમાણે બિચારી લાલન સર્વથા નિર્દોષ છે. જે કાંઇ કર્યું છે તે ત્હેં જ કર્યું છે. કેદીઓએ તને દ્રવ્યલોભ દર્શાવી ત્હારી મદદથી જ મુક્તિ મેળવી છે. વળી અજાયબઘરપર જે દુશ્મનોએ આક્રમણ કર્યું છે તે દુશ્મનોને પણ તું મળી ગયેલી છે. આટલું કર્યા છતાં સંતોષ નહિ થવાથી ત્હેં બિચારાં રતિસુંદરીને પણ........

ભગવાનીએ પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:-"ના ના-કદાપિ નહિ. મ્હારા શિરપર અસત્ય દોષ ન મૂકો. હું સર્વાંશે નિરપરાધિની છું. માલિકનું નિમક હું હરામ કરું એવી નથી."

સુંદરસિંહે પોતાની કમરમાંથી એક પત્ર બ્હાર કાઢી તે ભગવાની તરફ ધરીને કહ્યું:-"ત્યારે આ શું છે? શું આ પત્રમાં પણ લાલનનું નામ લખેલું છે કે? ચિંતા નહિ, આ પત્રને તું ત્હારા હાથમાં લઇ તપાસી જો; કેમ કે રાત્રિનો વખત હોવા છતાં ચંદ્રના પ્રકાશમાં તું સહેલાઇથી આ પત્ર વાંચી શકીશ."

કનકસિંહ, માધવી અને મનોરમાએ જે ત્રણ જૂદા જૂદા પત્ર ભગવાનીને લખી આપ્યા હતા તેમાંનો જ આ એક પત્ર હતો. કોણ જાણે કે, સુંદરસિંહે એ પત્ર કેવી રીતે મેળવ્યો હતો! એ પત્ર વાંચવામાં આવતાં જ ભગવાનીનું મ્હોં ઉતરી ગયું, હૃદય જોશથી ધબકવા લાગ્યું, મૃત્યુનો ભયંકર દેખાવ તેની દૃષ્ટિ પાસે ઉપસ્થિત થયો. તેનો કંઠ રુંધાઇ ગયો. તે સુંદરસિંહને કાંઈ ઉત્તર આપી શકી નહિ, અને વાયુથી કંપતી લતાની માફક કંપવા લાગી. હવે સુંદરસિંહ ધીરજ ધારણ કરી શકયો નહિ. તેણે ભગવાનીના ગાલપર

એક તમાચો જોરથી ઠોકી દીધો, અને કહ્યું:–"કમબખ્ત! હવે બોલે છે કે નહિ ?"

જ્યારે ભગવાનીએ આ વાતનો પણ ઉત્તર આપ્યો નહિ ત્યારે સુંદરસિંહે મિયાનમાંથી તલ્વાર ખેંચી કાઢી, તથા હાથ ઉંચો કરીને કહ્યું:–"જો હજી પણ તું સાચી હકીકત નહિ કહે તો હું ત્હારા હાથના બે કડકા કરી નાખીશ."

હવે કોઈ પણ રીતે આત્મરક્ષણ કરી શકાશે નહિ એવો ભગવાનીનો નિશ્ચય થઇ ગયો. તે ઉપરાંત ભયની ભાવનાથી તેની સ્થિતિ ઘણી શોચનીય થઇ ગઇ. તેણે ઉચ્ચસ્વરે એક બૂમ પાડી. તે સાથે જ એક તરફથી એવો અવાજ આવ્યો કે, "કયો નામર્દ એક અબળાનો જીવ લેવાનો પ્રયત્ન કરે છે ?"

સુંદરસિંહે ડાબી બાજૂએ જોયું તો એ તરફ તેણે એક નવયુવકને હાથમાં ખંજર લઇને ઉભો રહેલો જોયો. એ યુવકે સુંદરસિંહને ઉદ્દેશીને કહ્યું:–"જે કામ તમે કરવા તત્પર થયા છો એ કામ એક મર્દને માટે વ્યાજબી તેમ જ શોભાસ્પદ નથી."

આ વાક્યના ઉત્તરમાં સુંદરસિંહે કહ્યું:–"તમારું કહેવું ખરું છે; પરંતુ આ શયતાનની સહચરી–વિશ્વાસઘાતિની મ્હારા પ્રશ્નોના ઉત્તર આપતી નથી, તથા મ્હારા પ્રશ્નોના ઉત્તરો સાંભળ્યા સિવાય હું તેને છૂટી કરવાને ઇચ્છતો નથી."

જે માણસ આપણા સુંદરસિંહ પાસે આવી પહોંચ્યો હતો તે આપણો બાહોશ બહુરૂપી તેજસિંહ જ હતો. પદ્માવતીના અજયગઢપર દુશ્મનોનું આક્રમણ થયાના સમાચાર સાંભળી એ તરફ તે જતો હતો, તથા દૈવયોગે સુંદરસિંહ અને ભગવાની સાથે તેનું મિલન થયું હતું. એ બન્ને જણાંમાંથી તે કોઇને ઓળખતો નહોતો. વળી

તેજસિંહે પોતાનો વેષ બદલેલો હોવાથી સુંદરસિંહ અને ભગવાની પણ તેને ઓળખી શક્યાં નહિ. તેજસિંહે પુનઃ કહ્યું:-"જો અડચણ ન હોય તો મ્હને કહો જોઇએ કે, તમારા શા પ્રશ્નોના ઉત્તર એ આપતી નથી ?"

સુંદરઃ- જેમને અમે અમારા દુશ્મનો સમજીએ છીએ તેમના પક્ષના માણુસ જો તમે ન હો તો હું એને શું પૂછવાને ઇચ્છું છું તે તમને જણાવવામાં મ્હને સહજ પણ અડચણ નથી. દુશ્મનો સમક્ષ પોતાના ગુપ્ત ભેદનો સ્ફોટ કરવો એ સર્વથા નીતિવિરુદ્ધ છે. જો પ્રથમ તમે તમારો પરિચય આપશો તો હું ઘણી ખુશીથી મ્હારી હકીકત તમને કહીશ.

તેજસિંહઃ-ત્યારે પ્રથમ તમે તમારો પરિચય કેમ આપતા નથી ?

સુંદરઃ-બહુરૂપીઓ આવશ્યક પ્રસંગે પોતાના શત્રુને મળીજઇ ગુપ્ત રીતે તેનો સઘળો ભેદ જાણી લેતા હોવાથી જ પ્રથમ તમને હું મ્હારો પરિચય આપી શકતો નથી.

તેજસિંહઃ-ઠીક છે; પરંતુ મહાપ્રતાપશાળી મહારાણા વીરસિંહજીના બહુરૂપીઓમાં કોઇ એવો નામર્દ નથી કે, જે એક સ્ત્રી અને પુરુષ પાસે આત્મગોપન કરવાનો પ્રયત્ન કરે.

સુંદરસિંહે અત્યંત આનંદિત બની જઇને કહ્યું:-"ઠીક, હવે હું જાણી શક્યો છું કે, તમે રાણા વીરસિંહજીના જ કોઇ બહુરૂપી છો. આવી સ્થિતિમાં હું તમને મ્હારો પરિચય આપવામાં વિલંબ કરવો વ્યાજબી સમજતો નથી. મ્હારું નામ સુંદરસિંહ હોઇ હું શ્રીમતી પદ્માવતીનો એક સિપાહી છું, તથા આ ભગવાની શ્રીમતી પદ્માવતીની નિમકહરામ દાસી છે. એના વિશ્વાસઘાતને લીધે જ શત્રુઓએ અજાયબઘરપર આક્રમણ કરી તેનાપર પોતાનો અધિકાર

બેસાડ્યો છે. હમણાં માયાસુંદરી, બંસરીબાલા તથા રતિસુંદરીનો પણ બિલ્કુલ પત્તો લાગતો નથી. અત્યાર સુધીમાં જે કાંઇ માલૂમ પડ્યું છે, તે ઉપરથી એમ સાબિત પડે છે કે, આ કમબખ્ત ભગવાનીએ જ તેમને ત્રણે જણાંને કોઇ ઠેકાણે ફસાવી દીધેલાં છે. એ સંબંધીનો સઘળો ભેદ હું એની પાસેથી જાણી લેવાને ઇચ્છું છું. એવામાં તમારો અવાજ મ્હારા સાભળવામાં આવ્યો, તથા તમારી સાથે વાતચિત કરવાનું માન મ્હને મળ્યું."

તેજસિંહ ઉચ્ચ સ્વરે બોલી ઉઠયોઃ—"સર્વથી પ્રથમ આ ભેદ જાણવાનો અધિકાર મ્હારો જ છે. હું એમને ત્રણેને મળવા માટે જતો હતો, તથા માર્ગમાં જ મ્હને એમ માલૂમ પડ્યું કે, એ અજાયબઘરને દુશ્મનોએ ઘેરી લીધું છે. આ સમાચાર જાણી જલ્દીથી હું એ તરફ જતો હતો એવામાં દૈવયોગે અત્રે તમારી સાથે મ્હારું મિલન થયું ગયો છે."

સુંદરઃ—હવે કૃપા કરી તમે મ્હને સત્વર તમારી ઓળખાણ આપો. મહારાણા વીરસિંહજીના સઘળા બહુરૂપીઓને હું ઓળખું છું.

આ વાક્ય સાંભળી તેજસિંહે પોતાના વાટવામાંથી સામાન કાઢી બત્તી સળગાવી તથા બનાવટી વાળ અલગ કરી તેણે પોતાનુ મ્હોં સ્વચ્છ કર્યું. સુંદરસિંહ વિસ્મિત બની જઇ તેજસિંહના ચરણોમાં નમી પડીને બોલ્યોઃ—"હા હા—હવે હું આપને સારી રીતે ઓળખી શક્યો છું; આપ શ્રીમાન્ તેજસિંહજી છો."

તેજસિંહે સુંદરસિંહના હાથ પકડી તેને ઉભો કરી તેની સાથે આલિંગન કર્યું. પછી સુંદરસિંહે પોતાની સઘળી હકીકત તેજસિંહને કહી સંભળાવી. એ હકીકત સાંભળી તેજસિંહે કહ્યુંઃ—"અફસોસ! કે આટલા ટૂંક સમયમાં આટલું બધું બની ગયું. વિદ્વાનોનું

કહેવું યથાર્થ છે કે, ઘરની એક સ્ત્રી શત્રુ બ્હારના બાદશાહ જેવા શત્રુથી પણ વિશેષ ભયંકર છે. હશે જે બનવાનું હતું તે બની ગયું છે. હવે માયાસુંદરી, બંસરીબાલા અને રતિસુંદરી સંબંધીની સઘળી હકીકત હું આ ભગવાની પાસેથી વાતમાં ને વાતમાં જ કઢાવું છું ! એ સ્ત્રીજાત હોવાથી મ્હારા ખંજરને હું કમરપટ્ટામાં પાછું ખોસી દઉં છું, તથા મ્હારા હાથમાં દુષ્ટદમન કે જેના ભરોંસાપર હું આ અરણ્યમાં નિર્ભયતાથી ચાલ્યો જાઉં છું તે લઇ લઉં છું. ઠીક, પરંતુ હું તમને એક વાત કહેવી ભૂલી ગયો છું.”

સુંદરઃ-શી વાત ?

તેજસિંહઃ-હું અહીં એકલો આવેલો નથી. બીજા બે બહુરૂપીઓ સાથે શ્રીમતી પદ્માવતી પણ આટલામાં જ છુપાઇ રહ્યાં છે !

સુંદરઃ-વાહ ! આ તો ઘણા આનંદજનક સમાચાર છે. સત્વર કહો જોઇએ કે તેઓ ક્યાં છે ? તેમને મળવાની મ્હારી ઉત્કટ ઇચ્છા છે.

નિમકહરામ ભગવાની હવે પોતાના મૃત્યુનું પોતાની સ્હામે જ દર્શન કરના લાગી ! તેજસિંહના આવી ચઢવાથી તેનો અડધો જીવ તો જાણે કે જતો રહ્યો હતો; પરંતુ તેણે જ્યારે પદ્માવતી અને બીજા બે બહુરૂપીઓના એટલામાં જ છુપાઇ રહ્યાના સમાચાર સાંભળ્યા ત્યારે તે મૃતપ્રાયઃ બની ગઇ. પોતાનું જીવન કોઈ પણ રીતે નહિ જ બચે એવી તેની ખાત્રી થઇ ગઇ.

તેજસિંહે જોરથી એક સીટી બજાવી. તે સાથે જ થોડે દૂરથી ઘોડાઓની ખરીઓનો અવાજ સંભળાવા લાગ્યો. થોડા સમયમાં જ પિશાચપતિ, લક્ષ્મણસિંહ પદ્માવતી તથા અલકકિશોરી તેજસિંહ પાસે આવી પહોંચ્યાં. ભગવાનીએ જ્યારે પદ્માવતીને પોતાની પાસે હાજર થયેલી જોઇ ત્યારે તે ગભરાઇ ગઇ. તેનું કાળજું કંપવા

લાગ્યું. તેનો શ્વાસ થોડા સમય માટે બંધ થઇ ગયો. તેણે પદ્માવતીના ચરણોમાં નમી પડી પોતાના અપરાધની ક્ષમા મેળવવાનો વિચાર કર્યો; પરંતુ અત્યંત ભયને લીધે તે દિઙ્મૂઢ બની ગઇ હતી. તે કાંઇ કહી શકી નહિ. ધીમે ધીમે તેની ગભરામણ વધી જવાથી બેહોશ બની જઇ તે પૃથ્વીપર પટકાઇ પડી. ભગવાનીની આવી સ્થિતિ જોઇને પદ્માવતીને ઘણું આશ્ચર્ય લાગ્યું; કેમ કે હજી સૂધી સુંદરસિંહ તથા ભગવાનીની હકીકત તેના જાણુવામાં આવી નહોતી. તેજસિંહે પિશાચ-પતિને પ્રકાશ કરવાનું કહી તેણે પદ્માવતીને સંક્ષેપમાં સઘળી હકીકત કહી સંભળાવી; કે જે હકીકત તેણે સુંદરસિંહના મુખે સાંભળી હતી. એ હકીકત સાંભળવામાં આવતાં પદ્માવતીને ઘણો ક્રોધ ઉપજ્યો; પરંતુ તે બુદ્ધિમતી હતી તેથી આ સમયે તેણે પોતાનો ક્રોધ પ્રકટ નહિ કરતાં આત્મસંવરણ કર્યું. તેના અંતરમાં એવો સંશય ઉપજ્યો હતો કે, જો ભગવાનીને વિશેષ ધમકાવવામાં આવશે તો કદાચ એનો જીવ ચાલ્યો જશે, તથા તેમ થશે તો પોતે માયાસુંદરી, બંસરીબાલા અને રતિસુંદરીનો પત્તો મેળવી તેમને સંકટમુક્ત કરી શકશે નહિ.

પ્રકાશ થતાં પદ્માવતીએ ભગવાનીનું મ્હોં જોયું, તો તેણે તેને હદ કરતાં વધારે ગભરાઇ ગયેલી જોઇ. આ સમયે ભગવાનીનાં નેત્રો બંધ હોઇ તેનું શરીર કંપતું હતું. પદ્માવતીએ તેને ઉદ્દેશીને ઉચ્ચ સ્વરે કહ્યું:—“ સાવધાન થઇને મ્હારી વાત સાંભળ. તું સર્વથા નિરાશ ન બની જા. ત્હારો જીવ લેવાની કાંઇ મ્હારી ઇચ્છા નથી. ”

આ શબ્દોએ સારી અસર કરી. ભગવાનીના અંતરમાં પોતાના જીવનનું રક્ષણ થવાની આશા ઉપજી. તેણે પોતાની આંખો ઉઘાડી. પદ્માવતીએ પુનઃ તેને ઉદ્દેશીને કહ્યું:—“જો કે ત્હેં ઘણો ગંભીર ગુન્હો કર્યો છે; પરંતુ જો તું સઘળી સાચી હકીકત સત્વર કહી સંભળાવીશ

તો ત્હારો જીવ નહિ લેવાની હું પ્રતિજ્ઞા કરું છું."

હવે ભગવાની ઉઠી બેઠી થઇ, તથા પોતાની જાત સંભાળી કંપતા સ્વરે તેણે કહ્યું:-"શું મ્હને જીવનદાન દેવામાં આવશે?"

પદ્માવતીઃ-હા, તને જીવનદાન દેવામાં આવશે; પરંતુ ત્હારે સઘળી સત્ય હકીકત મ્હને કહી સંભળાવવી પડશે. વળી માયાસુંદરી, બંસરીબાલા અને રતિસુંદરીનો ખરો પત્તો આપી તું ત્હારો અપરાધ કબૂલ કરીશ તો તને ત્હારા અપરાધની ક્ષમા આપવામાં આવશે.

ભગવાનીએ પદ્માવતીના ચરણોમાં નમી પડીને કહ્યું:-"બેશક હું ગુન્હેગાર છું. મ્હેં જે કાંઇ કર્યું છે તે હવે હું નિષ્કપટ ચિત્તે કહી દઇશ. અફસોસ કે, લાલચમાં પડી મ્હેં ઘણું ખોટું કાર્ય કર્યું છે. મ્હને કનકસિંહે છેતરી છે. અજ્ઞાનતાથી મ્હેં........"

આ સમયે પદ્માવતી બોલી ઉઠીઃ-"વિશેષ વિસ્તાર કરીને એ હકીકત કહેવાની જરૂર નથી. તું સત્વર સઘળી હકીકત સંક્ષેપમાં જ કહી સંભળાવ. જો વિલંબ કરીશ તો તેનું ત્હારા માટે સારું પરિણામ નહિ આવે."

ભગવાનીએ નિરુપાયે, પોતે જે કાંઇ કર્યું હતું એ સંબંધીની સઘળી હકીકત પદ્માવતીને કહી દીધી. અંતે પદ્માવતીના ચરણોમાં પુનઃ નમી પડીને તેણે કહ્યું:-"હવે મ્હેં તમારાથી કોઇ પણ વાત છુપાવી નથી. હવે આપની પ્રતિજ્ઞાનુસાર મ્હને મ્હારા અપરાધની ક્ષમા આપીને છોડી દો."

"હા છોડી દઇશ." આમ કહીને પદ્માવતીએ પિશાચપતિ અને સુંદરસિંહ તરફ જોઇને કહ્યું:-"આને મુસ્કેટાટ બાંધી જ્યાં લઇ જવી ઠીક લાગે ત્યાં લઇ જાઓ. એને બરાબર સંભાળમાં રાખજો. અમે હમણાં અજાયબઘર તરફ નહિ જતાં માયાસુંદરી, બંસરીબાલા તથા

રતિસુંદરીને છોડાવવાનો પ્રયત્ન કરીએ છીએ. પછીથી જે કાર્ય કરવું ઉચિત લાગશે તે કરીશું. કાલે આ સમયે આ સ્થળે જ અમે સર્વે અગર તો અમારામાંથી કોઇ એક જણુ અત્રે આવશે. તમે અહીં હાજર રહેજો. જો ભગવાનીએ કહેલી હકીકત સાચી હશે તો ઠીક છે; પરંતુ જો તેનો એક પણ શબ્દ અસત્ય હોવાનું માલૂમ પડશે તો આ સ્થળે જ તેનો શિરચ્છેદ કરવામાં આવશે. થયું, હવે વિશેષ સમય સુધી અમે અત્રે રોકાઇ શકીએ તેમ નથી."

આમ કહીને પદ્માવતી પિશાચપતિ, સુંદરસિંહ તથા ભગવાનીને એ સ્થળે જ રાખી તેજસિંહ, લક્ષ્મણુસિંહ તથા અલકકિશોરીને સાથે લઇ ત્યાંથી રવાના થઇ. આ સમયે એની પાસે, તેજસિંહનો પત્ર મળતાં ઇન્દ્રદેવે જે ખંજર તેજસિંહને સ્વાધીન કરી દીધું હતું તે હતું.

એ સ્થળેથી થોડા અંતરે એક ન્હાનો પહાડ આવેલો હતો. એ પહાડની પાછળ બીજા ઘણા ન્હાના ન્હાના પહાડ આવેલા હતા. પદ્માવતી પોતાનાં સાથીઓની સાથે એ તરફ ચાલી ગઇ. માયાસુંદરી, બંસરીબાલા તથા રતિસુંદરી માટે પદ્માવતીના મનમાં જેટલી ચિંતા હતી તેટલી ચિંતા તેને પોતાનું અજાયબઘર લૂંટાયાની નહોતી. તે એકબીજાંની સાથે નીચે પ્રમાણેની વાતચિત કરતી કરતી ચાલતી હતી.

પદ્માવતીઃ—અફસોસ! રતિસુંદરી છેતરાઇ ગઇ! હવે એ ત્રણે સાથે આપણું મિલન થાય છે કે નહિ એ જોવું જોઇએ!

અલકઃ—માયાસુંદરી અને બંસરીબાલાએ કોણુ જાણે કે વિધાતાનું શું બગાડયું છે કે, તેમને ક્ષણે ક્ષણે વિવિધ સંકટ સહન કરવાં પડે છે.

પદ્માવતીઃ—સંકટોએ તો તેમનો ત્યાગ જ કર્યો નથી, વળી મ્હારા મનમાં મ્હોટી ચિંતા એ છે કે, જો હું એમને બન્નેને જીવિત સ્થિતિમાં નહિ મેળવી શકું તો બન્ને કુમારોને હું મ્હારું મ્હોં બતાવી

શકીશ નહિ. વળી જ્યારે મ્હારી એવી સ્થિતિ થશે ત્યારે હું જીવતી રહીને પણ શું કરીશ? જો એમ થશે તો મ્હારે પણ મ્હારો જીવ ત્યાગવો પડશે. હું સારી રીતે જાણું છું કે, માયાસુંદરી અને બંસરી-બાલા, યુવરાજ ઈન્દ્રસિંહ તથા આનન્દસિંહની પ્રણયપ્રતિમાઓ છે. અફસોસ! કમબખ્ત ભગવાની માટે મ્હારા મનમાં જો કે શંકા તો રહેતી હતી; પરંતુ તે આટલે સૂધી નિમકહરામ નીવડશે એમ હું ધારતી નહોતી.

તેજસિંહઃ—ભગવાનીનું મન સાફ નથી એવું આપ જાણતાં હતાં કે?

પદ્માવતીઃ—એનું મન સાફ નથી એવી મ્હારી ખાત્રી તો નહોતી જ; પરંતુ તે વાતમાં ને વાતમાં સોગન ખાતી હોવાથી કવચિત્ હું તેનાપર શંકા લાવતી હતી. મ્હારી માન્યતા એવી છે કે, જે માણસને સામાન્ય વિષયમાં પણ સોગન ખાવાની ટેવ પડી રહેલી હોય છે એ માણસ વાસ્તવિક રીતે અસત્યવાદી તથા પ્રપંચી હોય છે. માયાવિનીના સત્સંગના સબબથી જો એ મ્હારા અજાયબઘરના ભોંય-રાનો ભેદ ન જાણતી હોત તો હું તેને એ ભેદ કદાપિ બતાવત નહિ; છતાં તેનાપર મ્હને વહેમ હોવાથી હું પોતે જ્યારે ભોંયરા અને સુરંગનાં તાળાં ઉઘાડીને અંદર જતી ત્યારે પાછળથી કોઇ ભોંયરા કિંવા સુરંગના દ્વારને બંધ કરી ન દે એ માટે સાંકળમાં તાળુ વાસી કુંચી હમ્મેશાં હું મ્હારી સાથે લઇ જતી હતી.

લક્ષ્મણઃ—બેશક, આ ઘણી ચાલાકીની વાત છે. જ્યારે ખાલી કડી કિંવા સાંકળમાં તમે તાળુ વાસતાં હતાં ત્યારે પછી કોઈ દ્વારને સાંકળથી બંધ કરી શકે નહિ એ સ્પષ્ટ છે.

પદ્માવતીઃ—વળી મ્હારી એ યુક્તિ ભગવાની જાણી શકી નહિ.

રતિસુંદરી એ વિષય જાણતી હોવા છતાં ભગવાનીથી છેતરાઇ એ ઘણુા ખેદનો વિષય છે. ઘણુા સમયથી ભગવાનીની પ્રામાણિકતાની કસોટી કરી જોવાનો મ્હારો વિચાર હતો; પરંતુ અજાયબઘરમાં એ ચાર દિવસ સૂધી પણ શાન્તિથી રહેવાનો મ્હને અવકાશ નહિ મળતો હોવાથી મ્હારા વિચારને હું સફળ કરી શકતી નહોતી. વળી ભગવાની આટલી બધી વિશ્વાસઘાતિની હોવા છતાં તેણે મ્હારી કોઇ પણ વાત માયાવિનીને પહોંચાડી નથી એ માટે હજી પણ મ્હને ઘણું આશ્ચર્ય લાગે છે. હજી સૂધી કોઇ એવો બનાવ બન્યો નથી કે જેથી માયા-વિની મ્હારો કાંઇ ભેદ જાણી શકી હોય.

તેજસિંહ:—પ્રસંગાનુસાર મનુષ્યનો સ્વભાવ બદલાઇ જાય એ સર્વથા બનવા જેવું છે. એક બદમાશ શયતાન મનુષ્ય અન્ય મનુષ્યને પોતાની કપટયુક્ત તેમ જ લોભનીય વાતોથી ઘણી જ સહેલાઇથી ફસાવી શકે છે. મનુષ્યનું ચિત્ત વસ્તુતઃ ઘણું ચંચળ છે. મનોનિગ્રહ કરવો કિંવા મનને કાબૂમાં રાખવું એ ઘણું મુશ્કેલીભર્યું કાર્ય છે. મ્હોટા મ્હોટા ઋષિ મુનિઓ કે જેઓ સેંકડો વર્ષથી મનો-નિગ્રહ કરવાનો પ્રયત્ન કરતા હતા, તેમનો સઘળો પ્રયત્ન જોતજોતાંમાં વૃથા થઇ ગયાનાં અનેક ઉદાહરણો માનવજાતિમાંથી મળી આવે છે. વિશ્વસંસારની વસ્તુસ્થિતિ આવી હોવા છતાં પ્રામાણિક અને સદા-ચારી મનુષ્ય જો ભાગ્યયોગથી કોઇ દુરાચારી મનુષ્યની વાક્જાળ કિંવા પ્રપંચજાળમાં ફસાઇ પડે છે તો તે વિના વિલંબે પોતાનો ભ્રમ સુધારી પોતાનાથી થયેલી ભૂલનો પશ્ચાત્તાપ કરે છે; પરંતુ દુરાચારી મનુષ્યો કે જેમણે મનોનિગ્રહ કરવાનો કાંઇ પણ પ્રયત્ન કર્યો હોતો નથી તેઓ હમ્મેશાં દુરાચારમાં જ રચ્યાપચ્યા રહે છે. જે મનુષ્ય પોતાના મન સાથે એવો વિચાર કરે છે કે, મન શી વસ્તુ છે?

ચંચળતા કેવી છે, તે કેટલી ત્વરાથી બદલાઇ જાય છે, મનને કાબૂમાં નહિ રાખવાથી કેવી ખરાબી તથા પાયમાલી થાય છે, એના હૃદયમાં એક પ્રકારની એવી શક્તિ ઉત્પન્ન થઇ જાય છે કે, તેની ઉત્પત્તિ વિચારશક્તિથી હોવા છતાં એ શી વસ્તુ છે એ કહી શકાતું નથી: છતાં આ વાત વિચારશક્તિની દૃઢતા અને સ્થિરતાપર આધાર રાખે છે એ ચોક્કસ છે. વળી સ્વભાવવશતઃ સ્ત્રીજાતિનું મન પુરુષોના મન કરતાં નિર્બળ હોય છે. ભગવાની પણ એક સ્ત્રી છે. તે ત્રણે કેદીઓની લુચ્ચાઇભરેલી વાતોથી તથા તેમના લોભ દર્શાવ્યાથી જો ભગવાનીનું મન બદલાઇ જાય તો એમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી જ. આમ હોવાથી ભગવાની પ્રથમથી જ વિશ્વાસઘાતિની હતી કે શત્રુઓના સમજાવ્યાથી વિશ્વાસઘાતિની થઇ હતી એ વિશેનો નિર્ણય થઇ શકે તેમ નથી.

તેજસિંહનાં આ યથાર્થ વચન સાંભળી અત્યંત પ્રસન્ન થઇને પદ્માવતીએ કહ્યું:–"તમારું કહેવું ખરું છે; તમારાં વચનો હું માન્ય કરું છું."

લક્ષ્મણસિંહે સ્નેહાતિશયથી તેજસિંહની પીઠ ઠોકીને કહ્યું:–"મનની વ્યવસ્થા વિષે તમે આટલું બધું જ્ઞાન ધરાવો છો એમ જાણી હું ઘણો આનંદિત થયો છું. તમારું આ જ્ઞાન ભવિષ્યમાં તમારી ઘણી ઉન્નતિ તથા કલ્યાણ કરશે એવી મ્હારી ખાત્રી છે. જે કાર્યાર્થે હમણાં આપણે સર્વ જઇએ છીએ એ કાર્ય પરમકૃપાળુ પરમાત્મા સફળ કરો. હમણાં આપણે એ તરફ ધ્યાન આપવું જોઇએ; બીજી સઘળી વાતચિત પછીથી કરવાનો અવકાશ આપણને મળશે."

જે રસ્તે એ ચારે જણાં જતાં હતાં એ રસ્તો ખાડા ટેકરાવાળો હોઇ ઘણો ખરાબ હતો; છતાં ભગવાન્ ચંદ્રદેવના શીતળ સ્નિગ્ધ

પ્રકાશનો પૃથિવીના વક્ષઃસ્થળપર વિસ્તાર થયેલો હોવાથી એ ચારે જણાંને માર્ગક્રમણ કરવામાં મુશ્કેલી વેઠવી પડી નહિ. પહાડોપર ચઢી ઉતરી અનેક ખાડા ટેકરાઓ ઓળંગી તેઓ એક એવા સ્થળે જઇ પહોંચ્યાં કે, જેની બન્ને બાજૂએ ઉંચા પહાડ અને વચ્ચે એક ન્હાનો પગરસ્તો આવેલો હતો. એ રસ્તાનો આકાર જોતાં કારીગરે તેને ઘણી કુશળતાથી બનાવ્યો હોય એમ લાગતું હતું. આ સ્થળે પદ્માવતી અને અલકકિશોરી ઘોડાપરથી નીચે ઉતરી પડી તથા ઘોડાઓને એક વૃક્ષના થડ સાથે બાંધી આગળ જવા લાગી. પદ્માવતી આગળ ચાલતી હતી તથા અલકકિશોરી અને બન્ને બહુરૂપીઓ આશ્ચર્યથી આસપાસ દૃષ્ટિ ફેરવતા ફેરવતા તેની પાછળ પાછળ જતા હતા. કોઇ અજાણ્યો માણુસ આ રસ્તે આવી ચઢે એવો સંભવ નહોતો.

એ પગરસ્તે લગભગ બસો પગલાં ગયા પછી સ્વચ્છ જળથી ભરેલો એક વહેળો આવ્યો. એ ઝરો માર્ગની વચ્ચે જમણી તરફથી ડાબી તરફ વહેતો હતો. પદ્માવતી ઝરાના બન્ને કિનારાપર ઉગેલાં ન્હાનાં મ્હોટાં જંગલી વૃક્ષોને જોતી ઝરાને કિનારે ડાબી બાજૂ તરફ જવા લાગી.

એકાએક પદ્માવતીની દૃષ્ટિ એક એવા વૃક્ષપર પડી કે, જેની બન્ને તરફ પત્થરોના ઢગલા કોઇએ જાણી જોઇને કર્યા હોય એમ લાગતું હતું. આ સ્થળે પદ્માવતી રોકાઇ, તથા કાંઇ વિચાર કર્યા પછી પોતાનાં સાથીઓસહ ઝરાની સ્હામે પાર જઇ તે એ તરફ જ આગળ વધવા લાગી. થોડા અંતરે ગયા પછી ઢોળાણવાળી જમીન આવી. એ જમીનપર લગભગ બસો પગલાં ભર્યા પછી તેઓ સર્વે એક ગુફાના મ્હોં પાસે ઉપસ્થિત થયાં. પદ્માવતીના કહેવાથી હવે લક્ષ્મણસિંહે બત્તી સળગાવી, તથા તેમણે સર્વેએ એ ગુફામાં પ્રવેશ કર્યો,

એ ગુફાની પરિસ્થિતિનું દર્શન કરતાં ઘણા કાળથી તેમાં કોઇ પણ પશુ પ્રાણી આવ્યું હોય એમ લાગતું નહોતું. થોડા સમયમાં જ તેઓ એ ગુફાની બીજી બાજૂએ નીકળ્યા. ત્યાં એક લોખંડનું દ્વાર આવેલું તેમની નજરે પડયું. આ સમયે અલકકિશોરી તરફ તીક્ષ્ણ દૃષ્ટિ કરી પદ્માવતીએ કહ્યું:–"રાણા ગોપાલસિંહજી સિવાય આ દ્વારની બીજા કોઇને માહિતી નથી. રક્તગ્રંથને લીધે જ આ દ્વારના અસ્તિત્વ વગેરેની માહિતી હું મેળવી શકી છું. એની કુંચી પણ અત્રે જ છે."

આમ કહીને પદ્માવતી પોતાના તિલિસ્મી ખંજરનો હાથો દ્વારના જમણી તરફના મધ્ય ભાગમાં ઠોકવા લાગી. આમ કરવાથી એક વેંત જેટલું પતરું ખુલી ગયું. પદ્માવતીએ એમાં હાથ નાખીને એક ચાંપ દબાવી જેથી ધીમા અવાજ સાથે એ દ્વાર ઉઘડી ગયું. પછીથી તેણે પેલા ખુલી ગયેલા પતરાને પાછું બંધ કરી દીધું, અને સર્વની સાથે તે એ દ્વારમાં દાખલ થઇ. એ દ્વાર બંધ કરી દેવા માટે તેની બીજી બાજૂએ પણ એવી જ ચાંપ આવેલી હતી. એ ચાંપ દાબી પદ્માવતીએ દ્વારને પણ બંધ કરી દીધું. પછીથી એક કલાક સુધી માર્ગક્રમણ કરીને તેઓ સુરંગને બીજે છેડે ઉપસ્થિત થયા. ત્યાં પણ બીજું એક એવું ન્હાનું દ્વાર આવેલું હતું. પદ્માવતી એ દ્વાર ઉઘાડી તેમાંથી આગળ જવા લાગી. થોડો માર્ગ કાપતાં બન્ને બાજૂએ સુરંગ આવેલી તેની નજરે પડી. એ સ્થળે ઉભી રહી તેણે લક્ષ્મણસિંહને કહ્યું:–"આ જમણી બાજૂએ આવેલી સુરંગમાં જઇશું તો કેદખાનાના જે ભાગમાં આપણાં કેદીઓ હતાં ત્યાં આપણે જઇ પહોંચીશું, અને ડાબી બાજૂએ આવેલી સુરંગમાં જઇશું તો ભગવાનીએ માયાસુંદરી, બંસરીબાલા અને રતિસુંદરીને જ્યાં સપડાવી રાખ્યાં છે ત્યાં ઉપસ્થિત થઇશું."

લક્ષ્મણઃ—ત્યારે આપણે ડાબી બાજૂની સુરંગમાં જ ચાલો. માયાસુંદરી વગેરેને મુક્ત કરવામાં એક ક્ષણનો પણ વિલંબ લગાડવાનું હું વ્યાજબી ધારતો નથી.

એ ત્રણે જણાંની સાથે પદ્માવતી ડાબી બાજૂએ આવેલી સુરંગમાં જવા લાગી. જતાં જતાં માર્ગમાં તેજસિંહે કહ્યું:—"મ્હને લાગે છે કે, હવે આપણે ઘણો થોડો માર્ગ કાપવાનો છે; કેમ કે, બન્ને બાજૂની દિવાલ તથા ઉપરની છત ભીનાશવાળી જણાતી હોવાથી આપણે તળાવની નીચે ચાલતાં હોઇએ એમ મ્હને લાગે છે!"

પદ્માવતીઃ—તમારી કલ્પના ખરી છે.

થોડા અંતરે ગયા પછી એક બારી આવી. એ બારીને પણ પદ્માવતીએ પેલા દ્વારની માફક ઉઘાડી, તથા તેણે તેજસિંહને બીજી બત્તી સળગાવવાનું કહ્યું. પછી તેઓ અધીર ચિત્તે થોડે દૂર ગયાં તો પોતાની સ્હામે જમીનપર ત્રણ મૃતદેહ પડી રહેલા તેમના જોવામાં આવ્યા! એ મૃતદેહો જોઇ એક હાય પોકારીને પદ્માવતી જ ત્યાં જ જમીનપર બેસી પડી. ક્ષુધા તેમજ તૃષાની ભીષણ વેદનાથી માયાસુંદરી, બંસરીબાલા અને રતિસુંદરી ત્યાં નિશ્ચેષ્ટ થઇને પડી રહી હતી. રતિસુંદરીની પાસે પેલો તિલિસ્મી ભાલો પડી રહ્યો હતો. ભાલા સાથે સંબંધ ધરાવતી મુદ્રિકા તેની આંગળીપર ચમકી રહી હતી. સર્વથી પ્રથમ પદ્માવતીએ માયાસુંદરીના હૃદયપર હાથ મૂકી જોયો તો ત્હેનું હૃદય સ્થિર થઇ ગયેલું તેના જોવામાં આવ્યું. માયાસુંદરીનું સર્વાંગ શીતળ થઇ ગયું હતું. આવો દારુણ હૃદયવિદારક દેખાવ જોવામાં આવતાં પદ્માવતી ધૈર્ય ધારણ કરી શકી નહિ. તેનાં ચક્ષુઓમાંથી અશ્રુજળ પ્રવાહિત થવા લાગ્યું. પછીથી તેની નાડી તપાસી આશાતુર બની જઇને પદ્માવતી બોલી ઉઠીઃ—"હજી નાડી ધીમે ધીમે ચાલે છે. હે

પરમકૃપાળુ કિરતાર! હવે મ્હને છે માત્ર તમારો જ આધાર. આપ જ હવે આ અબળાના છો મદદગાર."

આમ કહી પદ્માવતીએ રતિસુંદરી તથા બંસરીબાલાની નાડી તપાસી તો તેમનો જીવનદીપ પણ હજી નિર્વાપિત થઈ ગયો નહોતો એમ તેને લાગ્યું. લક્ષ્મણસિંહ અને તેજસિંહે પણ એ ત્રણે જણીઓની સ્થિતિ તપાસી જોઇ. એ ત્રણે સુંદરીઓનો શ્વાસપ્રશ્વાસ બંધ થઈ ગયો હોય એમ લાગતું હતું; છતાં તેમની ત્રણેની નાડી ધીમી ધીમી ચાલતી હોવાથી તેમના જીવનનું રક્ષણ કરવાનો પદ્માવતી વગેરેએ પ્રયત્ન આરંભ્યો. લક્ષ્મણસિંહે તરત જ પોતાના વાટવામાંથી એક શીશી બહાર કાઢી, તેમાંના લાલ રંગનાં અર્કનાં થોડાં થોડાં ટીપાં તેણે ત્રણે મૃતપ્રાયઃ સુંદરીઓના મુખમાં નાખ્યાં. ત્યાર પછી થોડા સમયને અંતરે તેમની નાડીઓ તપાસી જોતાં એની ગતિમાં સુધારો થયેલો માલૂમ પડયો. એ ત્રણે જણીઓનો શ્વાસ પણ હવે મંદમંદ ગતિથી ચાલવા લાગ્યો. હવે એ ત્રણે જણીઓને ખુલ્લા વાયુમાં લઇ જવાથી ઔષધની અસર સત્વર થશે એમ તેજસિંહે જણાવ્યાથી પદ્માવતીએ રતિસુંદરીની આંગળીપરથી તિલિસ્મી મુદ્રિકા કાઢી લીધી, તથા એ મુદ્રિકા તેણે તેજસિંહને આપતાં કહ્યું:–"આ મુદ્રિકા તમે પહેરી લ્યો તથા પ્રસંગ આવ્યે ઉપયોગી થઇ પડે એટલા માટે આ તિલિસ્મી ભાલો પણ હમણાં તમે તમારી પાસે રાખો. આ ત્રણે જણીને બ્હાર લઇ ગયા પછી અલકકિશોરી તથા લક્ષ્મણસિંહને સાથે લઇ થોડા સમય માટે હું તમારાથી છૂટી પડીશ, અને હું પાછી ફરું ત્યાં સુધી માયાસુંદરી વગેરેની સંભાળ તમારે જ રાખવી પડશે."

"આપનું કહેવું હું સમજી ગયો છું. માધવી, મનોરમા તથા કનકસિંહનો વેષ ધારણ કરી દુશ્મનોને ફસાવવાનો આપનો વિચાર છે,

કેમ ખરું ને ?" આમ કહીને તેજસિંહે પોતાની આંગળીમાં પેલી તિલિસ્મી મુદ્રિકા પહેરી લીધી. તેના ઉપરોક્ત શબ્દો સાંભળી પદ્માવતીએ કહ્યું:–" તમારી કલ્પનાશક્તિ ઘણી પ્રશંસનીય છે; તમે કહો છો તેવોજ મ્હારો વિચાર છે."

પછીથી એ ચારે જણાં મળી માયાસુંદરી વગેરેને તેમની બેહોશ સ્થિતિમાં જ ઘણી સાવધાનતાથી ઉપાડી બહાર લઇ ગયાં, તથા લક્ષ્મણસિંહ અને તેજસિંહ તેમને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. એમનો જીવ જોખમમાં રહ્યો નથી એવી જ્યારે પદ્માવતીની ખાત્રી થઇ ત્યારે તે પાછી અલકકિશોરી તથા લક્ષ્મણસિંહને સાથે લઇને સુરંગમાં ગઈ, તથા ત્યાંથી કારાગૃહવાળી ઓરડીમાં જઇને તેમણે ત્રણેએ કનકસિંહ મનોરમા તથા માધવીનો વેષ ધારણ કરી લીધો. આ ઉપરથી વાંચકબંધુઓ જાણી શક્યા હશે કે, જે કેદીઓને દુશ્મનોએ અજાયબગૃહની બ્હાર કાઢયાં હતાં તેઓ કનકસિંહ, માધવી તથા મનોરમા નહિ; પરંતુ લક્ષ્મણસિંહ, પદ્માવતી અને અલકકિશોરી હતાં! તેમણે જે કાંઇ કર્યું હતું તેનું વર્ણન અમે કરી ચુકયા છીએ; તેથી હવે આપણે તેજસિંહની સંભાળમાં રહેલી માયાસુંદરી, બંસરીબાલા અને રતિસુંદરી તરફ દૃષ્ટિ ફેરવીશું. પ્રભાતકાળ થતાં ન થતાંમાં એ ત્રણે જણીઓ શુદ્ધિમાં આવી, તથા આંખો ઉઘાડીને તેમણે આસપાસ જોવા માંડયું. લક્ષ્મણસિંહે આપેલા ઔષધની આવી સારી અસર થયેલી જોઇ તેજસિંહ અતિ આનંદિત થયો; છતાં અમારે અત્રે એટલું જણાવવું પડે છે કે હજી સુધી તેમના ભાગ્યમાં લખાયલાં દુઃખોનો અંત આવ્યો નહોતો જ.

# પ્રકરણ ૫ મું.

## પિશાચપતિની દુર્દશા.

પિશાચપતિ તથા ભગવાનીને અરણ્યમાં જ રાખી પદ્માવતી ચાલી ગઇ એટલે પિશાચપતિ એક પાષાણુ-શિલાપર બેસીને સ્વગત કાંઇ વિચાર કરવા લાગ્યો, તથા સુંદરસિંહ કોઇ કાર્યાર્થે ત્યાંથી ચાલ્યો ગયો. ભગવાની પિશાચપતિની સ્હામે પડેલી એક બીજી પાષાણુશિલાપર બેઠેલી હતી. તેના હાથ પગ બાંધવામાં આવેલા નહોતા; છતાં તે ત્યાંથી પલાયન કરી જવાનું સાહસ કરી શકે તેમ નહોતી. પિશાચપતિ કોઇ વિષયની ગંભીર ચિંતામાં પડયો હોય તથા લાચાર બની ગયો હોય એમ તેનું મ્હોં જોતાં લાગતું હતું. ઘણા સમય સુધી આવી રીતે વિચારમાં ચુપકીદી ધારણ કરીને બેસી રહ્યા પછી તે મૃદુ સ્વરે કહેવા લાગ્યો:–" ખરેખર, તે એજ હતો ! તેણે મ્હને પોતાની દૃષ્ટિથી દૂર કર્યો હોય એમ લાગતું નથી !"

આ સમયે તેની પાછળથી કોઇ બોલી ઉઠયું:–" બરાબર છે; મ્હેં તને મ્હારી દૃષ્ટિથી દૂર નથી જ કર્યો !"

આ વાક્ય સાંભળી ચમકી ઉઠીને પિશાચપતિએ પોતાની દૃષ્ટિ પાછળ ફેરવી તો ચંદ્રના શીતળ સ્નિગ્ધ પ્રકાશમાં એક માણુસ તેની નજરે પડયો. એ માણુસ શરીરે ઠીંગણો હોઇ તેનો બાંધો મજબૂત લાગતો હતો. મુખમુદ્રા સહજ લંબગોળ હતી. તેના મસ્તકપરના ગુંચળાંવાળા વાળ એટલા બધા ચમકતા હતા કે તે બનાવટી હોય એવો ભાસ થતો હતો. તેણે ચુસ્ત પાયજામો તથા ઘુંટણ સુધીનું અંગરખું પહેર્યું હતું. તેના અંગરખામાં અનેક ખીસ્સાંઓ હતાં. તેના રેશમી કમર-

બંધપર મૂલ્યવાન્ શાલ વીંટાળેલી હતી. કમરપર ડાબી બાજૂએ એક મનોહર મિયાનમાં નાજુક હલકી સમશેર લટકી રહી હતી. પીઠપર ગેંડાની એક મજબૂત ન્હાની ઢાલ હતી. આ સિવાય તેના હાથમાં કપડામાં વીંટી રાખેલી કોઇ વસ્તુ હતી. તેનું માથું ખુલ્લું હતું. એની ચાલવાની ઢબપરથી તે ચાલાક તથા ધુર્ત્ત હોય એમ લાગતું હતું.

થોડા સમય સૂધી તેઓ બન્ને જણા એક બીજાના મ્હોં તરફ એકાગ્રદૃષ્ટિથી જોઇ રહ્યા. અંતે પિશાચપતિએ તેને પૂછ્યું:-"શું ઘણા સમયથી તમે મ્હારી પાછળ પડયા છો?"

આવનાર પુરુષે ઉત્તર આપ્યો:-"ઘણા સમયથી નહિ; પરંતુ ઘણે દૂરથી હું ત્હારી પાછળ આવું છું."

"બરાબર છે. રસ્તામાં મ્હેં તમને જોયા હતા!"

"પદ્માવતી સમક્ષ ત્હારી ફજેતી ન થાય એ માટે જ હું છુપાતો છુપાતો ત્હારી પાછળ આવતો હતો, સમજ્યો?"

"ત્યારે અત્રે હું એકલો નથી, એ તમે જોઇ શકો છો?"

"હા, ખરું છે; પણ કહે જોઇએ કે, આ સમયે હું ત્હારી પાસે ઉપસ્થિત થઇશ એમ તું ધારતો હતો?"

"ના."

"ત્યારે તો આજનો દિવસ અતિ આનંદનો સમજવો જોઇએ!"

"આજનો દિવસ કદાચ તમારા માટે આનંદનો હશે; કિન્તુ મ્હારા માટે તો શોકનો જ છે."

"તેનું કારણ હું સારી રીતે જાણું છું. આજ સૂધી તું એમજ ધારતો હતો કે, મ્હારું મૃત્યુ થયું છે; તેથી ત્હારા અપરાધ જાણનાર એક પણ માણસ વિશ્વસંસારમાં રહ્યું નથી; પરંતુ આજે ત્હારી એ ધારણા ખોટી પડેલી હોવાથી તને શોક થાય એ સ્વાભાવિક છે."

"પરંતુ એ સાથે તમારે પણ એટલું જાણી રાખવાની જરૂર છે કે, મહારાણા વીરસિંહજી, તેમના કુમારો અને બહુરૂપીઓ વગેરે તરફથી શ્રીમતી પદ્માવતીને લીધે, મ્હને મ્હારા અપરાધોની માફી મળી ગઇ છે; તેથી હવે કદાચ મ્હારો અપરાધ પ્રકાશિત થાય તો તે વિશેની મ્હને ચિંતા નથી."

"પરંતુ સૌભાગ્યવતી રતિસુંદરીએ તને ત્હારા અપરાધની ક્ષમા નહિ જ આપી હોય. અરેરે! એ બિચારીને ખબર પણ નહિ હોય કે, તું એના..."

"વિચાર કરીને આગળ બોલો. અત્રે એક ત્રીજું માણસ હાજર છે એ તમે ભૂલી ગયા કે શું?"

"એ સંબંધી કાંઇ વિચાર કરવાની મ્હને જરૂર નથી. વળી હું કાંઇ દૃષ્ટિશક્તિહીન નથી કે ભગવાનીને ન જોઇ શકું!"

"ત્યારે પછી એની હાજરીમાં જે કાંઇ બોલો તે સંભાળથી બોલો."

"એમ નહિ બને. ત્હારી સાથે વાતાચત કર્યા સિવાય હું આ સ્થળેથી જવાનો નથી. વળી મ્હને ખબર છે કે, પદ્માવતીની આજ્ઞા સિવાય ભગવાનીને તમે અહીંથી છોડો તેમ નથી; માટે એ કાર્ય હું જ કરું છું." આમ કહી એ માણસે ભગવાની તરફ જોઇને કહ્યું:-"તું ત્હારી ઇચ્છા હોય ત્યાં નિર્ભયતાથી ચાલી જા."

આ સમયે પિશાચપતિ વ્યાકુળતાથી બોલી ઉઠયો:-"ના ના-તમે આમ ન કરો;"

"હું આમ જ કરીશ." આમ કહી ભગવાની તરફ જોઇને એ માણસ બોલ્યો: "હજી સુધી કેમ બેસી રહી છે? મૃત્યુના પંઝામાંથી મુક્ત થવાની ત્હારી ઇચ્છા નથી કે?"

પિશાચપતિએ ગદ્દગદ કંઠે કહ્યું:-"હું મ્હારા બન્ને હાથ જો-

ડીને તમને પ્રાર્થના કરું છું કે, તમે એને કાઢી મૂકશો નહિ. એને કાઢી મૂકવાથી શું થશે એનો વિચાર કરી જુઓ!"

"હેં વિચાર કર્યો હતો કે હું વિચાર કરું?!"

"ઠીક ત્યારે એક કામ કરો. એના હાથ પગ બાંધી એને દૂર બેસાડી રાખો. પછી આપણે નિર્ભયતાથી વાતચિત કરીશું!"

એ માણસે ભગવાની તરફ જોઇને કહ્યું:-"કેમ, હાથપગ બંધાવી મૃત્યુની મુલાકાત કરવાની ઇચ્છા છે કે અહીંથી નાસી જવું છે?"

આ માણસ તથા પિશાચપતિની વાતો સાંભળી ભગવાનીને ઘણું આશ્ચર્ય લાગ્યું. એ અદ્દભુત માણસ પોતાના એકેક વાક્યથી શા માટે પિશાચપતિને દબાવતો હતો તેનો તે વિચાર કરવા લાગી. એ જે કાંઇ બોલતો હતો તેનો તે વિચાર કરવા લાગી. એ જે કાંઇ બોલતો હતો તે નિડરતાથી જ બોલતો હોય એમ લાગતું હતું. વળી એની મુલાકાત તથા વાતચિતથી પિશાચપતિનામાં જે પરિવર્ત્તન થઇ ગયું હતું. તે પરથી તે એ અદ્દભુત માણસથી ડરતો હોય એમ સ્પષ્ટ માલૂમ પડતું હતું. ભગવાનીએ વિચાર્યું કે, એમની બન્નેની વચ્ચે કોઇ એવી ભેદ ભરેલી વાત છે કે, જેનો સ્ફોટ પોતાના સમક્ષ થાય એવી પિશાચપતિની ઇચ્છા નથી. અંતે ભગવાનીએ સ્વગત એવો વિચાર કર્યો કે, "એમની વાતચિત સાથે મ્હારે શો સંબંધ છે. આ પ્રસંગે એ અદ્દભુત માણસનું અત્રે આગમન થયું છે એ એક રીતે સારું જ થયું છે. એ માણસ મ્હને અહીંથી પલાયન કરી જવાનું કહે છે, તથા પિશાચપતિ એ માણસની ઇચ્છા કિંવા આજ્ઞા વિરુદ્ધ વર્તી શકે તેમ નથી ત્યારે પછી અહીંથી પલાયન કરી જવામાં વિલંબ કરવો ઉચિત નથી. જો કે, પદ્માવતીએ, માયાસુંદરી, બંસરીબાલા અને રતિસુંદરીનો મેળાપ થયા પછી મ્હારા અપરાધની ક્ષમા

આપી મ્હને છોડી દેવાની પ્રતિજ્ઞા કરી છે; પરંતુ જો કદાચ ક્ષુધા અને તૃષાની વેદનાથી એ ત્રણે જણીઓ સુરંગમાં મૃત્યુ પામી હશે તો મ્હારા પ્રાણનો સંહાર કરી નાખ્યા સિવાય શાન્ત થશે નહિ! આમ હોવાથી ઇશ્વરે કૃપા કરીને મ્હને સંકટમુક્ત કરવા માટે આ અદ્‌ભુત માણસને અત્રે મોકલ્યો છે; તેથી મ્હારે આવા પ્રસંગને વ્યર્થ જવા દેવો જોઇએ નહિ."

સ્વગત આવો વિચાર કરી ભગવાની ઉઠી ઉભી થઇ, તથા ધીચ અરણ્યમાં ચાલી ગઇ. જતાં જતાં પિશાચપતિ પોતાની પાછળ આવે છે કે કેમ એ જોવા માટે તે પાછળ દૃષ્ટિ ફેરવતી હતી; પરંતુ પિશાચપતિ નજરે નહિ પડવાથી નિર્ભય ચિત્તે તે ચાલી હતી. જતાં જતાં તેણે એવો પણ વિચાર કર્યો કે, કનકસિંહ, માધવી અને મનોરમાને તેણે અજાયબધરના કારાગૃહમાંથી મુક્ત કરી દીધેલાં હોવાથી એ ત્રણે જણાંમાંથી તે જેની પાસે જશે એ તેની યોગ્ય કદર કરશે જ.

ભગવાની પેલા અદ્‌ભુત માણસના કહેવાથી ચાલી તો ગઇ; પરંતુ ગભરામણને લીધે પેલી જરજવાહિરની પોટલી સાથે લઇ લેવી તે ભૂલી ગઇ. આ પ્રકાર પિશાચપતિથી અજ્ઞાત નહોતો. તેણે જ્યારે કમબખ્ત ભગવાનીને ત્યાંથી પલાયન કરી જતી જોઇ ત્યારે તેને ઘણો ક્રોધ ઉપજ્યો. તેણે જોરથી પોતાની પાસેની એક સીટી વગાડી. પછીથી પેલા અદ્‌ભુત માણસ તરફ જોઇને તેણે કહ્યું:-"તમે ભગવાનીને અહીંથી કાઢી મૂકી એ ઘણું ખોટું કાર્ય કર્યું છે. તમારી આટલી બધી જબર્દસ્તી હું કોઇ પણ રીતે સહન કરી શકું તેમ નથી."

આ વાક્ય સાંભળી પેલા માણસે પૂછ્યું:-"ત્યારે મ્હારી સાથે યુદ્ધ કરવાની ત્હારી ઇચ્છા છે કે? કહે કહે-હા કહી દે!"

પિશાચપતિએ કહ્યું:-"શા માટે તમે આટલું બધું ગુમાન દર્શાવો

છો ? હું પણ એક મર્દ છું, સમજ્યા ?"

પેલા માણુસે ઘણા ઉચ્ચ સ્વરે કૃત્રિમ હાસ્ય કરીને કહ્યું:–"હા હા–હું જાણું છું કે, તું મર્દ છે અને મ્હારી સાથે યુદ્ધ કરવાની ત્હારી ઇચ્છા છે."

આ સમયે પાંદડાઓનો ખડખડાટ થવાથી તથા પોતાના તરફ કોઇ તેજીથી આવતું હોય એવો ભાસ થવાથી એ માણુસે પાછળ દૃષ્ટિ ફેરવી.

વાંચકોના સ્મરણુમાં જ હશે કે, પદ્માવતી અહીં એકલા પિશાચપતિને મૂકી ગઇ નહોતી; પરંતુ તેની સાથે વફાદાર સરદાર સુંદરસિંહ પણ હતો. પદ્માવતીના ચાલ્યા ગયા પછી એ જંગલમાં એક દિવસ આરામથી રહી શકાય એવું કોઇ સ્થાન છે કે કેમ તેની તપાસ કરવા તે પિશાચપતિના કહેવાથી ગયો હતો. એટલા માટે જ જ્યારે આ અદ્ભુત માણુસ સાથે પિશાચપતિનું આકસ્મિક મિલન થયું ત્યારે સુંદરસિંહ ત્યાં હાજર નહોતો, તથા તેને બોલાવવા માટે પિશાચપતિએ જોરથી સીટી વગાડી હતી.

પેલા માણુસે પિશાચપતિને ઉદ્દેશીને કહ્યું:–"હું તો પ્રથમથી જ સમજી ગયો હતો કે તું સુંદરસિંહને બોલાવે છે; પરંતુ તું ખાત્રી રાખજે કે, એના આગમનથી હું ડરી જાઉં તેમ નથી. ઉલટું મ્હને ત્હારી બેવકૂફીપર હસવું આવે છે. ત્હેં એટલો પણ વિચાર ન કર્યો કે, જે વાતો તું ભગવાનીની હાજરીમાં સાંભળી શકતો નહોતો તેજ વાતો સુંદરસિંહની હાજરીમાં તું કેવી રીતે સાંભળી શકીશ ? હશે, એ વિષય સાથે મ્હારો કાંઈ સંબંધ નથી. જો ત્હારે અહીં હજારો માણુસો એકઠાં કરવાં હોય તો તેમ કર."

પિશાચપતિએ આ વાક્યો સાંભળી ગભરાઇ જઇને કહ્યું:–"તમે

એવી રીતે વાત કરો છો કે, જાણે તમારી સાથે તમે મ્હોટું લશ્કર જ કેમ ન લાવ્યા હો!"

"બેશક એમજ છે. મ્હારી પાસેના આ વસ્ત્રમાં મ્હેં જે વસ્તુ વીંટાળી રાખી છે તેની હિમ્મતથી હું હજારો શત્રુઓનો પણ બિલ્કુલ ભય રાખું તેમ નથી. આ શી વસ્તુ છે એ તું જાણતો નથી કે? ના ના-તું સમજી ગયો હોઇશ કે આ વસ્ત્રમાં રતિસુંદરીનું અદ્ભુત ભાગ્ય છુપાઇ રહેલું છે. તેનું પહેલાંનું નામ ગમે તે હોય; તે વિશે ઉહાપોહ કરવાની હમણાં અગત્ય નથી. હવે આ વસ્તુ ઉઘાડવાની તું મ્હને રજા આપે છે? એ ઉઘડતાં એમાંથી એવો ભીષણ અગ્નિ ઉત્પન્ન થશે કે ત્હારે તેમાં બળી મરવું પડશે."

આ વચનો સાંભળી ગભરાઈ જઇ, બે ત્રણ પગલાં પાછળ ખસી જઇને પિશાચપતિએ કહ્યું:-"મ્હારા બન્ને હાથ જોડીને હું તમને વિનંતિ કરું છું કે, તમે મ્હારાપર આટલા બધા નિર્દય ન થાઓ!"

"ત્હારે જે કહેવું હોય તે મ્હને સત્વર કહે."

"હું તમને એમ પૂછું છું કે, આવા સમયે શા માટે તમે મ્હારી પાસે આવ્યા છો?"

આ પ્રશ્ન સાંભળી એ પુરુષે ઉચ્ચ હાસ્ય કરીને કહ્યું:-"ત્હારી મૂર્ખતા દિવસે દિવસે ઘણી વધી ગઇ છે. જે દિવસે ત્હેં મ્હને ત્હારો હાથ બતાવ્યો હતો એ દિવસથી જ હું તને શોધતો હોઇશ એટલું પણ તું નથી સમજી શકતો કે? આજ સુધી ઘણી શોધ કર્યા છતાં ત્હારો પત્તો લાગતો નહોતો. હું એમ નહોતો ધારતો હતો કે, જે હરામખોરને હું શોધ્યા કરું છું તે પિશાચપતિના વેષમાં વિશ્વસંસારમાં વિચરણ કર્યા કરતો હશે! જો એ પ્રકાર મ્હારા જાણવામાં આવી ગયો હોત તો અત્યાર પૂર્વે જ આપણું મિલન થાત. ઠીક ત્હારે

હવે બીજું જે કાંઇ પૂછવું હોય તે પૂછ."

પિશાચપતિએ ઘણા સમય સુધી સ્વગત કાંઇ વિચાર કર્યા પછી કહ્યું:—"કૃપા કરી થોડા દિવસ માટે તમે મ્હને છોડી દેશો કે? પછીથી હું પોતે જ તમારી પાસે આવી તમને માનવાની પ્રતિજ્ઞા કરું છું. એ સમયે તમે ખુશીથી મ્હારું મસ્તક ધડથી જૂદું કરી નાખજો; એ માટે મ્હને સહજ પણ શોક નહિ થાય."

"શું હું ત્હારું મસ્તક ધડથી જૂદું કરી નાખું?!"

"હા, હું જે કાંઇ કહું છું તે સાચું જ કહું છું."

"ત્હારું મસ્તક ધડથી જૂદું કરી નાખવાથી મ્હારા વૈરની વસુલાત પૂરી થશે ખરી કે?!"

"ત્યારે એથી વિશેષ ભયંકર બીજી કોઇ સજા છે કે?"

"મ્હારી માન્યતા પ્રમાણે તું કહે છે એ સજા ત્હારે માટે પૂરતી નથી. શું તું જાણતો નથી કે, મ્હારું વૈર ઘણું ભયંકર છે?!"

"ત્યારે તમે મ્હને હું કહું છું તેથી પણ વિશેષ ભયંકર સજા કરવાનો વિચાર રાખો છો કે શું?"

"હા, સજા હમ્મેશાં ગુન્હાનો વિચાર કરીને જ કરવી જોઇએ."

"ત્યારે આપણી વચ્ચે કોઇ પણ રીતે સમાધાન નહિ જ થાય કે? મ્હેં તમને થોડા દિવસ માટે મ્હને છોડી દેવાની જે વિનંતિ કરી છે તે તમે માન્ય નહિ કરો કે?"

"ના, હમણાં જ ત્હારે મ્હારી સાથે આવવું પડશે."

"ક્યાં?"

"જ્યાં હું લઇ જાઉં ત્યાં."

"જબર્દસ્તીથી?"

"હા, જબર્દસ્તીથી."

"એમ નહિ થઇ શકે."

"એમ જ થશે."

"શું તમે તમારી તાકતપર વિશ્વાસ રાખો છો ?"

"હા, માત્ર એકલી તાકત નહિ; કિન્તુ તે સાથે મ્હારા બુદ્ધિબળપર પણ હું સંપૂર્ણ વિશ્વાસ રાખું છું. હું ધારું તે કરી શકું તેમ છું."

"ઠીક છે, પછીથી જોઇ લેવાશે."

"ત્યારે સુંદરસિંહ સમક્ષ હું આ વસ્ત્રમાં વીંટાળી રાખેલી વસ્તુ ખુલ્લી કરું કે ? એથી તું ડરીશ નહિ ને ?"

"તમારે તેમ કરવું હોય તો કરજો. સુંદરસિંહને હું તમારી ભૂલ સમજાવી દઇશ."

"ઠીક, ત્યારે મ્હારે પણ હવે કોઇ બીજી યુક્તિ અજમાવવી જોઇએ." આમ કહીને એ માણસે ત્રણ વખત તાળી વગાડી. તે સાથે જ થોડા અંતરે આવેલા એક વૃક્ષ પાછળથી એક મનુષ્યને પિશાચપતિએ પોતાના તરફ આવતું જોયું. એ મનુષ્યે પોતાનું સર્વાંગ એક કાળા ઝબ્ભામાં છુપાવી રાખેલું હતું. તેને જોઇ કંપી ઉઠીને પિશાચપતિ થોડાં પગલાં પાછો હઠી ગયો, તથા ઘણા ધ્યાનથી તે એ મનુષ્ય તરફ જોવા લાગ્યો. પછી સુંદરસિંહના મ્હોંપર આ પ્રકારની કેવી અસર થઇ છે એ જાણવા માટે તેણે તેના તરફ દૃષ્ટિ ફેરવી; પરંતુ રાત્રિનો સમય હોઇ, જે સ્થળે સુંદરસિંહ ઉભો રહ્યો હતો એ સ્થળે થોડો અંધકાર હોવાથી પિશાચપતિ એના મુખભાવનું દર્શન કરી શક્યો નહિ. તેણે વિરક્ત બની જઇને કહ્યું:-"આ ઝબ્ભામાં કોણ છુપાઇ રહ્યું છે એ હું કેવી રીતે જાણી શકું ?"

નવા આવેલા મનુષ્યે કહ્યું:-"જો તમે કહેતા હો તો હું મ્હારા શરીરપરનો કાળો ઝબ્ભો ઉતારી નાખું; પરંતુ મ્હારા અવાજપરથી

જ તમે મ્હને ઓળખી શકશો એમ હું ધારું છું."

પિશાચપતિએ ચમકી ઉઠીને કહ્યું:–"આ અવાજ એવો નથી કે હું ભૂલી જાઉં! ખરેખર! મ્હારા દુર્ભાગ્યનો કાંઇ પાર રહ્યો નથી!!" આમ કહી સુંદરસિંહ તરફ જોઇ તે બોલ્યો:–"સુંદરસિંહ! થોડા સમય માટે તમે અહીંથી ચાલ્યા જાઓ. જ્યારે હું સીટી વગાડું ત્યારે તમે મ્હારી પાસે આવજો."

સુંદરસિંહ આ સ્થળે બનતો બનાવ જોઇને વિસ્મિત બની ગયો હતો. જે પિશાચપતિને તે આજ સુધી બહાદુર, ચાલાક અને સાહસિક સમજતો હતો તેજ પિશાચપતિ આ બે અદ્દભુત માણુસોથી શા માટે ડરી ગયો છે તેનો કશો નિર્ણય તે કરી શકતો નહોતો. એક તરફથી જેવી રીતે તે પિશાચપતિની આજ્ઞા અમાન્ય કરી શકે તેમ નહોતો તેવીજ રીતે બીજી તરફથી એ બે અદ્દભુત માણુસો તથા પિશાચપતિનો ભેદ જાણ્યા સિવાય તે ત્યાંથી ચાલ્યા જવાનું ઇચ્છતો નહોતો. આમ હોવાથી જ્યારે પિશાચપતિએ તેને થોડા સમય માટે એ સ્થાનેથી ચાલ્યા જવાનુ કહ્યું ત્યારે તે થોડે દૂર જઈ પાછો છુપાતો છુપાતો પાસેના એક વૃક્ષ પાછળ ચુપકીદીથી ઉભો રહ્યો. એ સ્થળેથી તે પિશાચપતિ તથા પેલા બે અદ્દભુત માણુસોને જોઇ શકતો હતો તેમજ તેમની વાતચિત પણ સાંભળી શકતો હતો.

પિશાચપતિએ સુંદરસિંહને પોતાની પાસેથી ચાલ્યો ગયેલો જોયો ત્યારે તેણે પ્રથમ જે માણુસ આવ્યો હતો તેને કહ્યું:–"મ્હારી તથા તમારી વચ્ચે સમાધાન નહિ જ થાય કે?"

"ના."

"ત્યારે તમારે મ્હારી પાસેથી શું જોઇએ છીએ?"

"મ્હારે બીજું કાંઇ જોઇતું નથી; તું ગુપચુપ અમારી સાથે ચાલ."

આ પ્રસ્તાવ સાંભળી મસ્તક નમાવીં પિશાચપતિ પોતાના મન સાથે કાંઇ વિચાર કરવા લાગ્યો. તેની આવી સ્થિતિ જોઇને પેલા માણુસે કહ્યું:—"પિશાચપતિ ! તું પલાયન કરી જવાનો વિચાર કરતો હોય એમ લાગે છે; પરંતુ એટલું તું ચોકકસ યાદ રાખજે કે, મ્હારી પાસેથી કોઇ પણુ રીતે તું પલાયન કરી શકે તેમ નથી. જ્યાં સૂધી મ્હારી પાસે આ અદ્‌ભુત વસ્તુ છે, તથા આ માણુસ મ્હારી મદદમાં છે ત્યાં સૂધી ત્હારી પલાયન કરી જવાની ઇચ્છા સફળ થાય તેમ નથી. ફરીથી હું તને ચુપકીદીથી મ્હારી સાથે આવવાની આજ્ઞા કરૂં છું."

"ના ના—પલાયન કરી જવાનું હું પસંદ કરતો નથી. એમ કરવા કરતાં તમારી સાથે યુદ્ધ કરી પ્રાણુ ત્યાગવો જ હું ઉચિત સમજું છું."

"જો ત્હારો એવો જ વિચાર હોય તો ત્હારી સાથે યુદ્ધ કરવાને હું તૈયાર છું."

આમ કહીને એ માણુસે પોતાના હાથમાંની ન્હાની પોટલી પોતાના સાથીદારના હાથમાં આપી, તથા તેણે તેને ત્યાંથી ચાલ્યા જવાનું કહ્યું. એ કાળા ઝભ્ભાવાળું મનુષ્ય ત્યાંથી ચાલ્યું જઈ વૃક્ષઘટાની પાછળ અદૃશ્ય થઇ ગયું, તથા પેલા વિચિત્ર માણુસે પોતાની તલ્વારને મ્યાનમાંથી બ્હાર ખેંચી કાઢી. પિશાચપતિ પણુ પોતાની તલ્વાર લઇ એની સ્હામો થયો; તથા બન્ને વચ્ચે યુદ્ધનો આરંભ થઇ ગયો. પિશાચપતિ જો કે તલ્વાર ચલાવવામાં ઘણો હોશિયાર અને બહાદુર હતો; પરંતુ વૃક્ષની પાછળ છુપાઈ રહીને સઘળા પ્રકારનું દર્શન કરનાર સુંદરસિંહને એમ માલૂમ પડયું કે, પિશાચપતિનો શત્રુ તેનાથી સર્વે પ્રકારે ચઢીઆતો અર્થાત્ વિશેષ શક્તિશાળી છે. એક કલાક સૂધી

યુદ્ધ કરીને તેણે પિશાચપતિને સુસ્ત બનાવી દીધો, તથા પોતાના શરીરમાં એક પણ ઘા થવા દીધો નહિ. એ સિવાય પિશાચપતિના શરીરમાં તેણે કેટલાક ઘા કરેલા હોઇ એ ઘાઓમાંથી શોણિતધારાઓ વહેવા લાગી હતી. કેવળ એટલું જ નહિ; પરંતુ સુંદરસિંહને એમ સુદ્ધાં માલૂમ પડી ગયું કે, એ અદ્દભુત માણસે કેટલીક જીવ સટોસટની ક્ષણે જાણી જોઇને જ પિશાચપતિને બચાવ્યો હતો, નહિ તો તેના હાથે પિશાચપતિની જીવનલીલાનો ક્યારનોય અંત આવી ગયો હોત.

આ પ્રકાર પિશાચપતિ જાણતો નહોતો કે શું ? બેશક, તે એમ સારી રીતે જાણતો હતો કે, પોતાનો શત્રુ પોતાના કરતાં વિશેષ શક્તિવાન્ હોઈ તેણે કેટલીક વખત જીવના જોખમ પ્રસગે જાણી જોઇને પોતાને બચાવી લીધો હતો. તેણે પિશાચપતિને જે જખમો કર્યા હતા તે પણ કાંઇ વિશેષ ગંભીર નહોતા.

પ્રભાતકાળ થવા આવ્યો હતો. હવે ત્યાંની સઘળી વસ્તુઓ સ્પષ્ટતાથી જોઇ શકાતી હતી. પિશાચપતિ ઘણો થાકી ગયો હતો; તેથી તે દમ લેવા માટે સ્થિરતાથી ઉભો રહી પોતાના દુશ્મન તરફ એકાગ્રદષ્ટિથી જોવા લાગ્યો. એના ચ્હેરાપર ઉદાસી કે શ્રમનું એક પણ ચિહ્ન તે જોઇ શક્યો નહિ. તે મૃદુમંદ હાસ્ય કરી રહ્યો હતો, તથા તેનાં નેત્રો પિશાચપતિના ચ્હેરાપર એવી રીતે સ્થિર થઇ ગયાં હતાં કે, જાણે એક ગુરુ પોતાના શિષ્ય તરફ જ ભેદયુક્ત દૃષ્ટિથી જોઇ રહ્યો હોય !

પિશાચપતિએ આ સમયે પોતાના દુશ્મનને ઉદ્દેશીને મૃદુસ્વરે કહ્યું:—" હવે હું લઢવાની હિમ્મત કરી શકતો નથી; તેનું કારણ એ છે કે, એક શત્રુની માફક તમે મ્હારી સાથે લઢતા નથી. હું સારી

રીતે જાણું છું કે, કેટલીક વખતે તમે મ્હને જાણી જોઇને છોડી દીધો છે. હવે આત્મહત્યા કર્યા સિવાય હું મ્હારા કલ્યાણનો બીજો એક પણ માર્ગ જોઇ શકતો નથી.”

“ના ના, પિશાચપતિ ! તું ત્હારા હાથે ત્હારા જીવનનો અંત લાવી શકીશ નહિ; કેમ કે, ત્હારી એક અત્યંત પ્રિય વસ્તુ મ્હારી પાસે છે. એ વસ્તુ ત્હારા જીવનપશ્ચાત્ ઘણી દુઃખી થશે. ત્હારા સ્મરણમાં જ હશે કે, એ વસ્તુને તું લામાધાટીમાં મૂકી આવ્યો હતો. તું એની બેઇજ્જતી કબૂલ નહિ કરે એવો મ્હને વિશ્વાસ છે.”

આ વાકયો સાંભળવામાં આવતાં જ પિશાચપતિ એકદમ ગભરાઇ ગયો. આ સમયે તે આત્મસંવરણ કરી શકયો નહિ. તેનું મસ્તક ભમવા લાગ્યું. તે ધીમે ધીમે જમીનપર બેસી ગયો. આ સમયે શિકારી જેવી દૃષ્ટિથી પોતાના શિકાર તરફ જોઇ રહે એવી રીતે પેલો અદ્‌ભુત માણસ તેના તરફ જોવા લાગ્યો. તેના મ્હોંપર આશાયુક્ત પ્રસન્નતા જોવામાં આવતી હતી.

સુંદરસિંહ વિસ્મયાતિશયથી આ દેખાવ જોઈ રહ્યો હતો. એક વખત પિશાચપતિ પાસે જઇ તેને મદદ કરવાનો વિચાર તેના અંતરમાં ઉપજ્યો; પરંતુ તે સાથે તેના અંતરમાં એવો વિચાર થઈ આવ્યો કે, ‘પિશાચપતિએ જ મ્હને પોતાની પાસેથી કાઢી મૂકયો છે, તથા તેઓ જ્યારે સીટી વગાડે ત્યારે તેમની પાસે ઉપસ્થિત થવાની તેમણે મ્હને સૂચના કરી છે. આટલું યુદ્ધ થયા છતાં તથા તેમનો સર્વ પ્રકારે પરાજય થઇ ગયેલો હોવા છતાં તેઓ જ્યારે સીટી વગાડી મ્હને બોલાવતા નથી ત્યારે પછી મ્હારે તેમની પાસે જવું જોઇએ નહિ. હું તેમની પાસે હાજર ન થાઉં એવી જ તેમની ઇચ્છા હોવી જોઇએ. વળી મ્હેં પદ્માવતીના મુખે પિશાચપતિની ઘણી

પ્રશંસા સાંભળી હતી. પદ્માવતી ભાર દઇને એમ કહેતાં હતાં કે, યુદ્ધ કરવામાં તેમના જેવો જવાંમર્દ, ચાલાક અને બહાદુર પુરુષ બીજો કોઈ ભાગ્યે જ હશે; છતાં આ અદ્ભુત માણસ પાસે તેઓ એક બાળક જેવા બની ગયા છે એ આશ્ચર્યનો વિષય છે; પરંતુ તેમણે આ અદ્ભુત માણસ સાથે જેવી રીતે યુદ્ધ કર્યું છે તે ઉપરથી હું સમજી શક્યો છું કે, તેઓ પણ શક્તિશાળી તો છે જ. પિશાચપતિ જેવા પ્રબળ પુરુષને આ માણસે આવી રીતે પરાજિત કર્યા છે તે કાંઇ સામાન્ય કાર્ય નથી."

વળી પિશાચપતિનો શત્રુ કોઇ વિચિત્ર માણસ હતો; તેની ચાલાકી, સ્ફુર્તિ અને વીરતા જોઇને સુંદરસિંહ એક બહાદુર સિપાહી હોવા છતાં ડરી ગયો હતો. તે પોતાના મન સાથે એમ સમજી ગયો કે, જ્યાં સૂધી એ વિચિત્ર માણસ પિશાચપતિ પાસે હશે ત્યાં સૂધી તે પિશાચપતિને કોઇ પણ પ્રકારની મદદ કરી શકશે નહિ. સુંદરસિંહ જ્યાં ઉભો હતો ત્યાં જ ઉભો રહ્યો; તે કાંઇ કરી શક્યો નહિ.

છુપાઇ રહીને સુંદરસિંહ સઘળો પ્રકાર જોઇ રહ્યો હતો. પિશાચ-પતિ હતાશ બની જઇને જમીનપર બેસી ગયો હતો. તેનો શત્રુ આશા તથા પ્રસન્નતાયુક્ત દૃષ્ટિથી તેના તરફ જોઇ રહ્યો હતો. એ સમય દરમ્યાન એક માણસે સુંદરસિંહના ખભાપર હાથ મૂક્યો.

સુંદરસિંહ ચમકી ઉઠ્યો. તેણે ફરીને જોયું તો એક બુરખા-વાળો સવાર તેની નજરે પડ્યો. એનું કદ બહુ ઉંચું નહોતું. એણે પોતાનું મ્હોં કાળા બુરખામાં છુપાવી રાખ્યું હતું. એના શરીરપરનું વસ્ત્ર એટલું તો ચુસ્ત હતું કે, તેના શરીરની મજબૂતી, બાંધો વગેરે સ્પષ્ટ જોઇ શકાતું હતું; છતાં એનું કોઇ પણ અંગ ઉઘાડું નહોતું. તેની કમરમાં ખંજર, તલ્વાર અને પીઠપર લટકતી એક ન્હાની ઢાલ

ઉપરાંત હાથમાં બે હાથ લાંબો એક મજબૂત ડંડો પણ હતો. તે સિ-વાય બહુરૂપીનાં સાધનોનો વાટવો પણ તેની પાસે જોવામાં આવતો હતો.

સુંદરસિંહે ઘણા ધ્યાનથી એ માણુસ તરફ જોયું તથા તે પોતે કાંઇ બોલવા જતો હતો; પરંતુ પેલા માણુસે એને ચુપ રહેવાનો તથા પોતાની પાછળ પાછળ આવવાનો ઇશારો કર્યો. સુંદરસિંહ ચુપ તો થઇ ગયો; પરંતુ તે એ અજાણ્યા માણુસ સાથે જવાની હિમ્મત કરી શકયો નહિ. આવો પ્રકાર જોઇ એ બુરખાવાળાએ તેને ઉદ્દેશીને મૃદુ સ્વરે કહ્યુંઃ-"તમે ભય નહિ રાખતાં મ્હને તમારો મિત્ર જ સમજો. જો તમે મ્હારી પાછળ ચાલ્યા આવવામાં વિલંબ કરશો તો પછી તમને તમારી એ ભૂલનો પશ્ચાત્તાપ થશે." આમ કહીને એ બુરખા-વાળા માણુસે સુંદરસિંહના હાથનું કાંડું પકડી લીધું, તથા તેને પો-તાના તરફ ખેંચ્યો.

કોઇ લોખંડી હાથે પોતાનું કાંડું પકડી લીધું હોય એવો જ સુંદર-સિંહને ભાસ થયો. એ હાથમાંથી પોતાનું કાંડું છોડાવી શકવું એને સર્વથા અસંભવ લાગ્યું. હવે સુંદરસિંહનો એ માણુસની આજ્ઞા કિંવા સૂચનાનુસાર વર્ત્યા સિવાય છુટકો નહોતો. દશબાર ડગલાં ગયા પછી એ બુરખાવાળા માણુસે ઉભા રહીને સુંદરસિંહને પૂછ્યુંઃ-"તમે આ-ટલું જોવામાં આવ્યા છતાં પદ્માવતી તરફનું તમારું કર્ત્તવ્ય બજાવવાને ઇચ્છો છો કે નહિ?"

"અવશ્ય ઇચ્છું છું." સુંદરસિંહે તત્કાળ ઉત્તર આપ્યો.

"ઠીક, ત્યારે તમે પિશાચપતિ પાસે જઇને, ત્યાં આગળ ભ-ગવાની જે જરઝવાહિરની ગાંસડી ભૂલી ગઇ છે તે ઉપાડી લાવો. તમે જાણો છો કે, એ ગાંસડીમાં લાખો રૂપિયાનો માલ છે. શત્રુ જો એ ગાંસડી લઇ જશે તો તેથી પદ્માવતીને ઘણું નુકસાન થશે." બુરખાવાળા માણુસે કહ્યું.

સુંદરસિંહઃ—ઠીક છે; પરંતુ એમ કરવા જતાં પિશાચપતિ કદાચ મ્હારાપર વિરક્ત થશે એવો મ્હને ભય છે.”

બુરખાઃ—પિશાચપતિ કદાચ વિરક્ત થાય તો તેની તમારે ચિંતા રાખવી જોઇએ નહિ. પ્રથમ તમારે તમારા માલિકના કલ્યાણનો વિચાર કરવો જોઇએ. એ ઉપરાંત હું તમને એવો વિશ્વાસ આપું છું કે, પિશાચપતિ તમને કાંઇ કહેશે નહિ. કદાચ એનો શત્રુ કાંઇ કહે તો એ બનવા જેવું છે; છતાં મ્હને એમ લાગે છે કે, એ પણ કાંઇ બોલશે નહિ; કેમ કે, એ ગાંસડીમાં શું છે એની તેને ખબર નથી.

સુંદરઃ—એ કદાચ રોકે તો ?

બુરખાઃ—હું અહીં છુપાઇ રહીને જોયા કરું છું. જો એ તમને રોકવાનો પ્રયત્ન કરશે તો હું તત્કાળ તમારી પાસે આવી પહોંચીશ, તથા એની સાથે યુદ્ધ કરવા માંડીશ. એ સમય દરમ્યાન તમે જરઝવાહિરની ગાંસડી ઉપાડીને પલાયન કરી જજો.

સુંદરઃ—જો એમ જ હોય તો પ્રથમ તમે જ જઇને એ માણસની સાથે લઢવા માંડો. પછીથી હું આવીને એ ગાંસડી ઉપાડી જઇશ.

બુરખાવાળાએ હસીને કહ્યું:—“મ્હારા વચનપર તમને વિશ્વાસ બેસતો હોય એમ લાગતું નથી એટલું જ નહિ પણ પિશાચપતિના શત્રુથી તમે ઘણા ડરતા હો એવી મ્હારી ધારણા છે.”

સુંદરઃ—બેશક એમજ છે. એ માણસે પિશાચપતિ જેવા જવાંમર્દનો બહાદુરીથી પરાજય કરેલો હોઇ એ પ્રકાર મ્હેં મ્હારી નજરે જોયો છે વળી મ્હારી માન્યતા તો એવી છે કે તમે પણ એ બહાદુર માણસનો પરાજય કરી શકશો નહિ. જો તમે એની લઢાઇ જોઇ હોત તો એની સાથે લઢવાની હિમ્મત તમે કરત નહિ.

બુરખાઃ—ના ના—તમારી માન્યતા ભ્રમમૂલક છે. એ માણસની

પિશાચપતિ સાથે જે લઢાઇ થઇ છે તે મ્હેં જોઇ છે, અને તેથી જ હું એની સાથે લઢી એના ગર્વનું ખંડન કરવાની ઇચ્છા રાખું છું!

સુંદરઃ—જો એમ જ હોય તો તમે વિલંબ ન કરો. ત્યાં જઇને તમે એની સાથે લઢાઇ ચાલૂ કરી દ્યો. પછીથી હું આવીને ગાંસડી ઉપાડી જઇશ. હવે તમે મ્હને તમારી ઓળખાણુ તો આપો. વળી પદ્માવતી માટે તમે આટલી બધી તકલીફ કેમ ઉઠાવો છો એ જાણુ-વાની મ્હારી ઇચ્છા છે.

બુરખાઃ—આ વાકયોનો કાંઇ ઉત્તર હું હમણાં આપી શકીશ નહિ. તમે મ્હને કહો જોઇએ કે, જરઝવાહિરની ગાંસડી ઉપાડી લઇને તમે ક્યાં ચાલ્યા જશો ?

સુંદરઃ—આ પ્રશ્નનો ઉત્તર અત્યારથી જ હું કેવી રીતે આપી શકું ? જે તરફ પલાયન કરી જવાનો સુયોગ પ્રાપ્ત થશે તે તરફ હું પલાયન કરી જઇશ.

બુરખાઃ—ના ના—એમ ન કરશો. હું કહું છું ત્યાં તમે ચા-લ્યા જજો.

સુંદરસિંહે ચમકી ઉઠીને પૂછ્યુંઃ—“ક્યાં ચાલ્યા જવાની તમે સૂ-ચના કરો છો ?”

બુરખાઃ—તમે અહીંથી બારોબાર દક્ષિણુ દિશા તરફ ચાલ્યા જજો. થોડે દૂર ગયા પછી એક પીપળાનું વૃક્ષ તમારા જોવામાં આવશે. ત્યાંથી તમે ડાબી બાજૂના રસ્તે વળી જજો. ત્યાં એક પંગડંડીનો રસ્તો આવેલો હોઇ એ રસ્તે આગળ જતાં બીજું એક પીપળાનું વૃક્ષ તમારા જોવામાં આવશે. એ પીપળા નીચે એક બુરખાવાળો માણસ બેસી રહેલો તમારી નજરે પડશે. એને તમે તમારો દોસ્ત સમજજો. એની પાસે બંધનયુક્ત સ્થિતિમાં તમે વિશ્વાસઘાતિની ભગવાનીને પણુ બેઠેલી જોઇ શકશો !

સુંદરસિંહે આશ્ચર્ય પામીને પૂછ્યું:–" ઠીક, પછી ? "

બુરખાવાળા માણુસે કહ્યું:–" હું આવું ત્યાં સુધી તમે એ બુરખાવાળા માણુસ પાસે બેસી તેના કહેવા પ્રમાણે વર્તજો. કોઇ પણ પ્રકારનો ભય નહિ રાખતાં એને પણ તમે તમારો મિત્ર સમજશો. તમે સમજી શકતા હશો જ કે, હું જે કાંઇ કહું છું એમાં તમારા માલિકના હિતનો જ સર્વાંશે સમાવેશ થયેલો છે. "

સુંદર:–લાગે છે તો એમ જ.

બુરખા:–લાગે છે નહિ; પરંતુ એમ કહો કે, બેશક એવું જ છે. ઠીક, હવે મારે તમને બીજી એક વાત કહેવાની છે.

સુંદર:–બેલાશક કહો.

બુરખા:–પેલા અદ્‌ભુત માણુસે પિશાચપતિને પોતાના કબ્જામાં લઇ લીધો છે એ પ્રકાર તો તમે તમારી નજરે જોઇ શક્યા છો.

સુંદર:–હા, એ માટે સહજ પણ સંશય જેવું નથી.

બુરખા:–એ માણુસ પિશાચપતિને હવે પોતાની સાથે લઇ જશે.

સુંદર:–બરાબર છે; એટલા જ માટે જ તેમની વચ્ચે લઢાઇ થઇ છે.

બુરખા:–મ્હારો પણ એમની સાથે સાથે જ જવાનો વિચાર છે.

સુંદર:–વારુ, પછી ?

બુરખા:–રાત્રિ થાય એટલે તમે તમારા બુરખાવાળા સાથીદાર અને નિમકહરામ ભગવાનીને સાથે લઇને આ સ્થળે આવજો. પદ્માવતીએ પણ રાત્રે જ અત્રે આવવાની વાત તમને કહેલી છે જે તમારા સ્મરણુમાં હશે જ. રાત્રે અત્રે આવ્યા પછી શ્રીમતી પદ્માવતી સાથે તમારી મુલાકાત થાય એટલે તમે તેમને સઘળી હકીકત કહી સંભળાવજો. તે ઉપરાંત કાલે સંધ્યા સમયે તે પોતાના અજાયબઘરમાં મ્હારી રાહ જુએ એમ તમે તેમને કહેજો.

સુંદરઃ-ઠીક, હું તમારા કહેવા પ્રમાણે કરીશ; પરંતુ તમે સુદ્ધાં એક વિચિત્ર માણુસ જણાઓ છો !

બુરખાઃ-આવી નિરુપયોગી વાતચિત કરવી હવે બંધ રાખો. હું એ માણુસની સાથે લઢવાને જાઉં છું !

આમ કહી એ બુરખાવાળો માણુસ, જે સ્થળે પિશાચપતિ કિંકર્ત્તવ્યવિમૂઢ થઇને બેસી રહ્યો હતો એ સ્થળે ગયો. સુંદરસિંહ પણુ તેની પાછળ પાછળ ગયો; પરંતુ થોડે દૂર જઇ તે એક વૃક્ષના થડ પાછળ છુપાઇ રહ્યો. એ ઠેકાણેથી તે સઘળું જોઇ તથા સાંભળી શકતો હતો.

પિશાચપતિ હજી સુધી વિચારમગ્ન હતો, તથા પેલો અદ્દભુત માણુસ ઘણા ધ્યાનથી તેના તરફ જોઇ રહ્યો હતો; એવામાં ત્યાં બુરખાવાળો માણુસ ઉપસ્થિત થયો, તથા જે પાષાણુશિલાપર જર-ઝવાહિરની ગાંસડી પડી રહેલી હતી એ જ પાષાણુશિલાપર તે બેસી ગયો.

પ્રથમ તો બુરખાવાળો માણુસ પેલા અદ્દભુત માણુસનો સાથી-દાર હશે એમ પિશાચપતિને લાગ્યું; પરંતુ બુરખાવાળા માણુસના હાજર થવાથી પેલા અદ્દભુત માણુસને પણુ તેણે જ્યારે આશ્ચર્ય-ચકિત બની ગયેલો જોયો ત્યારે તેનો એ વિચાર બદલાઇ ગયો. પિશાચપતિ કાંઇ કહેવા જતો હતો એવામાં તો તેનો દુશ્મન બુરખા-વાળા માણુસ તરફ ધસ્યો, તથા કઠોર સ્વરે તેણે તેને પૂછ્યું:-"તમે અહીં શા માટે આવ્યા છો તથા તમને શું જોઇએ છીએ ?"

બુરખાઃ-હું અહીં શા માટે આવ્યો છું તેમ જ મ્હને શું જોઇએ છીએ એ વિષય સાથે તમારો કાંઇ સંબંધ નથી. તમે લોકો તમારું કામ કરો.

બુરખાવાળા માણસે આ ઉત્તર એટલી તો નિડરતાથી આપ્યો કે, પિશાચપતિ અને તેનો દુશ્મન—બન્ને જણા વિસ્મિત બની ગયા! અંતે પેલા અદ્ભુત માણસે પિશાચપતિને કહ્યું:—"ઠીક છે, આપણે એમની સાથે વાત કરવાની જરૂર નથી. તું ઉઠીને મ્હારી સાથે ચાલ."

બુરખાવાળાએ આ સમયે વિનોદાત્મક સ્વરે કહ્યું:—"જો એ ન આવે તો તમે તેને ખભાપર ઉપાડીને લઈ જાઓ."

અદ્ભુત માણસે કહ્યું:—"અમારી વચ્ચે તમે શા માટે બોલો છો ?"

બુરખાવાળા માણસે કહ્યું:—"હું તો માત્ર સલાહ આપું છું. તમારો બન્નેનો ટંટો પતી જાય એવો જ મ્હારો વિચાર છે!"

અદ્ભુત માણસે ચ્હીડાઇ જઇને કહ્યું:—"તમે અમારી સાથે ઠઠ્ઠામશ્કરી કરતા હો એમ જ લાગે છે!"

બુરખાવાળા માણસે ઉત્તરમાં કહ્યું:—"જો કદાચ તમે એમ સમજો તો તેથી મ્હને કાંઇ નુકસાન નથી. વળી તમે બીજાના અધિકારના સ્થળે આવું તોફાન કેમ કરો છો એ તો કહો?"

અદ્ભુત માણસે વિશેષ ચ્હીડાઇને કહ્યું:—"વાહ! ત્યારે તમે આ પ્રદેશના રાજા હશો, કેમ?"

બુરખાવાળા માણસે કહ્યું:—"ના રાજા તો નથી; પરંતુ હું આ જમીનનો ઠેકેદાર છું; વળી જો તમે હમણાં ને હમણાં અહીંથી ચાલ્યા નહિ જાઓ તો તમારા કાન પકડી તમને આ જંગલમાંથી બ્હાર કાઢી મુકવાની તાકત હું ધરાવું છું. હું તમારાં કપડાંલત્તાં ઉતારી તમને બેચાર લાતો લગાવી દઇ દક્ષિણ તરફનો રસ્તો બતાવી દઈશ!"

આ વચનો સાંભળવામાં આવતાં પિશાચપતિનો શત્રુ ધીરજ

ધારણ કરી શક્યો નહિ. તે પોતાની તલ્વારને મ્યાન બ્હાર ખેંચી કાઢી એ બુરખાવાળા માણસની તદ્દન પાસે ગયો, તથા તેણે કહ્યું:-"ચુપ રહે શયતાન! જો તું ત્હારા મુખમાંથી હવે એક પણ શબ્દનો ઉચ્ચાર કરીશ તો તત્કાળ હું ત્હારા શરીરના બે કડકા કરી નાખીશ."

બુરખાવાળો માણુસ સહજ પણ ભય પામ્યા સિવાય સ્ફુર્તિથી એ અદ્દભુત માણુસની સ્હામો થયો, તથા તેણે પણ ક્રોધકર્કશ કંઠે કહ્યું:- "તને મ્હારાં વચનોપર વિશ્વાસ ઉપજયો હોય એમ લાગતું નથી; તેથી જ તું મ્હારી સ્હામો થયો છે. હું તને ફરીથી કહું છું કે, તું ત્હારા બળનું વૃથા ધમંડ નહિ કરતાં ગુપચુપ અહીંથી ચાલ્યો જા; કેમ કે ત્હારા જેવા નામર્દપર હું મ્હારી તલ્વાર ફેરવવાને ઇચ્છતો નથી. માત્ર લત્તાપ્રહાર અને મુષ્ટિપ્રહારથી જ હું તને પહોંચી વળું તેમ છું!"

બુરખાવાળા માણુસનાં આ વચન સાંભળી એ અદ્દભુત માણુસે પોતાની તલ્વારને એના શરીરપર ઉગામી; પરંતુ બુરખાવાળા માણુસે સ્ફુર્ત્તિથી ખસી જઇ પોતાના હાથમાંના ડંડાપર એ તલ્વારનો ઘા ઝીલી લીધો. પછીથી તેણે પાછળની બાજૂએ જઇ એ અદ્દભુત માણુસની કમ્મરપર એક એવો સખ્ત લત્તાપ્રહાર કર્યો કે જેથી એ માણુસ જમીનપર પછડાયો.

પિશાચપતિ ચુપકીદી ધારણ કરી આ સર્વ પ્રકાર જોયા કરતો હતો. બુરખાવાળાની આવી આશ્ચર્યજનક બહાદુરી જોઇ તે દિઙ્મૂઢ બની ગયો, તથા બોલી ઉઠયો:-"વાહરે બહાદુર! ખરું છે, તમારી પાસે આ મ્હારો શત્રુ તદ્દન નામર્દ જેવો જ છે!"

પિશાચપતિના આ શબ્દો સાંભળવામાં આવતાં ભયંકર ફણિધરની માફક ફુંફાડા મારતો એ માણુસ પાછો લઢવાને તૈયાર થઇ ગયો; કેમ કે લજ્જિત થવા કરતાં મરણને શરણ થવું જ એને ઉત્તમ લાગ્યું.

પુનઃ લડાઇ ચાલૂ થઈ. આ વખતે એ અદ્દભુત માણુસે ઘણું શૌર્યવીર્યનું દર્શન કરાવ્યું; કિન્તુ બુરખાવાળાએ હજી પણ પોતાની કમરપર લટકતી તલ્વારને હાથમાં લેવાની તકલીફ ઉઠાવી નહિ. તેણે હાથમાંના ડંડાથી જ યુદ્ધ કર્યું. તેને પોતાના ડાબા હાથમાં માત્ર ઢાલ રાખવી પડી હતી. પોતાના દુશ્મનના સઘળા ઘા એ ઢાલપર ઝીલી લઇને તે આત્મરક્ષણ કરતો હતો. એવામાં સુંદરસિંહ ત્યાં ઉપસ્થિત થયો, અને પેલી જરઝવાહિરની ગાંસડી ઉપાડી અગીઆરા ગણી ગયો!

થોડા સમયમાં જ સુયોગ મળતાં બુરખાવાળા માણુસે પોતાના શત્રુનું કાંડું કે જેમાં તેની તલ્વારની મૂલ્યવાન્ મૂઠ હતી તેનાપર એવા તો જોરથી પોતાના ડંડાનો ફટકો લગાવ્યો કે તેના હાથમાંથી તલ્વાર છૂટી દૂર જઇને પડી. આ સમયે પિશાચપતિ ઉચ્ચ સ્વરે બોલી ઉઠયોઃ—"વાહરે ઉસ્તાદ! તમારા શૌર્યવીર્યની જેટલી પ્રશંસા કરવામાં આવે તેટલી થોડી જ ગણાય. તમારા જેવો શૂરવીરશિરોમણિ આજ સૂધીમાં મ્હેં જોયો નથી તથા ભવિષ્યમાં જોઇ શકું એવી આશા પણ નથી."

હવે એ માણુસ હરેક રીતે નિરાશ બની ગયો. તે સમજી ગયો કે, એ બહાદુર બુરખાવાળાનો તે કોઇ પણ રીતે પરાજય કરી શકે તેમ નથી. એ બુરખાવાળા માણુસને વિશેષ સતાવવામાં આવશે તો તે પોતાનો જીવ લીધા સિવાય શાન્ત થશે નહિ એવી પણ તેની ખાત્રી થઇ ગઇ. તે આશ્ચર્ય, લજ્જા અને નિરાશામિશ્રિત દૃષ્ટિથી એ બુરખાવાળા માણુસ તરફ જોઇ રહ્યો. આવો પ્રકાર જોઇ બુરખાવાળાએ પોતાના શત્રુને સંબોધીને કહ્યું:—"હજી પણ હું તને સાવધાન કરું છું કે, મ્હારી હરિફાઇ કરવાના વિચારનો તું ત્યાગ કર, અને મ્હેં તને પ્રથમથી જેમ કહ્યું છે તેમ તું અહીંથી ગુપચુપ

ચાલ્યો જા. ત્હારા તથા પિશાચપતિના વિષયમાં હસ્તક્ષેપ કરવાની મ્હારી ઇચ્છા નથી. તમારે બન્નેને જેમ કરવું હોય તેમ તમે કરો."

"ઠીક એમજ થશે." લજ્જામિશ્રિત સ્વરે એ અદ્દભુત માણુસે કહ્યું. પછીથી પિશાચપતિ પાસે જઇને તે બોલ્યો:–"હવે ત્હારે મ્હારી સાથે આવવું છે કે કેમ તે તું મ્હને કહે ? મ્હારે મ્હારા આ પ્રશ્નનો સ્પષ્ટ ઉત્તર જોઇએ છીએ."

"હુ તમારી સાથે આવવાને ઇચ્છતો નથી." પિશાચપતિએ તત્કાળ ઉત્તર આપ્યો.

"ઠીક ત્યારે, મ્હારે જે કાંઇ કરવું છે તે હું આ બહાદુર બુરખાવાળાની હાજરીમાં જ કરી નાખું છું; કેમ કે આવા બહાદુર સાક્ષીદાર મ્હને બીજા કોઇ મળવાના નથી." અદ્દભુત માણુસે આમ કહીને ઘણા જોરથી તાળી વગાડી. આવો પ્રકાર જોવામાં આવતાં પિશાચપતિ સમજી ગયો કે, એ માણુસ પોતાના પેલા સાથીદારને બોલાવે છે, કે જેના હાથમાં તેણે પોતાની પાસેની કપડામાં વીંટાળી રાખેલી વસ્તુ આપી હતી, તથા જેમાં રતિસુંદરીનું ભાગ્ય છુપાઇ રહેલું હતું.

જો કે પિશાચપતિની આ માન્યતા યથાર્થ હતી; પરંતુ તાળી વગાડયાને ઘણો વખત વીતી ગયા છતાં જ્યારે પેલું મનુષ્ય કે જેણે કાળા ઝભ્ભામાં પોતાનું સર્વાંગ છુપાવી રાખેલું હતું તે આવ્યું નહિ ત્યારે પિશાચપતિ ઘણો વિસ્મિત બની ગયો. તેનો શત્રુ જ છેવટે પોતાના સાથીદારની શોધ કરવા ત્યાંથી ચાલ્યો ગયો. તેણે આસપાસ તપાસ કરી તો થોડા અંતરે આવેલી એક ઝાડીમાં તે પોતાના સાથીદારને વિચિત્ર સ્થિતિમાં જોઇ શક્યો. હમણાં એનું સર્વાંગ કાળા ઝભ્ભામાં ઢંકાઇ રહેલું નહોતું, તેથી તે એક સ્રી છે એમ

સ્પષ્ટ માલૂમ પડતું હતું. એ સ્ત્રી જમીનપર પડી રહી હતી. મજબૂત દોરડાથી તેના હાથ પગ બંધાઇ રહેલા હતા. તેના મ્હોંપર એક વસ્ત્ર એવી રીતે બંધાયલું હતું કે, તે પોતાના મુખમાંથી એક પણ શબ્દનો ઉચ્ચાર કરી શકે તેમ નહોતી. વળી ઉપરોક્ત અદ્દભુત માણુસે પિશાચપતિ સાથે યુદ્ધ કરતાં પૂર્વે તેને જે પેલી વસ્ત્રમાં છુપાવી રાખેલી વસ્તુ આપી હતી તે પણ હમણાં તેની પાસે જોવામાં આવતી નહોતી.

અદ્દભુત માણુસે એ સ્ત્રીના હાથ પગ સાથે બંધાયલું દોરડું છોડી નાખી તેના મ્હોંપર વીંટળાયલું વસ્ત્ર પણ દૂર કર્યું, તથા તેણે તેને તેની આવી દુર્દશા થવાનું કારણ પૂછ્યું. સહજ શાન્ત થયા પછી તેણે કહ્યું:–"જે સમયે તમે પિશાચપતિ સાથે લઢી રહ્યા હતા એ સમયે એક બુરખાવાળો માણુસ અહીં આવ્યો હતો, તથા તેણે મ્હારા મ્હોંની આસપાસ ક્ષણમાત્રમાં જ એક વસ્ત્ર બાંધી દીધું હતું. પછી તેણે મ્હારા હાથ પગ મજબૂત દોરડાથી બાંધી દીધા જેથી હું તેને કાંઇ કરી શકી નહિ, તથા મ્હારા મ્હોંપર વસ્ત્ર બાંધી દેવામાં આવેલું હોવાથી હું તમને મ્હારી મદદે પણ બોલાવી શકી નહિ. પછીથી તે મ્હારી પાસેની પેલી પોટલી લઇને ચાલ્યો ગયો કે, જે પોટલી તમે મ્હને સાચવવા માટે આપી હતી."

બુરખાવાળાની આ નવીન ચાલાકી જાણુવામાં આવતાં એ અદ્દભુત માણુસે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:–"એ બદમાશ બુરખાવાળો પ્રથમ એ અદ્દભુત વસ્તુ મેળવી લઇને જ મ્હારી સાથે લઢવા આવ્યો હતો એમ હવે જ હું જાણી શક્યો છું. અરેરે! એ શયતાને મ્હારા સર્વસ્વનો નાશ કર્યો છે. જે વસ્તુના પ્રભાવથી પિશાચપતિને હું મ્હારા કબ્જામાં રાખી શકું તેમ હતો એ વસ્તુ હવે

આપણી પાસેથી ચાલી ગઇ છે."

પેલી સ્ત્રીએ કહ્યું:-"કદાચ એમજ હશે; કેમ કે હજી સુધી હુ જાણુતી નથી કે, ક્યા બુરખાવાળા સાથે તમારું યુદ્ધ થયું હતું, તથા એ યુદ્ધનું પરિણામ કેવું આવ્યું હતું ?"

અદ્દભુત માણુસે કહ્યું:-"જે બુરખાવાળા માણુસે મ્હારી સાથે યુદ્ધ કર્યું હતું તે હજી સુધી પિશાચપતિ પાસે બેઠેલો છે. મ્હારી માન્યતા તો એવી જ છે કે, એ બદમાશે જ તને આવી રીતે દુઃખી કરેલી હોવી જોઇએ. વળી અમારા યુદ્ધનું પરિણામ સારું આવ્યું નથી; કેમ કે તે ઘણો બળવાન્ છે."

સ્ત્રીએ આશ્ચર્ય પામીને પૂછ્યું:-"યુદ્ધમાં તેણે તમારો પરાજય કર્યો કે શું?"

અદ્દભુત માણુસે ઉત્તર આપ્યો:-"હા, એમજ થયું છે, આ સમયે હું એને કાંઇ કરી શકું તેમ નથી."

"ત્યારે તો એ પિશાચપતિનો પક્ષકાર હોવો જોઇએ."

"તેણે મ્હને એમ કહ્યું છે કે, 'ત્હારા તથા પિશાચપતિ વચ્ચેના વિષયમાં હસ્તક્ષેપ કરવાની મ્હારી ઇચ્છા નથી. ત્હારી ઇચ્છા હોય તો તું પિશાચપતિને ત્હારી સાથે લઇ જા, અને તેની સાથે મરજી પડે એવો વ્યવહાર ચલાવ."

"પરંતુ મ્હારા પ્રિયતમ! તમે કોઇ પણુ પ્રકારની ચિંતા કરશો નહિ; કેમ કે એ બદમાશ બુરખાવાળાને હું ઓળખી ગઇ છું. પ્રસંગ પ્રાપ્ત થાય એટલે તમે તમારા આજના વૈરની વસુલાત લેજો."

"શું તું તેને ઓળખી ગઈ છે? કેવી રીતે તું એ બદમાશને ઓળખી શકી?"

"જ્યારે તે મ્હારા હાથ પગ દોરડાથી બાંધતો હતો ત્યારે

દૈવયોગે એના મ્હોંપરનો બુરખો ખસી ગયો હતો, અને તેથી હું તેને તત્કાળ ઓળખી ગઇ હતી !"

"ત્યારે કહે જોઇએ કે એ કોણ છે ?"

અદ્દભુત પુરુષના આ પ્રશ્નના ઉત્તરમાં એ સુંદરીએ તેના કાનમાં મૃદુ સ્વરે કાંઇ કહ્યું. સુંદરીએ જે ઉત્તર આપ્યો તે સાંભળી એ અદ્દ-ભુત માણસ ચમકી ઉઠયો, તથા માથું નીચું રાખી પોતાના મન સાથે કાંઈ વિચાર કરવા લાગ્યો. થોડા સમય પછી તેણે કહ્યું:–" અરેરે ! બુરખામાં એ વિચિત્ર વ્યક્તિ જ છુપાઇ રહેલી હશે એવી કલ્પના એક ક્ષણુ માટે પણુ મ્હારા અંતરમાં ઉપજી નહોતી. પેલી અદ્દભુત વસ્તુ કે જે મ્હારી પાસે હતી તેનાથી પિશાચપતિને જેટલો ભય હતો તે કરતાં હવે તેનો ભય, એ વસ્તુ બુરખાવાળી વ્યક્તિના હાથમાં જવાથી, વધી ગયો છે ! હવે શું કરવું ? એ વ્યક્તિ ક્યાં જવાની છે એ વિશે તું કાંઇ જાણી શકી છે કે ? જ્યાં સુધી હું મ્હારા વૈરની વસુલાત લઇ શકીશ નહિ ત્યાં સુધી મ્હારો અંત-રાત્મા શાન્ત થનાર નથી. હાં, પણુ બરાબર, મ્હને એક વિચાર સૂઝયો છે !" આમ કહીને એ માણુસે પોતાની પાસે બેઠેલી સુંદરીના કાન પાસે મ્હોં લઇ જઇને મૃદુ સ્વરે કાંઇ કહ્યું. એ હકીકત સુંદ-રીએ ઘણા જ ધ્યાનથી સાંભળી, તથા પછીથી તેણે કહ્યું:–" બરાબર છે, હું હમણાં જ જાઉં છું, તથા તમે એવી ખાત્રી રાખજો કે, મ્હારી સવારીનો ઘોડો માત્ર એક જ કલાકમાં પોતાની પીઠ ખાલી કરી નાખશે અને ઘણી ઝડપથી......"

સુંદરીનું છેવટનું વાક્ય પૂર્ણુ થતાં પૂર્વે જ તેનો સાથીદાર બોલી ઉઠયો:–"ત્હારી મતલબ હું સમજી ગયો છું. તું ત્વરાથી વિદાય થઇ જા, તથા હું પણુ હમણાં તેની પાસે જ જાઉં છું !"

એ સુંદરીને ત્યાંથી વિદાય કરી દીધા પછી તેનો સાથીદાર કિંવા પિશાચપતિનો શત્રુ જ્યાં પિશાચપતિ માથું નમાવી બેસી રહ્યો હતો ત્યાં ગયો તો તેણે હજી સુધી પિશાચપતિને પ્રથમના જેવી જ સ્થિતિમાં બેસી રહેલો જોયો. તેણે તેને પૂછ્યું:–"બુરખાવાળો માણસ ક્યાં ગયો ?"

પિશાચપતિએ આસપાસ દૃષ્ટિ ફેરવીને ઉત્તર આપ્યો:–"મ્હને માલૂમ નથી કે, એ ક્યાં ગયો ?"

"તું એને ઓળખે છે કે ?"

"ના."

"ત્યારે પછી તેણે ત્હારો પક્ષ શા માટે સ્વીકાર્યો હતો ?"

"મ્હેં તો કોઇ એવો પ્રકાર જોયો નથી કે જેમાં તેણે મ્હારો પક્ષ સ્વીકાર્યો હોય."

"જો ત્હેં કોઇ એવો પ્રકાર ન જોયો હોય તો હું તને કહી દેવું ઉચિત સમજું છું કે, જે પોટલીમાં રતિસુંદરીનું ભાગ્ય છુપાઇ રહેલું હતું, તે પોટલી એ અદ્દ્ભુત ભાગ્યસહ, એ બેગમ પાસેથી લઇ ગયો છે."

"એ એક રીતે સારું જ થયું છે."

"સારું નહિ પણ ઘણું ખોટું થયું છે. એ વસ્તુ મ્હારી પાસે હતી ત્યાં સુધી તને જેટલો ભય હતો તે ભયનું પ્રમાણ હવે એ વસ્તુ એના હાથમાં જવાથી વધી ગયું છે. જો તું એને ઓળખતો હોત તો મ્હારા આ શબ્દો તને સર્વથા સત્ય લાગત."

"હશે, ભાગ્યમાં જેમ થવાનું લખેલું હશે તેમ થશે જ તથા તે મ્હારે ભોગવવું પડશે. કહો જોઇએ કે, હવે તમારે મ્હારી પાસેથી શું જોઇએ છીએ ? કોઇ પણ પ્રકારે તમે મ્હારો છુટકારો કરશો કે નહિ ?"

"એ અદ્દભુત વસ્તુ મ્હારી પાસેથી ચાલી ગઇ છે તેથી શી ચિંતા છે! તું સારી રીતે જાણતો હોઇશ કે, હજી સુધી તું સર્વ પ્રકારે મ્હારા કબ્જામાં છે, તથા ત્હારી જે વ્હાલી વસ્તુનો ઉલ્લેખ પ્રથમ હું ત્હારા સમક્ષ કરી ચુકયો છું એ પણ મ્હારા કબ્જામાં છે. હું તને આજ્ઞા કરૂં છું કે, તું ઉઠીને મ્હારી સાથે ચાલ."

"ભલે ચાલો."

આમ કહી પિશાચપતિએ આકાશ તરફ જોઇને એક ગાઢ નિશ્વાસ મુકયો. આ સમયે દિવસનો એક પ્રહર થઇ ગયો હોય એમ લાગતું હતું. ધીમે ધીમે તાપની ગરમી વધતી હતી. પિશાચપતિને સાથે લઇને એ અદ્દભુત માણસ પુર્વ તરફ રવાના થઇ ગયો.

## પ્રકરણ ૬ ઠું.

### લક્ષ્મીદેવીનો પરિચય.

દિવસનો ઘણો વખત વીતી ગયો હતો. પદ્માવતી પોતાનું કાર્ય પૂર્ણ કરી સુરંગના રસ્તે પાછી ફરી તો તેણે માયાસુંદરી, બંસરીબાલા અને રતિસુંદરીને તેજસિંહ સાથે વાતચિત કરતી જોઇ. પદ્માવતી, અલકકિશોરી તથા લક્ષ્મણસિંહ પણ પોતાના સકળ શ્રમને સફળ થયેલો જોઇ અતિ આનંદિત થયાં.

માયાસુંદરી, બંસરીબાલા અને રતિસુંદરી જમીનપર બેસી રહીને વાતચિત કરતી હતી; કેમકે તેમનામાં ઉઠી ઉભા થવા જેટલી શક્તિ નહોતી; આમ છતાં તેમના જીવનનું રક્ષણ થયેલું હોવાથી સર્વના કરતાં અધિક આનંદ પદ્માવતીને થયો હતો.

પદ્માવતી, અલકકિશોરી, લક્ષ્મણસિંહ તથા તેજસિંહ વિચાર કરવા લાગ્યાં કે, હવે શું કરવું ? માયાસુંદરી, બંસરીબાલા અને રતિસુંદરીનામાં બેચાર ડગલાં ચાલવા જેટલી તાકત પણ ન્હોતી, તથા તેઓ ઘોડાપર પણ બેસી શકે તેમ ન્હોતી. વળી બે ત્રણ દિવસમાં તેમનામાં એટલી શક્તિ આવે એવો સંભવ પણ ન્હોતો. પદ્માવતીએ કહ્યું:–"અફસોસનો વિષય એ છે કે, દુશ્મનોએ મ્હારા અજાયબઘરની સ્થિતિ ઘણી બગાડી નાખી છે. હવે આપણે અજાયબઘરમાં સ્હેવું સલામતી ભરેલું નથી. દુશ્મનો એમાંનો સઘળો સરસામાન પણ ઉપાડી ગયેલા છે."

લક્ષ્મણઃ–એટલું જ નહિ, પણ તળાવની સ્થિતિ સુદ્ધાં ખરાબ છે ! માટી ભરાઇ જવાથી એ સ્થળ હવે નિર્ભયતાથી રહેવા જેવું નથી. વળી એને સહેલાઈથી સ્વચ્છ પણ કરી શકાય તેમ નથી.

પદ્માવતીઃ–ના ના–એ વિષયની તો મ્હને લેશ માત્ર પણ ચિંતા નથી; કેમ કે બે દિવસમાં જ હું તળાવને સહેલાઇથી સ્વચ્છ કરી શકું તેમ છું, તથા તેમ કરવાને માટે મજૂરોની પણ જરૂર નથી.

તેજસિંહઃ–આપ આમ કેમ કહો છો ?

પદ્માવતીઃ–એ મકાનમાં એક વિચિત્ર કૂવો છે; જો કદાચ એનું મ્હોં ખોલી નાખવામાં આવે તો તેમાથી બે હાથ જેટલી પહોળી પાણીની ધારા ઝરાની માફક કેટલાક માસ સૂધી વહ્યા કરે તેમ છે. તે ઉપરાંત તળાવમાંથી પાણી નીકળી જવા માટે એક મ્હોટી મોરી પણ છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી કૂવાનું તેમજ મોરીનું મ્હોં ઉઘાડી નાખવાથી તળાવમાંની માટી ધોવાઇ જતાં બિલ્કુલ વાર લાગે તેમ નથી જ.

પદ્માવતીનાં આ વચનો સાંભળી રતિસુંદરી બોલી ઉઠીઃ–" અ-

રેરે ! જો આ વિષયથી હું માહિતગાર હોત તો હું તળાવને ખાલી થવા દઇ તેમાં માટી ભરાવા દેત જ નહિ."

લક્ષ્મણઃ—ભાવિમાં જે થવાનું હોય છે તે મિથ્યા થતું નથી. તળાવ સ્વચ્છ કરીને એ ત્રણેને આપણે મહેલમાં લઇ જઇએ. સરસામાન માટે પછીથી આપણે યોગ્ય વ્યવસ્થા કરીશું.

પદ્માવતીઃ—એમ જ કરીશું. બે દિવસમાં મહેલ અને તળાવ સ્વચ્છ થઇ જશે ત્યાં સુધી આપણે એમને અત્રે જ રાખીશું, કેમ કે આ સ્થાન પણ નિર્ભય છે ! જેને રસ્તાની માહિતી ન હોય તે અત્રે આવી શકે તેમ નથી. ચારે તરફ આવેલા ઉંચા પહાડોપરથી વારંવાર પ્રવાસીજનો જતાં જોવામાં આવે છે; પરંતુ તેઓ અત્રે આવી શકે એ સર્વથા અશક્ય છે. લક્ષ્મણસિંહજી ! મહેલ અને તળાવ સ્વચ્છ થઇ આપણા માટે રહેવા યોગ્ય બને ત્યાં સુધી આપ ત્યાં જ રહેજો. ત્યાં રહીને શું કરવું એ સંબંધી હું આપને યથોચિત સમજ આપી દઇશ. એ અરસામાં હું અત્રે રહીને એ ત્રણેની તબિયત સુધારવાનો પ્રયત્ન તેમજ આવશ્યકીય ઔષધોપચાર કરીશ.

લક્ષ્મણઃ—તમારા કહેવા પ્રમાણે વર્તવાને હું તૈયાર છું; પરંતુ હવે તમે એમના ખાનપાનની કાંઇ વ્યવસ્થા કરો તો ઠીક.

લક્ષ્મણસિંહની સૂચનાનુસાર પદ્માવતીએ તરત જ માયાસુંદરી, બંસરીબાલા વગેરેના ખાનપાનની યોગ્ય વ્યવસ્થા કરી. પછીથી વાત નીકળતાં લક્ષ્મણસિંહે કહ્યું:—"આપણે આપણા અશ્વોને વૃક્ષ સાથે બાંધી આવ્યાં છીએ તેથી તેમની હવે સંભાળ લેવાની જરૂર છે. મ્હને લાગે છે કે, તેઓ બીચારા ક્ષુધાતુર થઇ ગયા હશે. જો અનુમતિ હોય તો હું તેમને અત્રે લઇ આવું, તથા સુંદરસિંહ તેમ જ પિશાચપતિને બગવાની સાથે તમે મૂકી આવેલાં હોવાથી તેઓ કદાચ મળી

જાય તો આજે રાત્રે તમે તેમને મળી શકશો નહિ એમ હું તેમને જણાવી દઇશ."

પદ્માવતીઃ—બરાબર છે. હવે આપણે ઘોડાઓને લઇ આવવા જ જોઇએ. વળી પિશાચપતિ અને સુંદરસિંહ સાથે રાત્રિનો સમય થયા સિવાય તમારી મુલાકાત થઇ શકે તેમ નથી. તેઓ દિવસનો સમય બીજા કોઇ ગુપ્ત સ્થળે છુપાઇ રહીને પસાર કરશે. વળી બીજી વાત એ છે કે, એ લોકોને આ સ્થાન બતાવી દેવાની મ્હારી ઇચ્છા નથી. આ સ્થાનનો સઘળો ભેદ તેમનાથી છુપાવી રાખવાનો જ મ્હારો વિચાર છે. હમણાંની આપણી સ્થિતિ એવી છે કે, સુંદરસિંહપર પણ સંપૂર્ણ વિશ્વાસ મૂકવો એ હું ઉચિત સમજતી નથી. પિશાચપતિ મ્હારી આધીનતામાં હોઇ તે આપણને પ્રસન્ન રાખવાનો પ્રયત્ન કર્યા કરે છે; છતાં બે કેટલીક એવી ભયાનક ઘટનાઓનો શિકાર થઇ પડયો છે કે, તે ઘણો લાયક તથા પ્રમાણિક હોવા છતાં હું તેને સંપૂર્ણ વિશ્વાસપાત્ર સમજી શકતી નથી. વળી એનું મન નિરંતર પ્રામાણિક રહેશે કે કેમ એ એક શંકાયુક્ત પ્રશ્ન છે. એનું મન એના કબ્જામાં નહિ હોવાથી એને કદાચ લાચારીથી આપણી વિરુદ્ધતા કરવી પડે તો એ સર્વથા શક્ય છે.

પદ્માવતીનાં આ વચનો સાંભળવામાં આવતાં લક્ષ્મણસિંહ માયાસુંદરી, બસંરીબાલા અને રતિસુંદરી અતિ આશ્ચર્ય પામ્યાં; પરંતુ તેજસિંહના મુખપર આશ્ચર્યનું એક પણ ચિહ્ન જોવામાં આવ્યું નહિ. થોડી બીજી વાતચિત થયા પછી લક્ષ્મણસિંહ ઘોડાઓને લઈ આવવા માટે ત્યાંથી વિદાય થઇ ગયો, અને અડધા કલાક સુધી માર્ગક્રમણ કરીને તે જે સ્થળે ઘોડા બાંધવામાં આવ્યા હતા એ સ્થળે ઉપસ્થિત થયો. ઘોડાઓને છોડી એક ઝરાના સ્વચ્છ જળનું તેમને પાન કરાવ્યા

પછી તેઓ જમીનપર ઉગેલું ઘાસ ચરી શકે એવી રીતે લાંબા દોરડાથી તેણે તેમને પાછા બાંધી દીધા. પછી તે પિશાચપતિને મળવા માટે જવા લાગ્યો તો તેણે સ્હામેથી પિશાચપતિને તેના પેલા અદ્ભુત શત્રુ સાથે પોતાના તરફ આવતો જોયો. પિશાચપતિ પાસે આવી પહોંચ્યો એટલે લક્ષ્મણસિંહે તેને ઉદ્દેશીને પૂછ્યું-"તમે ક્યાં જાઓ છો તથા તમારી સાથે આ કોણ છે?"

પિશાચઃ-આપ એમને ઓળખી શકતા નથી કે શું?! એક જરૂરી કામ હોવાથી હું હમણાં એમની સાથે જાઉં છું. હું ક્યારે પાછો ફરીશ એ સંબંધી આપને કાંઇ ચોક્કસ ઉત્તર આપી શકતો નથી. વળી આપ મ્હારા તરફથી શ્રીમતી પદ્માવતીને એમ કહેજો કે, મ્હને સૂચવવામાં આવ્યા પ્રમાણે આજે રાત્રે હું એમને મળી શકીશ નહિ.

લક્ષ્મણઃ-પરંતુ તમે એમની સાથે ક્યાં જાઓ છો?

પિશાચઃ-એ સંબંધી હું પોતે પણ કાંઇ જાણતો નથી.

આવો ઉત્તર આપી ઉંચું જોઇને પિશાચપતિએ એક ગાઢ નિશ્વાસ મૂક્યો; એથી પદ્માવતીએ એના સંબંધી જે હકીકત કહી હતી તેનું સ્મરણ થઇ આવવાથી લક્ષ્મણસિંહે તેને એક બાજૂએ લઇ જઇને મૃદુ સ્વરે પૂછ્યું:-"ભાઇ! તમે ક્યાં જાઓ છો એ પણ તમે કહી શકતા નથી? તમે અમારા પક્ષકાર નથી કે? તમારે તમારા અંતઃકરણની વાર્ત્તા મ્હને કહેવી જોઇએ. કહો કહો, સત્વર તમે મ્હારા પ્રશ્નનો ઉત્તર આપો. તમે શા માટે ઉદાસ થઇ ગયા છો? તમારાં નેત્રોમાં અશ્રુજળ કેમ ભરાઇ આવ્યું છે?!"

પિશાચપતિએ પ્રેમાતિશયથી લક્ષ્મણસિંહનો એક હાથ પોતાના હાથમાં લઇને કહ્યું:-"અરેરે! મ્હારી આંતરિક શોચનીય સ્થિતિનું વર્ણન હું આપના સમક્ષ કરી શકતો નથી! આપ મ્હારા વડિલ

બંધુ સમાન છો. આ પિશાચપતિનાં વચનોપર આપ બિલ્કુલ અવિશ્વાસ રાખશો નહિ; કિન્તુ અફસોસ એટલો જ છે કે, હમણાં હું આપને કાંઇ કહી શકતો નથી. અરેરે! હું લાચાર છું. હમણાં હું મ્હારી સાથે આ જે અદ્ભુત માણસ છે તેના કબ્જામાં છું. એના પંઝામાંથી હું મુક્ત થઇ શકું એવી આશા નથી! બંધુ! કૃપા કરીને હવે મ્હને એની સાથે જવાની રજા આપો. જો આ ક્ષુદ્ર જીવનનું અસ્તિત્વ રહેશે તો હું પાછો આપની સેવામાં અવશ્ય ઉપસ્થિત થઇશ!"

લક્ષ્મણઃ-પિશાચપતિ! તમારાં આવાં અર્થશૂન્ય વચનોનો સહજ પણ ભેદ હું સમજી શકતો નથી. નિરાશ નહિ થતાં તમે તમારો સઘળો ભેદ જાહિર કરો; જેથી હું તમને મ્હારાથી બનતી મદદ કરી શકું.

પિશાચઃ-બંધુ! આપ હમણાં મ્હને કોઇ પણ પ્રકારે મદદ કરી શકો તેમ નથી. હવે તો જો ભાગ્યદેવી મ્હારાપર કૃપા કરે તો જ હું નિશ્ચિંત થઇ શકું તેમ છું; તે સિવાય મુક્તિનો બીજો એક પણ માર્ગ નથી!

લક્ષ્મણઃ-એ ખરું છે; પરંતુ સુજ્ઞ મનુષ્યે માત્ર ભાગ્યદેવીપર આધાર રાખીને જ સ્વસ્થતાથી બેસી રહેવું જોઇએ નહિ. પ્રયત્ન કરવો જ જોઇએ. આવી રીતે નિરાશ થઇ જઇ તમે તમારા જીવનના દુશ્મન બનો એ ઠીક નથી. પ્રથમ તમે મ્હને તમારી સઘળી હકીકત કહી સંભળાવો; પછીથી મ્હને જે કાંઇ કરવું ઠીક લાગશે તે હું કરીશ.

પિશાચઃ-પરંતુ જો મ્હારી સત્ય હકીકત હું આપને કહી સંભળાવીશ તો આપ જ મ્હારો તિરસ્કાર કરશો, તથા મ્હારાપરનો આપનો પ્રેમભાવ દૂર થઇ જશે. બંધુ! જ્યારથી મ્હેં મ્હારી પ્રકૃતિ

બદલવાનો પ્રયત્ન કરવા માંડયો છે તેમ જ મ્હારા કપાળમાં લાગેલું કલંક દૂર કરી ધર્મમાર્ગે ચાલવાની પ્રતિજ્ઞા કરી છે ત્યારથી જ મ્હારા મનની સ્થિતિ અતિ વિચિત્ર થઇ ગઇ છે. ભૂતકાળમાં મ્હેં જે કાર્યો કર્યાં છે તે જો પ્રકટ થઇ જવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે તો મ્હને ઘણા કષ્ટનો અનુભવ થાય છે. એ ભયંકર કાર્યો પ્રકટ થાય તેના કરતાં તે પૂર્વે મ્હારું મૃત્યુ જ થાય એ મ્હને ઉત્તમ લાગે છે. વળી દુઃખની વિશેષતાથી અને સંતાપની વ્યથાથી હું જ્યારે આત્મહત્યા કરી મ્હારા આ પાપજીવનનો અંત લાવવાની ઇચ્છા કરું છું ત્યારે મ્હારો અંતરાત્મા મ્હને એમ કહે છે કે, 'સાવધાન! ત્હેં ત્હારા કપાળમાં લાગેલું કલંક દૂર કરવાની જે પ્રતિજ્ઞા લીધી છે તેને પાળ્યા સિવાય આત્મહત્યા કરીશ તો ત્હારો નરકમાં નિવાસ થશે !' આમ હોવાથી હું આત્મહત્યા કરી શકતો નથી. વડિલ ભ્રાતા ! હવે આપ જ વિચાર કરી જુઓ કે, મ્હારાં દુષ્કૃત્યોની હકીકત હું પોતે આપને કેવી રીતે જણાવી શકું ?! વળી આપના આગ્રહથી કદાચ એ હકીકત હું આપને જણાવીશ તો સર્વથી પ્રથમ આપ જ મ્હારો અત્યંત તિરસ્કાર કરશો એવો મ્હારા મનમાં ભય રહે છે !

લક્ષ્મણઃ—એ માટે તમે સર્વથા નિર્ભય રહો. હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, તમે કદાચ મ્હારા પરમ પૂજનીય પિતાના ખૂની હશો એમ મ્હને જણાશે તો પણ તમારાપરનો મ્હારો પ્રેમ બિલકુલ ઓછો થશે નહિ. તમે સ્વસ્થતાથી સઘળી હકીકત મ્હને કહી સંભળાવો.

લક્ષ્મણસિંહનાં આ વચનો સાંભળી તેના ચરણોમાં નમી પડીને પિશાચપતિ અનુતાપયુક્ત આક્રંદ કરવા લાગ્યો. લક્ષ્મણસિંહે તેને ઉભો કરી સ્નેહસૂચક સ્વરે કહ્યું:—"તમે આવી રીતે આક્રંદ કેમ કરો છો ? ઇશ્વર જે કરે છે તે સારું જ કરે છે. સત્યના સહાયક

શ્રીકિરતાર છે એવો તમે સંપુર્ણું વિશ્વાસ રાખો."

પેલો અદ્ભુત માણુસ દૂર ઉભો રહી આ સઘળો પ્રકાર અસ્થિર ચિત્તે તેમજ વ્યાકુળ હૃદયે જોઇ રહ્યો હતો. પિશાચપતિને વિલંબ થતો જોઇ ક્રોધે ભરાઇને તેણે કહ્યું:-" પિશાચપતિ ! તું આવી રીતે માર્ગમાં મરજી પડે ત્યાં સુધી ઉભો રહી ગમે તેની સાથે વાતો કર્યા કરે અને હું ત્હારાપર પહેરો ભર્યા કરું કે ? ત્વરાથી તું મ્હારી સાથે ચાલ. હું કાંઇ ત્હારો નોકર નથી; પરંતુ ખરી રીતે તું જ મ્હારો તાબેદાર છે એ ત્હારે સ્મરણમાં રાખવાની જરૂર છે."

આ વાક્યો સાંભળી પિશાચપતિએ વ્યાકુળ અને કરુણાજનક દૃષ્ટિથી લક્ષ્મણસિંહના મ્હોં તરફ જોયું. લક્ષ્મણસિંહે આ સમયે તેના કાનમાં કાંઇ કહ્યું, તથા સહજ આગળ વધીને પેલા માણસને તેણે કહ્યું:-" કેમ ભાઇ ! આટલો બધો મિજાજ કેમ કરે છે ? હું કોણ છું તે તું જાણે છે કે ?"

પેલા અદ્ભુત માણસે કહ્યું:-" હા, હું સારી રીતે જાણું છું કે, તમે રાણા વીરસિંહજીના બહુરૂપી લક્ષ્મણસિંહ છો; પરંતુ તમારી સાથે મ્હારે વાતચિત કરવાની કાંઇ જરૂર નથી. તમે મ્હારા માણસને શા માટે રોકી રાખ્યો છે ?"

" પિશાચપતિ ત્હારા અનુચર નહિ; પરંતુ અમારા પક્ષકાર છે. ભ્રમથી તું એમને ત્હારા માણસ જાણતો હોય તો ત્હારે એમને જે કાંઇ કહેવું હોય તે કહે. તને દીવાનો કિંવા પાગલ ધારીને હું છોડી દઇશ; પરંતુ જો તું મ્હારું અપમાન કરીશ તો તેનું પ્રતિફળ ત્હારે ભોગવવું જ પડશે."

" તમને હું તુચ્છ સમજું છું. તમે મ્હને શી સજા કરી શકવાના હતા ?"

"ત્યારે મહારાણા વીરસિંહજીના બહુરૂપીઓ કેવા હોય છે એનો ચમત્કાર હું તને બતાવું કે ?"

"હા હા, તમારે જે ચમત્કાર બતાવવો હોય તે બતાવો. હું તમારો સહજ પણ ભય રાખતો નથી." આમ કહીને એ અદ્ભુત માણુસે મ્યાનમાંથી તલ્વાર બ્હાર ખેંચી કાઢી; તથા તેણે જોતજોતાંમાં લક્ષ્મણસિંહના અંગપર તલ્વારનો ઘા કર્યો. લક્ષ્મણસિંહે પાછળ કૂદકો મારીને એનો ઘા ચુકાવી દીધો તથા જમીનપરથી એક પત્થરનો કકડો ઉપાડી લઇને તે તેણે પોતાના શત્રુને માર્યો; પરંતુ એણે પણ ખસી જઇને આત્મરક્ષણ કર્યું. હવે લક્ષ્મણસિંહે પત્થરના બે બીજા કકડા પોતાના બન્ને હાથમાં લઇ લીધા, તથા દુસ્મનનો ઘા ચુકાવી પુનઃ તેનાપર પત્થર ફેંક્યો. આવી રીતની લઢાઇમાં એકાએક લક્ષ્મણસિંહનો એક પત્થર એ અદ્ભુત માણુસના પગમાં વાગ્યો. હવે તે કૂદી શકે તેમ નહિ હોવાથી લક્ષ્મણસિંહે બીજો એક પત્થર તેના ઘુંટણપર માર્યો. વળી પાછો એક પત્થર લક્ષ્મણસિંહે તેના કાંડામાં માર્યો જેથી તેના હાથમાંની તલ્વાર છૂટીને દૂર જઇ પડી. એ અદ્ભુત માણુસે જ્યારે પેલા બુરખાવાળા માણુસ સાથે યુદ્ધ કર્યું હતું ત્યારે જ તેના કાંડાને ઇજા થઇ હતી, અને હવે એજ કાંડામાં પત્થર લાગવાથી તેનો જમણો હાથ તદ્દન શક્તિશૂન્ય બની ગયો. તે ગભરાઇ જઇ સ્થિર અને ભયભીત દૃષ્ટિથી લક્ષ્મણસિંહ તરફ જોઇ રહ્યો હતો. એવામાં લક્ષ્મણસિંહે ફેંકેલો બીજો એક પત્થર તેને એટલા બધા જોરથી વાગ્યો કે તે તમ્મર ખાઇને પૃથ્વીપર પડ્યો. પછીથી લક્ષ્મણસિંહે તેની પાસે ઉપસ્થિત થઇ, બેશુદ્ધિનું ઔષધ સુંઘાડી તેને બેહોશ બનાવી દીધો. અને મજબૂત દોરડાથી તેણે તેના હાથપગ બાંધી દઇ પિશાચપતિ પાસે જઇને

કહ્યું:–" જે બનાવ બન્યો છે એ માટે તમે લેશ માત્ર પણ ચિંતા કરશો નહિ. આ હરામખોરને હું કેવી સજા કરું છું એ તમે જોજો !"

પિશાચપતિએ કૃતજ્ઞતાસૂચક સ્વરે કહ્યું:–" જ્યેષ્ઠ ભ્રાતા ! હું આપની જેટલી પ્રશંસા કરું એટલી થોડી જ છે. અરેરે ! એક સમય એવો હતો કે, આવા દુષ્ટ માણસો મ્હારું નામ સાંભળતાં જ કંપી ઉઠતા હતા; પરંતુ એ સમય બદલાઇ ગયો છે ! હવે હું શું કરું એ મ્હને સુઝતું નથી. એણે મ્હારી પત્નીને ક્યાં કેદ રાખી છે એ મ્હારે કોઇ પણ રીતે જાણવું જોઇએ. "

" એમ છે કે ? ઠીક, આ શયતાન કોણ છે, તથા પ્રથમ તમારી સાથે કયા સ્થળે એની મુલાકાત થઇ હતી એ તમે મ્હને પહેલાં કહો. " લક્ષ્મણસિંહે વિચારપૂર્વક પૂછ્યું.

લક્ષ્મણસિંહના આ પ્રશ્નના ઉત્તરમાં પિશાચપતિએ એ માણસનો પરિચય નહિ આપતાં જંગલમાં તેની સાથે મુલાકાત થયા પછી જે કાંઇ બન્યું હતું તે સઘળું વિસ્તારથી કહી સંભળાવ્યું. એ હકીકત સાંભળી લક્ષ્મણસિંહ ઘણા ગંભીર વિચારમાં પડી ગયો. ભગવાની પલાયન કરી ગઇ એ માટે તે દિલગીર થયો. તેને પેલા બુરખાવાળા માણસે પકડી હતી એ પ્રકાર પિશાચપતિ તથા લક્ષ્મણસિંહ જાણતા નહોતા. એ બુરખાવાળો વિચિત્ર માણસ કોણ હશે, રતિસુંદરીનું ભાગ્ય કયી વસ્તુ હશે આદિ વિષયો સંબંધી અલ્પકાળમાં જ લક્ષ્મણસિંહના મનમાં અનેકવિધિ વિચારો ઉપજ્યા. રતિસુંદરીના ભાગ્ય સંબંધી પિશાચપતિ સિવાય બીજું કોઇ વિશેષ હકીકત જણાવી શકે તેમ નથી એવી જો કે તેની ખાત્રી થઇ ગઇ હતી; પરંતુ એ સંબંધી જો હમણાં તેને આગ્રહ કરી કાંઇ પુછવામાં આવશે તો તે દિલગીર થશે એમ ધારીને તેણે પૂછ્યું:–" પિશાચપતિ ! મ્હારાપર

તમને વિશ્વાસ છે કે ? આ બદમાશના પંઝામાંથી તમારી ઇચ્છા હોય તો હમણાં જ હું તમને મુક્ત કરી શકું તેમ છું. હું એના પ્રાણનો નાશ કરીશ અથવા તો ઘણા કાળ સુધી એને કેદ કરી રાખીશ; એ માટે તમે ચિંતા કરશો નહિ."

પિશાચઃ—આપનાપર મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે. આ બદમાશની આપ ગમે એવી વ્યવસ્થા કરો; પરંતુ મ્હારી પ્રાર્થના માત્ર એટલી જ છે કે, એ ભેદ વિશે આપ કૃપા કરીને મ્હને કાંઇ પૂછશો નહિ. વળી તપાસ કરતાં એ ભેદ સંબંધી આપ કાંઇ જાણી શકો તો મ્હારી ઇચ્છા સિવાય, આપ એ હકીકત મહારાણા વીરસિંહજી, એમના બન્ને રાજકુમાર, મહારાણા ગોપાલસિંહજી, શ્રીમતી પદ્માવતી તથા રતિસુંદરી વગેરેમાંથી કોઇને પણ જણાવશો નહિ. મ્હારી આટલી પ્રાર્થના આપ અવશ્ય સ્વીકારશો એવી મ્હને આશા છે. વળી મ્હને આપનો કનિષ્ઠ ભ્રાતા સમજીને આ દુરાચારીના પંઝામાંથી આપ બચાવો; છતાં તે સાથે એટલું અવશ્ય યાદ રાખજો કે, એના સાથીદારો ઘણા બળવાન્ તથા ધુર્ત્ત છે !

લક્ષ્મણઃ—કાંઇ ચિંતા નહિ. વળી તમારી અનુમતિ સિવાય તમારો ભેદ કોઇને નહિ જણાવવાને હું કબૂલ થાઉં છું. તમે ભય રાખશો નહિ. તમારી સઘળી ચિંતા દૂર કરી તમને સ્વતંત્ર બનાવવાનો પ્રયત્ન પણ હું અવશ્ય કરીશ. હમણાં તમે જ્યાં જવું હોય ત્યાં જાઓ, તથા આવતી કાલે પ્રભાતકાળના અરસામાં શ્રીમતી પદ્માવતીના અજાયબઘરમાં આવીને અમને મળજો.

પિશાચઃ—ત્યારે આજની સઘળી હકીકત તમે શ્રીમતી પદ્માવતીને જણાવશો કે ?

લક્ષ્મણઃ—જરૂર લાગશે તો જણાવીશ; તેથી તમને કાંઇ નુક-

સાન નથી; છતાં તમારો ભેદ છુપાવવાની મ્હેં જે પ્રતિજ્ઞા કરી છે તે હું નહિ જ ભૂલી જાઉં.

તરત જ પિશાચપતિ ત્યાંથી વિદાય થયો. લક્ષ્મણસિંહ પણ પેલા બેશુદ્ધ માણસની ગાંસડી બાંધી તેને ઉચકી લઇને ઘોડાઓ પાસે ગયો. પછી એક ઘોડાપર પેલા બેહોશ માણસને નાખી, બીજાપર પોતે બેસી તે પદ્માવતી, માયાસુંદરી અને બંસરીબાલા તરફ રવાના થઇ ગયો. જ્યારે તે તેમની પાસે જઇ પહોંચ્યો ત્યારે દિવસ નમી પડયો હતો. હવે માયાસુંદરી વગેરેમાં પણ શક્તિ આવેલી હોવાથી તેઓ એક શિલાને અઢેલીને વાતચિત કરતી બેઠી હતી. લક્ષ્મણસિંહ નજરે પડતાં જ તેજસિંહ તેની પાસે ગયો તથા પેલા અદ્ભુત માણસની ગાંસડીને ઘોડાપરથી છોડી, તે તેણે પદ્માવતી પાસે લઇ જઇને મૂકી. એવામાં લક્ષ્મણસિંહ બન્ને ઘોડાઓને એક વૃક્ષ સાથે બાંધી તેમની પાસે જઇને પેલી ગાંસડી છોડવા લાગ્યો. ગાંસડી છૂટયા પછી સર્વે એ બેહોશ માણસ તરફ આશ્ચર્યચકિત બની જઇને જોઇ રહ્યાં. થોડા સમય પછી પદ્માવતીએ લક્ષ્મણસિંહ તરફ જોઇને પૂછ્યું:-"આ કોણ છે અને આપ એને કયાંથી લઇ આવ્યા છો ?"

"એ કોણ છે તે હું જાણતો નથી." લક્ષ્મણસિંહે ઉત્તર આપ્યો.

પદ્માવતીઃ-ત્યારે આપ એને શા માટે અત્રે લઇ આવ્યા છો ?

લક્ષ્મણ:-એની હકીકત ઘણી વિચિત્ર છે. ખરેખર, પિશાચપતિ કોઇ મ્હોટા ભેદનો શિકાર થઇ પડયો છે !

પદ્માવતીઃ-પરંતુ પ્રથમ આપ આ માણસ સંબંધી જે હકીકત જાણતા હો તે અથેતિ કહી સંભળાવો.

તરત જ લક્ષ્મણસિંહે એ અદ્ભુત માણસ અને બુરખાવાળો ભેદી માણસ સંબંધી જેટલી હકીકત સાંભળી હતી તે તેણે કહી

સંભળાવી; એ હકીકત સાંભળવામાં આવતાં પદ્માવતીને ઘણું આ· શ્ચર્ય લાગ્યું. અંતે પદ્માવતીએ રતિસુંદરીને પૂછયુંઃ–" સખિ ! ત્હારા ભાગ્યની વસ્તુ આ માણુસની પાસે હતી તેથી તું તેને જરૂર ઓળખતી હોઇશ."

" ખરું છે, લ્યો, હું હમણાં જ એનું મ્હોં પાણીથી ધોઇ નાખી સ્વચ્છ કરું છું." આમ કહી લક્ષ્મણસિંહ પાણીથી એનું મ્હોં ધોવા લાગ્યો, તથા એ વેષધારી માણુસના કૃત્રિમ વાળ કાઢી નાખી, તે ઘસીને એનું મ્હોં સાફ કરવા લાગ્યો. જેમ જેમ એ માણુસનું મ્હોં સ્વચ્છ થતું ગયું તેમ તેમ રતિસુંદરીના મુખના ભાવમાં ફેરફાર થવા લાગ્યો, તથા એ માણુસનું સત્ય સ્વરૂપ જોવામાં આવતાં તે એક હાય પોકારીને બેહોશ બની જઇ જમીનપર ગબડી પડી. આમ બનવાથી સર્વનું ધ્યાન તેના તરફ ખેંચાયું, અને પદ્માવતી બોલી ઉઠીઃ–" રતિસુંદરી આ માણુસને ઓળખે છે એ ચોક્કસ છે!" એવામાં સ્હામે નજર જતાં તેજસિંહ બોલી ઉઠયોઃ–" સ્હામેથી પેલો બુરખાવાળો કયો માણુસ આ તરફ આવે છે? અહીંનો રસ્તો તેના જાણુવામાં કેવી રીતે આવ્યો હશે? શ્રીમાન્ લક્ષ્મણસિંહજીની પાછળ છુપાતો છુપાતો તે આ તરફ આવ્યો હોય એમ હું ધારું છું. એના હાથમાં પણ એક પોટલી હોવાથી એમાં શ્રીમતી રતિસુંદરીનું ભેદ-ભરેલું ભાગ્ય હશે!"

તેજસિંહનાં આ વચનો સાંભળી વિસ્મિત બની જઇને પદ્મા· વતી તથા લક્ષ્મણસિંહે પણ એ તરફ જોયું. અલ્પકાળમાં જ એ બુરખાવાળો માણુસ પાસે આવી પહોંચ્યો એટલે લક્ષ્મણસિંહે તેને પૂછયુંઃ–" તમે કોણ છો? અહીંનો માર્ગ કેવી રીતે તમારા જાણુવામાં આવ્યો? શા માટે તમે અત્રે આવ્યા છો?"

લક્ષ્મણસિંહની પ્રશ્નપરંપરા સાંભળીને એ બુરખાવાળા માણસે કહ્યું:-" હું આ તરફના માર્ગથી અજાણ્યો હોવાથી તમારી પાછળ પાછળ અત્રે આવ્યો છું !"

આમ કહીને એ માણસે પોતાનો બુરખો ખસેડી નાખ્યો એટલે એ માણસને સર્વ જ્યોતિસિંહ તરીકે ઓળખી શક્યાં. તેજસિંહે ઉઠી ભક્તિભાવથી પિતાના ચરણોમાં પ્રણામ કર્યા. લક્ષ્મણસિંહ, પદ્માવતી વગેરેએ પણ તેના તરફ ઉચિત માન પ્રદર્શિત કર્યું. લક્ષ્મણસિંહે જ્યોતિ-સિંહને ઉદ્દેશીને કહ્યું:-" જે બુરખાવાળા વિચિત્ર માણસની હકીકત પિશાચપતિના મુખે મ્હારા સાંભળવામાં આવી છે તે આપ જ હતા કે ?"

જ્યોતિસિંહ:-હા, હું જ એ બુરખાવાળો વિચિત્ર માણસ હતો; કિન્તુ તત્સંબંધી પિશાચપતિના અંતરમાં સહજ પણ સંદેહ ઉત્પન્ન નહિ થયો હોય !

આમ કહી પેલા બેહોશ માણસ તરફ ઇશારો કરી પુનઃ જ્યો-તિસિંહે લક્ષ્મણસિંહને ઉદ્દેશીને કહ્યું:-"આની તથા પિશાચપતિ વચ્ચે જે વાતચિત તેમજ બનાવો બન્યા છે તે સંબંધીની સઘળી હકીકત પણ તમારા સાંભળવામાં આવી હશે."

લક્ષ્મણ:-હા, સાંભળવામાં તો આવી છે; તથા પિશાચપતિએ મ્હને જે કાંઇ કહ્યું છે તે સાચું હોય એમ જ મ્હને લાગે છે.

જ્યોતિ:-ઠીક છે, ગઇ રાત્રિથી હું પણ એમ જ ધારું છું. હશે, હુ પોતે જ સઘળી હકીકત તમને કહું છું. હું તારાસિંહને સાથે લઇને સ્યામગઢ ગયો હતો. ત્યાં જ્યારે મ્હારા સાંભળવામાં એવા સમાચાર આવ્યા કે, પદ્માવતીના અજાયબઘરપર શત્રુઓએ આક્રમણ કર્યું છે ત્યારે કેટલાક સૈનિકોને મ્હેં શત્રુઓનો પરાજય કરવા માટે રવાના કરી દીધા, અને બે કલાક પછી તારાસિંહને સાથે લઇ વેષ બદલીને

હું પણ આ તરફ આવવા નીકળી પડયો. જ્યારે અમે એક અરણ્યમાં ઉપસ્થિત થયા ત્યારે રાત્રિના પ્રથમ અંધકારનો વસુંધરાપર વિસ્તાર થયેલો હતો. એ સમયે ઘોડાની ખરીઓનો અવાજ અમારા સાંભળવામાં આવ્યો. એ અવાજ પાછલી બાજૂએથી આવતો હોઇ ધીમે ધીમે અમારી નજદીક આવતો જણાતો હતો. એ સવારને આગળ જવા દેવાના વિચારથી હું અને તારાસિંહ એક વૃક્ષની પાછળ છુપાઇ ગયા. પછીથી જે વૃક્ષ પાછળ અમે છુપાઇ રહ્યા હતા તેની પાસે જ્યારે એ ઘોડો આવી પહોંચ્યો ત્યારે અમે તેનાપર એકને બદલે બે માણસોને બેઠેલાં જોયાં. એ બન્ને માણસોમાં એક સ્ત્રી હતી. એ સ્ત્રી પાછળની બાજૂએ બેઠેલી હતી. જો કે અમે એ સ્ત્રીને ઓળખી શકત નહિ; પરંતુ જ્યારે ઘોડો ઉપરોક્ત વૃક્ષ પાસે આવી પહોંચ્યો ત્યારે એ સ્ત્રીએ પોતાના સાથીદારને ઉદ્દેશીને કહ્યું:–"થોડો વખત થોભો. હું અત્રે ઉતરી પડીશ, તથા દશબાર પળ માટે આપનાથી જૂદી પડીશ." આ શબ્દો સાંભળવામાં આવતાં જ તે સ્ત્રી છે એવો મ્હારો નિશ્ચય થઇ ગયો. એ સ્ત્રીનાં વાક્ય સાંભળી ઘોડાપર બેઠેલો પુરુષ નીચે ઉતરી પડયો તથા તેણે હાથનો ટેકો આપી એ સ્ત્રીને પણ નીચે ઉતારી.

આટલું કહીને જ્યોતિસિંહ ચુપ થઇ ગયો, તથા પદ્માવતી તરફ જોઇને તેણે કહ્યું:–"પરંતુ આ સમયે મ્હને આ સઘળી હકીકત કહેવી ઠીક લાગતી નથી."

પદ્માવતીઃ–કેમ ?

જ્યોતિઃ–એક તરફ હું બીચારાં રતિસુંદરીને બેહોશ બની ગયેલાં જોઉં છું, તથા બીજી તરફથી માયાસુંદરી અને બંસરીબાલા ઘણાં વર્ષોથી બીમાર હોય એમ લાગે છે. એથી પ્રથમ અહીંની

હકીકત સાંભળી લેવાનો જ મ્હારો વિચાર છે.

પદ્માવતીઃ-આપનું કહેવું બરાબર છે; તો પણ મ્હારી એવી ઇચ્છા છે કે, પ્રથમ આપ આપની વાત કહો.

જ્યોતિઃ—ઠીક, હું મ્હારી હકીકત ટૂંકમાં જ પૂર્ણ કરું છું. જુઓ સાંભળો, પેલી સ્ત્રી જે કાર્યાર્થે ઘોડાપરથી ઉતરી પડી હતી તે કાર્ય પૂર્ણ થતાં જ ઘોડા પાસે આવીને તેણે પોતાના સાથીદારને કહ્યું; 'પિશાચપતિએ જયારે આપને જોયા ત્યારે તેનું મ્હોં મલિન બની ગયું હતું!' આનો ઉત્તર આપતાં એ માણસે એમ કહ્યું કે, 'ખરું છે, પિશાચપતિ મ્હને મરી ગયેલો ધારતો હતો. આજે મ્હારી તેમ જ તેની વચ્ચે શું થાય છે એ તું જોજે. આજે હું તેને અવશ્ય મ્હારી સાથે લઇ જઇશ; નહિ તો પછી તેનો સઘળો ભેદ ખુલ્લો કરી નાખીશ.' આટલી વાતચિત થયા પછી તેમણે બન્નેએ પાછું અશ્વારોહણ કર્યું, અને તેઓ આગળ વધવા લાગ્યાં. આવો પ્રકાર જોવા તેમજ સાંભળવામાં આવ્યાથી મ્હારા મનમાં અનેકવિધ વિચારો ઉપજ્યા અને તત્કાળ તારાસિંહને સાથે લઇને હું ઘણી સાવધાનતાથી તેમની પાછળ પાછળ જવા લાગ્યો. અજયબધરપર આક્રમણ કરનાર શત્રુઓનો પરાજય કરવા માટે મ્હેં જે સિપાહીઓને મોકલાવ્યા હતા તેઓ ત્યાં કયારે પહોંચશે તથા શું કરશે એ વિષયની ચિંતા મ્હારા મનમાંથી દૂર થઇ ગઇ, અને એ માણસો કોણ છે તે જાણવા માટે હું વ્યાકુળ બની ગયો. પિશાચપતિ સાથે એનો શો સંબંધ હશે તેનો નિર્ણય હું કરી શક્યો નહિ. અમારે એમની પાછળ પાછળ ઘણે દૂર સુધી જવું પડયું નહિ. વિના વિલંબે જે સ્થળે ભગવાની તથા સુંદરસિંહની વાર્તાચિત ચાલતી હતી એ સ્થળ પાસે અમે જઇ પહોંચ્યા. એ સમયે તમને પણ મ્હેં ત્યાં હાજર

થયેલાં જોયાં હતાં; છતાં હું જાણી જોઇને તમને નહિ મળતાં પેલા અદ્દ્ભૂત માણસની પાછળ જ પડ્યો. પછીથી તે લોકો ત્યાંથી વિદાય થઇ ગયાં અને એક અદ્દ્ભુત દેખાવ મ્હારા જોવામાં આવ્યો.

આટલી હકીકત કહ્યા પછી જે હકીકતનું અમે ગયા પ્રકરણમાં વર્ણન કરી ગયા છીએ એ હકીકત તેણે કહી સંભળાવી. હવે બીજા બુરખાવાળા માટે વાંચકોના મનમાં શંકા ન રહે એટલા માટે અમારે અત્રે જણાવી દેવું પડે છે કે, એ બીજો બુરખાવાળો તારાસિંહ હોઇ તેણે જ ભગવાનીને રોકી રાખી હતી, તથા તેની પાસે જવાની જ જ્યોતિસિંહે સુંદરસિંહને સલાહ આપી હતી.

ગયા પ્રકરણમાં વર્ણવેલી સઘળી હકીકત કહી રહ્યા પછી જ્યોતિસિંહે કહ્યું કે:—" જ્યારે એ અદ્દ્ભુત માણસ પિશાચપતિને સાથે લઇને રવાના થયો ત્યારે હું પણ તેની પાછળ પાછળ જવા લાગ્યો; પરંતુ માર્ગમાં જ તેની લક્ષ્મણસિંહ સાથે મુલાકાત થઇ. લક્ષ્મણસિંહ એને અત્રે પકડી લાવ્યા, તથા હું ચુપકીદીથી તેમની પાછળ પાછળ અત્રે આવી પહોંચ્યો." આમ કહીને જ્યોતિસિંહ ચુપકીદીથી ધારણ કરી રતિસુંદરી તરફ જોવા લાગ્યો.

પદ્માવતી:—આ ઘટના ઘણી વિચિત્ર છે; એમાં કાંઇ ગુપ્ત રહસ્ય સમાઇ રહેલું છે એ ચોક્કસ છે.

જ્યોતિ:—મ્હારી માન્યતા એવી છે કે, આજે ઘણી ગુપ્ત વાતોનો પત્તો લાગશે. હવે કોઇ એવી યુક્તિ કરવી જોઇએ કે જેથી આ વિચિત્ર માણસ પોતાની સઘળી સત્ય હકીકત આપણને કહી સંભળાવે.

લક્ષ્મણ:—ત્યારે હવે આપણે એને શુદ્ધિમાં લાવીએ.

જ્યોતિ:—ના ના, હમણાં એને આવી સ્થિતિમાં જ પડી રહેવા દો. પ્રથમ રતિસુંદરીને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરો.

લક્ષ્મણઃ-આપની આજ્ઞા યથાર્થ છે. હુ આપના કહેવા પ્રમાણેજ કરૂં છું.

હવે લક્ષ્મણસિંહ રતિસુંદરીને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો, તથા જ્યોતિસિંહે પદ્માવતીને કહ્યું કેઃ-" જ્યાં સૂધી રતિસુંદરી શુદ્ધિમાં આવે ત્યાં સૂધીમાં તમે આ તરફની તમારી સઘળી હકીકત મ્હને કહી સંભળાવો."

પદ્માવતીએ તત્કાળ જ્યોતિસિંહ સમક્ષ સઘળી હકીકત કહી સંભળાવી. એ સમય દરમ્યાન રતિસુંદરી પણ શુદ્ધિમાં આવી. પદ્માવતી તેના તરફ જોઇને પુછવા લાગીઃ-" કેમ બ્હેન ! હવે તબિયત કેવી છે ?"

રતિઃ-સારી છે.

પદ્માઃ-તું આ વિચિત્ર માણસને જોઇ આવી રીતે ડરી શા માટે ગઇ ? શું તું એને ઓળખે છે ?

રતિઃ-હા, હું એમને ઓળખું છું; પરંતુ અફસોસ ! હું એમનો ખરો ભેદ મ્હારી જીભે કહી શકતી નથી. આ બીચારા વિચિત્ર માણસે કોઇનું કાંઇ નુકસાન કર્યું નથી; છતાં તમે સર્વ એની પાછળ કેમ પડયાં છો ? !

પદ્માઃ-બ્હેન ! તું એનો ભેદ જાણતી હોવા છતાં તે અમારાથી કેમ છુપાવે છે એ હું સમજી શકતી નથી. એની તથા પિશાચપતિની વચ્ચે શી વાતચિત થઈ છે એ શ્રીમાન્ લક્ષ્મણસિંહજીના મુખે તું સાંભળી શકી નથી કે ? આમ હોવા છતાં તું એના તરફ દયા દર્શાવે છે તેથી મ્હને ઘણું આશ્ચર્ય લાગે છે !

રતિઃ-અરેરે ! હવે હું આત્મસંવરણ કરી શકતી નથી. મ્હારા અંતરમાં હવે આજ સુધી ગુપ્ત રહેલા ભેદને છુપાવી રાખવાની શક્તિ

નથી. જે ભેદ મહા સંકટ પ્રસંગે પ્રકાશિત કરવાનો મ્હારો વિચાર હતો તે ભેદનો હું આજે જ સ્ફોટ કરું છું. બ્હેન પદ્માવતિ! વાસ્તવિક રીતે તમે મ્હારાં બ્હેન જ છો; અરે એટલુંજ નહિ પરંતુ તમે મ્હારાં સગાં બ્હેન છો! હું તમારાથી ઉમ્મરે મ્હોટી હોઇ મ્હારું નામ જ લક્ષ્મીદેવી છે!

પદ્માવતીએ આશ્ચર્યચકિત બની જઇ પોતાની વડિલ ભગિનીના કંઠમાં વળગી પડીને ગદ્ગદ કંઠે કહ્યું:-" મ્હારાં વ્હાલાં બ્હેન! શું તમે જ લક્ષ્મીદેવી છો?!"

રતિઃ-હા, અને ખરી રીતે જોવા જતાં આ વિચિત્ર પુરુષ આપણા પિતા છે!

પદ્માઃ- કોણ આપણા પિતા બલભદ્રસિંહ કે ?

રતિઃ-હા, તેઓ જ મ્હારા, તમારા તથા અલકકિશોરીના પિતા છે. બદમાશ માયાવિનીની લુચ્ચાઇથી આપણા પિતાજીને પણ મ્હારી માફક કારાગૃહનું ભીષણ દુઃખ ઘણાં વર્ષ સુધી ભોગવવું પડયું છે. એટલાથી સંતોષ નહિ થવાથી હરામખોર દારોગાએ તેમને જહર આપ્યું હતું; પરંતુ ઇશ્વરે એક મદદગાર મોકલી આપી એ પ્રસંગે તેમના જીવનનું રક્ષણ કર્યું. જો કે તેમના જીવનનું રક્ષણ તો ઇશ્વરકૃપાથી થયું; પરંતુ જહરની જાલિમ અસરથી તેમનું સર્વાંગ એવું વિકૃત થઇ ગયું છે કે, તમે તેમને ઓળખી શકો નહિ. તે સિવાય બીજાં પણ તેમને ઘણાં ગંભીર દુઃખ વેઠવાં પડયાં છે. અરેરે! પુનઃ મ્હારા કાળજામાં દર્દ થાય છે. એ સઘળી મુશ્કેલીઓનું વર્ણન હું કરી શકતી નથી. તમે સઘળી હકીકત પિતાજીને જ પૂછી જોજો. આજે હું પણ ઘણાં વર્ષપશ્ચાત્ એમનું દર્શન કરી શકું છું.

વાચકબંધુઓ! રતિસુંદરીનાં આ વચનોની પદ્માવતીના મન-

પર કેવી અસર થઈ હશે એ આપ સમજી શકો તેમ છે. જ્યોતિ-સિંહની તેમ જ તેજસિંહની કેવી સ્થિતિ થઇ ગઇ હશે તથા લક્ષ્મણ-સિંહને કેટલી બધી લજ્જા ઉત્પન્ન થઇ હશે એની કલ્પના વિચાર-શીલ વાચકબંધુઓએ પોતાના મન સાથે જ કરી લેવી. પદ્માવતી પોતાના પિતાના કંઠમાં વળગી પડીને આક્રંદ કરવા લાગી, જ્યોતિ-સિંહે બલભદ્રસિંહને શુદ્ધિમાં લાવવાનું ઔષધ સુંઘાડયું. વિના વિલંબે તે શુદ્ધિમાં આવી બેઠો થયો તથા આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી ચોતરફ જોવા લાગ્યો. રતિસુંદરી, પદ્માવતી અને અલકકિશોરી નજરે પડતાં જ તેના ધૈર્યનો અંત આવી ગયો તથા તેનાં નેત્રામાં અશ્રુજળ ભરાઇ આવ્યું. તેણે પદ્માવતી તરફ જોઇને કંપિત કંઠે કહ્યું:—“ શું રતિ-સુંદરીએ તમને કાંઇ કહ્યું છે ? તમે જે ભાવથી મ્હારા તરફ જોઇ રહ્યાં છો તે ઉપરથી હું એમ ધારું છું કે, રતિસુંદરી મ્હને ઓળખી ગઇ છે, તથા તેણે મ્હારો સઘળો ભેદ ખુલ્લો કર્યો છે. ”

પદ્માવતીએ ગદ્‌ગદ કંઠે કહ્યું:—“ આપની ધારણા યથાર્થ છે. રતિસુંદરીએ પોતાનો તથા આપનો પરિચય આપેલો હોવાથી હું અત્યંત પ્રસન્ન થઇ છું. ”

બલભદ્ર:—ત્યારે હવે હું મ્હને છુપાવી શકું તેમ નથી. હું પણ એમ સ્પષ્ટ કહી શકું છું કે, હું તમારો ત્રણે બ્હેનોનો દુર્ભાગી પિતા છું. મ્હારા દુશ્મનોના વૈરનો બદલો લેવાના ઉદ્દેશથી બીજા થોડા દિવસ સુધી હું મ્હને પોતાને છુપાવવાને ઇચ્છતો હતો; પરંતુ મ્હારી એ ઇચ્છા પૂર્ણ થઇ નહિ ! પદ્માવતિ ! તું સાચું કહે જોઇએ કે, હું જીવતો હોઇશ એવી કલ્પના સુદ્ધાં કોઇ દિવસ ત્હારા અંતરમાં ઉત્પન્ન થઇ હતી કે ?

પદ્મા:—હું દિલગીરી સાથે કહું છું કે, કેટલાક પિતૃપક્ષ પ્રસંગે

હું આપના નામપર તિલાંજલી પણ આપી ચુકી છું; કેમ કે મ્હને એવા સમાચાર મળ્યા હતા કે, અમારા શિરછત્રરૂપ પિતા અકાળે મરણને શરણ થયા છે તથા એ બનાવ બન્યાને ઘણો સમય થઇ ગયો છે. હશે. ગઇ ગુજરી યાદ કરવાથી કાંઇ લાભ નથી. આજે આપનું આકસ્મિક મિલન થવાથી મ્હને જે અત્યાનંદ થયો છે તેની કલ્પના બીજું કોઇ કરી શકે તેમ નથી.

રતિસુંદરીનામાં હજી સુધી હાલવા ચાલવા જેટલી શક્તિ આવી નહોતી; તેથી બલભદ્રસિંહ ઉઠીને તેની પાસે ગયો. રતિસુંદરી પિતાના કંઠપ્રદેશમાં વળગી પડી આક્રંદ કરવા લાગી. પછીથી અલકકિશોરીએ પણ પિતાને વળગી પડી રુદન કરી કરીને પોતાના હૃદયનો ભાર ઓછો કર્યો. સર્વના અંતરમાં માયાવિની તરફ જે તિરસ્કાર હતો તે હવે ઘણો વધી ગયો. અડધા કલાક સુધી આવી સ્થિતિ રહી અંતે જ્યોતિસિંહે સર્વને સમજાવીને શાન્ત કર્યાં, અને પુનઃ વાતચિત ચાલવા લાગી. લક્ષ્મણસિંહે લજ્જિત બની જઇને બલભદ્રસિંહને ઉદ્દેશીને કહ્યું:— "મહાશય ! અજાણતાં મ્હારાથી જે અપરાધ થયો છે એ માટે આપના ઉદાર હૃદય સમક્ષ હું ક્ષમાયાચના કરું છું."

બલભદ્ર:—એ માટે મ્હને સહજ પણ ખોટું લાગ્યું નથી. વિશેષ આનન્દનો વિષય તો એ છે કે, આપ જેવા બહાદુરોની મદદથી હવે હું જે કાર્ય કરવાને ઇચ્છું તે કરી શકું તેમ છું; છતાં અફસોસ માત્ર એટલો જ છે કે, પિશાચપતિ આપનો પક્ષકાર હોવા છતાં હું તેના અપરાધની તેને કોઇ પણ રીતે ક્ષમા આપી શકું તેમ નથી જ.

જ્યોતિ:—અમને સર્વને ઘણું આશ્ચર્ય લાગે છે તેમ જ અમે કાંઇ સમજી શકતાં નથી કે, પિશાચપતિ સાથે આપની આટલી બધી શત્રુતા કેવી રીતે થવા પામી છે !

બલભદ્રઃ-જ્યોતિસિંહજી! જે પોટલી આપે એક સ્ત્રીની પાસેથી પડાવી લીધી હતી તે હજી સુધી છોડવામાં આવી હોય એમ લાગતું નથી.

જ્યોતિસિંહે એ પોટલી બતાવીને કહ્યું:-"ના, હજી સુધી મ્હેં એ પોટલી છોડી નથી."

બલભદ્રઃ-તેથી જ આપ આમ બોલો છો. ઠીક છે, હવે વિલંબ નહિ કરતાં આપ એ પોટલી છોડો.

પદ્માવતીઃ-આપની સાથે જે સ્ત્રી હતી તે કોણ હતી ?

બલભદ્રઃ-એની હકીકત પણ યથાક્રમે જાણવામાં આવશે. પ્રથમ જ્યોતિસિંહજીને આ પોટલી છોડવા દો.

તત્કાળ જ્યોતિસિંહે એ પોટલી છોડી. આ સમયે માયાસુંદરી, બંસરીબાલા, પદ્માવતી, રતિસુંદરી વગેરેની વચ્ચે જ જ્યોતિસિંહ બેઠેલો હોઇ બલભદ્રસિંહ તેની પાસે જ બેઠો હતો. પોટલીમાંથી શું નીકળે છે એ જાણવા માટે રતિસુંદરી સર્વથી વિશેષ અધીરી બની ગઇ હતી. જેવી જ્યોતિસિંહે પોટલી છોડી કે, તરત જ સર્વની દૃષ્ટિ એમાંની વસ્તુઓ તરફ આકર્ષાઇ.

પોટલીમાંથી ચાંદીની કલમદાન જેવી એક પેટી તથા કાગળોનું એક બંડલ નીકળ્યાં. બલભદ્રસિંહના કહેવાથી જ્યોતિસિંહે એ કાગળોનું બંડલ છોડયું તો એમાં કેટલાક લખેલા કાગળો એક બીજા સાથે સાંધેલા હતા. આ સમયે બલભદ્રે કહ્યું:-આ પત્રો મ્હેં અનુક્રમે સાંધેલા છે; તેથી તેને આપ અનુક્રમે વાંચવા માંડો."

જ્યોતિસિંહે પ્રથમ પત્ર વાંચવા માંડયો. તેમાં આવી હકીકત લખેલી હતીઃ—

" શ્રીયુત રઘુવીરસિંહ !

આપને માલૂમ છે કે, રાણા ગોપાલસિંહનું લગ્ન બલભદ્રસિંહની પુત્રી સાથે થવાનું છે; છતાં આપ કૃપા કરીને એવો કોઇ પ્રયત્ન કરો કે જેથી એ લગ્નસંબંધ તૂટી જાય, અને તેને બદલે મ્હારી પુત્રી સુંદરનું લગ્ન રાણા ગોપાલસિંહજી સાથે થાય. જો આમ થશે તો જીવનપર્યંત હું આપના ઉપકારને સ્મરણમાં રાખીશ, તથા આપ જેમ કહેશો તેમ કરીશ. આપના સ્નેહસંબંધપર સંપૂર્ણ વિશ્વાસ હોવાથી આપ આ કાર્ય કરશો જ એવી ખાત્રીથી મ્હેં આ પત્ર આપને લખ્યો છે. મ્હારા સરખી કાર્યસેવા ફરમાવી સ્નેહભાવમાં વૃદ્ધિ કરશો.

લિ૦ નિરંતર સ્નેહાધીન સ્વરૂપસિંહ. "

આ પ્રથમ પત્ર* વંચાઇ રહ્યો એટલે બલભદ્રસિંહે કહ્યુઃ-" હ્યો, પ્રથમ પત્ર પૂર્ણ થયો છે."

રતિસુંદરીએ પૂછ્યું:-" રઘુવીરસિંહ કોનું નામ છે ?"

જ્યોતિસિંહે આ પ્રશ્નના ઉત્તરમાં કહ્યું:-" પિશાચપતિનું નામ જ રઘુવીરસિંહ છે તથા કૃષ્ણલાલ તેનો પુત્ર થાય છે." આવો ઉત્તર આપી બલભદ્રસિંહ તરફ જોઇને તેણે પૂછ્યું: " માયાવિનીના પિતાનું નામ જ સ્વરૂપસિંહ છે કે ?"

બલભદ્રઃ-જી હા; વળી માયાવિનીનું ખરૂં નામ સુંદર છે.

જ્યોતિસિંહે બીજો પત્ર વાંચવા માંડયો. તેમાં આવી હકીકત લખેલી હતીઃ—

" પરમ સ્નેહી સ્વરૂપસિંહ !

આપનો પત્ર યથા સમયે પ્રાપ્ત થયો છે. જે કાર્ય કરવા માટે આપે મ્હને લખી જણાવ્યું છે તેનો પ્રયત્ન હું કરૂં છું; કિન્તુ આ

કાર્યમાં ઘણી મહેનત વેઠવી પડશે. ખુલ્લી રીતે આપની પુત્રીનું લગ્ન રાણા ગોપાલસિંહ સાથે થાય એ સર્વથા અસંભવનીય છે; કેમકે આપની પુત્રી વિધવા છે એ ગોપાલસિંહ સારી રીતે જાણે છે. જો રાણા ગોપાલસિંહનો દારોગો આપણને મળી જાય તો આ કાર્ય થઇ શકે તેમ છે; કિન્તુ એ વિષયમાં અડચણ એટલી જ છે કે, દારોગો દ્રવ્યલોભી છે અને આપ ગરીબ છો.

લિ. સ્નેહાધીન રઘુવીરસિંહ."

આ પત્ર વંચાઇ રહ્યો એટલે લક્ષ્મણસિંહના મુખમાંથી સ્વાભાવિક રીતે જ એવા ઉદ્ગાર નીકળી પડયા કે, "વાહ વાહ ! પિશાચપતિ તો સાક્ષાત માનવવેષધારી શયતાન હોય એમ જ લાગે છે. આ સઘળા કાંટા એણે જ વાવ્યા હોય એવો ભાસ થાય છે !"

પદ્માવતીઃ-પરંતુ મ્હને અફસોસ એટલા માટે જ થાય છે કે, આપ તેને આપણા પક્ષમાં રાખવાની પ્રતિજ્ઞા કરી ચુક્યા છો.

બલભદ્રઃ-હું ખાત્રીપૂર્વક કહું છું કે, થોડા સમય પછી લક્ષ્મણસિંહને પોતે કરેલી પતિજ્ઞા માટે ઘણો પશ્ચાત્તાપ થશે.

અલકઃ-જેમ થવાનું હશે તેમ થશે. જ્યોતિસિંહજી! હવે આપ ત્રીજો પત્ર વાંચો.

બલભદ્રઃ-પિશાચપતિના પત્રનો સ્વરૂપસિંહે શો ઉત્તર આપ્યો હતો એ મ્હને માલૂમ નથી. કેમ કે, એ પત્ર મ્હારા હાથમાં આવ્યો નથી આ ત્રીજો પત્ર પણ પિશાચપતિનો લખેલો છે.

જ્યોતિસિંહ ત્રીજો પત્ર વાંચવા લાગ્યો. એમાં લખ્યું હતું કેઃ-

"પરમ સ્નેહી સ્વરૂપસિંહ !

આપે એમ લખ્યું છે કે, ' જો કે સુંદર વિધવા હોઇ તેની ઉમ્મર મ્હોટી છે; છતાં તે ઠીંગણી હોવાથી મ્હોટી ઉમ્મરની લાગતી

નથી.’ પરંતુ બીજી કેટલીક બાબતો એવી છે કે, તે બીજું કોઇ કદાચ ન જાણી શકે તો પણ જેની સાથે તેનું લગ્ન થશે તે જરૂર જાણી શકશે. આવી પરિસ્થિતિ હોવાથી આ વિષયમાં સહાયતા કરવા માટે ગોપાલસિંહનો દારોગો ડરે છે; છતાં મ્હેં તેને એવી મ્હોટી લાલચો આપી છે કે તે ભોળવાઇ જઇ સહાયતા કરવાને કબૂલ થયો છે. આમ હોવાથી આ લગ્ન જાહિર રીતે નહિ કરતાં લગ્નનો જે દિવસ નક્કી થશે તે દિવસે જ આપણે કોઇ અદ્‌ભુત યુક્તિ ચલાવી કાર્યોદ્ધાર કરીશું. આજથી સાતમા દિવસે અર્થાત્ આવતા ગુરુવારે સ્હાંજે દારોગાના મહાલયમાં જઇ આપ તેમને મળજો. હું પણ એ સમયે ત્યાં આવીશ, સઘળી ગોઠવણ આપણે ત્રણે જણા રુબરુમાં નક્કી કરીશું.

લિ. સ્નેહાધીન રઘુવીરસિંહ.”

આ પત્ર વંચાઇ રહ્યા એટલે પદ્માવતી બોલી ઉઠીઃ—“પિશાચપતિએ આવાં પૈશાચિક કાર્યો કર્યાં હશે એવી કલ્પના પણ કદાપિ મ્હારા અંતરમાં ઉપજી નહોતી. તેણે તો માત્ર એટલું જ કહ્યું હતું કે, તે મહારાણા વીરસિંહજીનો ગુન્હેગાર હોઇ તેના ગુન્હાના પુરાવાઓ કિંવા પ્રમાણપત્રો માયાવિની તથા મનોરમાની પાસે છે. મ્હેં તેના કહેવાપર વિશ્વાસ મૂકી એને બની શકતી સહાયતા કરીને એ પ્રમાણપત્રોનો નાશ કર્યો છે. વળી માયાવિનીએ તથા મનોરમાએ શા માટે તેના અપરાધનાં પ્રમાણો મેળવ્યાં હશે તત્સંબંધી પહેલાં હું કોઇ પણ પ્રકારના નિર્ણયપર આવી શકી નહોતી; પરંતુ હવે એ ભેદ મ્હારા જાણવામાં આવ્યો છે ! રાણા ગોપાલસિંહજી અને લક્ષ્મીદેવી વિરુદ્ધ કરવામાં આવેલા કારસ્થાનમાં પિશાચપતિનો પણ હાથ હતો, તથા એ માટે પિશાચપતિ અને દારોગો જ નહિ; પરંતુ માયાવિની સુદ્ધાં

ડરતી હતી. પિશાચપતિ તેમ જ દારોગાદ્વારા પોતાનો ગુપ્ત ભેદ ખુલ્લો ન થઇ જાય એ માટે તે ઘણી સાવધાનતા રાખતી હતી. રાણા ગોપાલસિંહજીને કેદ કર્યા પછી તેનો ભય વધી ગયો હતો, અને પિશાચપતિએ તેને ભય દર્શાવી તેની પાસેથી પૈસા કઢાવવાનો પ્રયત્ન કર્યો હશે. વસ્તુસ્થિતિ આવી હશે તેથી જ પિશાચપતિને પોતાના પંઝામાં રાખવા માટે માયાવિનીએ તેના અપરાધનાં પ્રમાણો મેળવ્યાં હશે. અરેરે ! જો આ સઘળા ભેદની મ્હને માહિતી હોત તો એ નરાધમને હું કોઇ પણ પ્રકારની સહાયતા કરત નહિ."

"પરંતુ હમણાં તો તે પ્રમાણિકતાથી આપણાં કાર્યો કરે છે; જેથી તેને યથોચિત પુરષ્કાર પ્રાપ્ત થવો જોઇએ !" લક્ષ્મણસિંહે કહ્યું.

"કદાપિ નહિ, એ શયતાન કોઇ પણ રીતે ક્ષમાપાત્ર નથી !" અલકે પોતાનો આંતરિક ક્રોધ શબ્દોદ્વારા વ્યક્ત કર્યો.

"પરંતુ એને હવે પોતાનાં ભૂતકાળનાં ભયંકર કુકર્મોનો અત્યંત પશ્ચાત્તાપ થાય છે !" લક્ષ્મણસિંહે કહ્યું.

"સઘળી હકીકત જણાવવામાં આવ્યા પૂર્વે આવા પ્રકારનો વાદ-વિવાદ કરવો ઉચિત નથી. હજી તો એ અધમાધમનાં ભીષણ કાર-સ્થાનોની કાંઇ હકીકત જાણવામાં આવી નથી. બાકી રહેલા પત્રો વાંચી જોયા પછી જ્યારે આ ચાંદીની પેટી ઉઘાડવામાં આવશે ત્યા-રેજ પિશાચપતિને કેવી ભયંકર શિક્ષા કરવી તેનો નિર્ણય સહેલાઇથી કરી શકાશે." બલભદ્રસિંહે વાદવિવાદ અટકાવવાના ઉદ્દેશથી કહ્યું.

હવે રતિસુંદરી કહો કિંવા લક્ષ્મીદેવી કહો, તે એક ગાઢ નિશ્વાસ મૂકી ગંભીરતાથી આ સઘળી વાતચિત સાંભળી રહી હતી. લજ્જાની વિશેષતાથી તે પોતાના પિતા સમક્ષ આ સમયે એક પણ શબ્દનો ઉચ્ચાર કરી શકતી નહોતી; કિન્તુ પિશાચપતિપર તેને

એટલો બધો ક્રોધ ઉપજ્યો હતો કે, તેનું મન સર્વથા અસ્થિર થઇ ગયું હતું. તેના કહેવાથી જ્યોતિસિંહ ચતુર્થ પત્ર વાંચવા લાગ્યોઃ-

" પરમ સ્નેહી સ્વરૂપસિંહ !

વિ. વિ. કે, ઘણા કાળથી આપને પત્ર લખી શક્યો નથી એ માટે આપ ચિંતા કરશો નહિ. બલભદ્રસિંહ તેમજ લક્ષ્મીદેવીના જીવનનો અંત લાવવા માટેનો મ્હારો પ્રયાસ ચાલુ જ છે; પરંતુ એ કાર્યમાં હજી હું સફળતા મેળવી શક્યો નથી; કેમ કે, બલભદ્રસિંહ પોતે બહુરૂપી હોવા ઉપરાંત રાણા ગોપાલસિંહજીની આજ્ઞાનુસાર બિહારીસિંહ અને હરનામસિંહ આજકાલ એના ઘરની સંભાળ રાખે છે. હશે, ચિંતા નહિ; જુઓ તો ખરા કે શું થાય છે! મ્હેં બલભદ્રસિંહની પાડોશમાં મીઠાઇની એક દુકાન કાઢી છે, તથા સારા સારા કંદોઇઓને નોકર તરીકે રાખ્યા છે. કેટલીક મીઠાઇમાં દારોગા મહાશયે આપેલું અદ્ભુત જહર મ્હેં ભેળવી દીધેલું છે. એ જહર ખાવામાં આવ્યાથી માણસનું એકદમ મૃત્યુ નહિ થતાં તે થોડા મહિના સુધી બીમાર રહીને પોતાની જીવનલીલા પૂર્ણ કરે છે. વળી જહર ખાનારનું શરીર ફૂટી નીકળે છે અને રોગીએ જહર ખાધું હોય એવી કલ્પના સુદ્ધાં વૈદ્ય કિંવા હકીમના અંતરમાં ઉત્પન્ન થાય તેમ નથી. મ્હેં બલભદ્રસિંહના ઘરની દાસીઓ તથા નોકરો સાથે સંબંધ કરી લીધો છે. એ લોકો ગમે એટલી સાવધાનતા રાખશે તો પણ એક દિવસે મ્હારી તૈયાર કરેલી વિષમિશ્રિત મીઠાઇ બલભદ્રસિંહના પેટમાં અવશ્ય જશે જ. આપની પુત્રી ઘણી હોશિયાર છે. તે સુજાનના ઘરમાં ઘણી સારી રીતે રહે છે. સુજાન તેને પોતાની ભત્રિજી તરીકે ઓળખાવે છે. ગોપાલસિંહનો વૃદ્ધ પિતા ઘણો ધુર્ત્ત તેમજ શયતાન છે. દારોગા મહાશય એના અસ્તિત્વનો નાશ કરવાનો પ્રયત્ન કરે છે.

ધીરજ ધારણ કરજો; ગભરાશો નહિ. આપણું ઇચ્છિત કાર્ય અવશ્ય થઇ જશે. આજથી હું મ્હારું નામ બદલું છું. હવે મ્હને પિશાચ-પતિના નામથી બોલાવજો હાલ એજ.

લિ. પરિચિત પિશાચ."

આ પત્રની હકીકત જાણવામાં આવતાં સર્વના મનપર ઘણી અસર થઇ. લક્ષ્મણસિંહનાં નેત્રો પણ ક્રોધથી લાલચોળ બની ગયાં, તથા તેનું સર્વાંગ કંપવા લાગ્યું. જ્યોતિસિંહથી બોલી જવાયું:-" એ બેઇમાન દુષ્ટની આટલી બધી બદમાશી !! "

તેજસિંહ:-ખરેખર, એક રાક્ષસ કરતાં પણ અધમ છે !!

અલક:—આ સમયે હું ધૈર્ય ધારણ કરી શકતી નથી. એ નરાધમ હમણાં જો અત્રે હાજર હોત તો તેના લોહીને રેડી હું મ્હારા ક્રોધાગ્નિને કાંઇક અંશે શાન્ત કરત !

પદ્માવતી:—એ કમબખ્તે એવાં ભીષણ કાર્યો કર્યાં છે કે, જો તેને તેની જીવિત સ્થિતિમાં કૂતરાં કરડાવી તેના જીવનનો અંત લાવવામાં આવે તો તે પણ તેને માટે એ સજા પુરતી ગણાય નહિ !

બલભદ્ર:—ઠીક છે. હું એને જીવથી મારી નહિ નાખતાં, એવું કાર્ય કરીશ કે જેથી મ્હારું હૃદય શાન્ત થાય !

લક્ષ્મણ:—હમણાં તો એણે આપણા પક્ષમાં મળી જાય એવાં કાર્યો બજાવ્યાં હતાં કે, આપણે તેને આપણો પરમ સહાયક સમજી તેનાપર પ્રસન્ન રહેતાં હતાં.

બલભદ્ર:—ના ના, એ એવો ભયંકર કાળો સર્પ છે કે, જેના દંશનો કોઇ મંત્ર જ નથી. થોડા દિવસ આપના પક્ષમાં રહીને કદાચ પાછો એ પાપપ્રતિમા માયાવિનીને પણ મળી જાત; એ કાર્ય એણે કયારનુંય કર્યું હોત; પરંતુ જ્યારથી હું તેની નજરે પડયો છું

તેમ જ હું મરી નહિ જતાં જીવતો છું એમ તેને માલૂમ પડયું છે ત્યારથી તેનું ચિત્ત સ્થિર નથી. તે ગભરાઇ ગયો છે, તથા પોતાનો બચાવ કેવી રીતે કરવો એ વિષયની જ ચિંતા કર્યા કરે છે. જ્યોતિસિંહજી! આગળ વાંચો જોઇએ.

જ્યોતિસિંહ પાંચમો પત્ર વાંચવા લાગ્યોઃ—

" બાળસ્નેહી સ્વરૂપસિંહ !

આપની ભાગ્યદેવી આપનાપર અત્યંત સુપ્રસન્ન હોય એમ જ લાગે છે. રાણા ગોપાલસિંહનો વૃદ્ધ પિતા ઘણો દુરાગ્રહી અને જીદ્દી સ્વભાવનો હતો. તે પોતાનું ધાર્યું જ કરતો હતો. જો તે જીવતો રહ્યો હોત તો લક્ષ્મીદેવીનું લગ્ન ગોપાલસિંહ સાથે અવશ્ય થઇ ગયું હોત; કેમ કે તે બલભદ્રસિંહનું ઘણું માન રાખતો હતો. બલભદ્રસિંહ ઉચ્ચ કુળનો છે, તથા એ વૃદ્ધ જાતભાત તરફ મુખ્યત્વે કરીને વિશેષ ધ્યાન રાખતો હતો. હશે, આજે હું આપને ઘણી આનંદજનક વધાઇ આપું છું. મ્હારો તથા દારોગા મહાશયનો આજ સુધીનો સકળ પરિશ્રમ સફળ થયો છે તથા ગોપાલસિંહનો વૃદ્ધ પિતા જહન્નમનો મુસાફિર બની ગયો છે. આ આપણો મ્હોટામાં મ્હોટો કંટક દૂર થયો છે. પિતૃશોકને લીધે હવે એક વર્ષ સુધી ગોપાલસિંહનું લગ્ન મુલતવી રહેશે, તથા એ સમય દરમ્યાન આપણે જે ધારીશું તે કરી શકીશું.

લી. પરિચિત પિશાચ. "

આ પત્ર વાંચી રહેતાંની સાથે જ જ્યોતિસિંહનાં નેત્રોમાંથી અશ્રુબિંદુઓ ટપકવા લાગ્યાં, તથા તેણે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યુંઃ—" અફસોસ! રાણા ગોપાલસિંહજીના પિતા આ નરપિશાચોની પ્રપંચજાળનો ભોગ થઇ પડી પરલોક પ્રયાણ કરી ગયા છે એ પ્રકાર આજ સુધી કોઇના જાણવામાં આવ્યો નહોતો ! એ બીચારા ઘણા લાયક હતા ! ! "

અત્યાર સુધી રતિસુંદરી મહા મુશ્કેલીથી ધૈર્ય ધારણ કરી રહી હતી; પરંતુ આ પત્રની હકીકત સાંભળવામાં આવતાં તેનું ધૈર્ય દૂર થઈ ગયું, તથા સર્વની દૃષ્ટિ ચુકાવીને તેણે પોતાનાં નેત્રોમાં ભરાઇ આવેલા અશ્રુજળને સ્વચ્છ કર્યું. માયાસુંદરી, બંસરીબાલા, અલકકિશોરી પદ્માવતી તથા અન્ય સર્વનું અંતર પણ કંપી ઉઠયું હતું, તથા પિશાચ-પતિની પૈશાચિક પ્રતિમા જાણે કે તેમની પાસે જ ઉપસ્થિત થયેલી હોય એવો ભાસ થયો હતો. જ્યોતિસિંહ હાથમાંના સઘળા પત્રોનું બંડલ નીચે મૂકી દઇ આત્મસંવરણ કરવાના વિચારથી ચોતરફ આવેલા પહાડી પ્રદેશનું વિષાદપૂર્ણ વદને દર્શન કરવા લાગ્યો. થોડા સમય સુધી સર્વ મૌનાવલંબન કરી બેસી રહ્યાં. પછીથી જ્યોતિસિંહ પત્રોનું બંડલ ઉંચકી લઇ આગળ વાંચવા લાગ્યોઃ-

" મ્હારા ભાગ્યશાળી સ્નેહી સ્વરૂપસિંહ !

મ્હારી તૈયાર કરેલી વિષમિશ્રિત મિઠાઇ આજે બલભદ્રસિંહના ઘરમાં પહોંચી છે. આ પ્રકારનું જે પરિણામ આવશે તે હું આપને મ્હારા હવે પછીના પત્રમાં લખી જણાવીશ. વાસ્તવિક રીતે તમે ભાગ્યશાળી જ છો.

લિ. પરિચિત પિશાચ. "

પદ્માવતી બોલી ઉઠીઃ-" કમબખ્ત ! ત્હારું સત્યાનાશ થઇ જાઓ. "

અલકઃ-શું આવો ભયંકર માણસ આપણી સાથે રહેવાને લાયક છે ? !

રતિસુંદરીએ જ્યોતિસિંહને ઉદ્દેશીને ગદ્‌ગદ કંઠે કહ્યુંઃ-"અરેરે ! મ્હારો જીવ ઘણો ગભરાય છે. હું મ્હારા બન્ને હાથ જોડું છું. હવે પછીનો પત્ર આપ કૃપા કરીને સત્વર વાંચો કે જેથી એ વિશ્વાસ-

ઘાતકની મીઠાઇનું શું પરિણામ આવ્યું તે માલૂમ પડે ! ”

જ્યોતિસિંહ બીજો પત્ર વાંચવા લાગ્યોઃ-

“ શ્રીમાન્ બંધુ સ્વરૂપસિંહ !

એ જાણીને આપને આનંદ થશે કે, મ્હારી મીઠાઇ ખાવામાં આવ્યાથી લક્ષ્મીદેવીની માતા, લક્ષ્મીદેવીનો ન્હાનો ભાઇ અને બે દાસીઓ મૃત્યુ પામી છે. બલભદ્રસિંહ તથા તેની ત્રણ પુત્રીઓ, મીઠાઇ નહિ ખાવાથી બચી ગયાં છે; પરંતુ તેથી ચિંતા કરવાનું કારણ નથી; કેમ કે, કોઇ પણ કાર્ય પ્રયત્નને અસાધ્ય છે જ નહિ. વળી ફરીથી જોઇ લેવાશે.

લિ. પરિચિત પિશાચ.”

આ પત્રની હકીકત જાણવામાં આવતાં સર્વનાં નેત્રોમાંથી અશ્રુ-ધારાઓની વૃષ્ટિ થવા લાગી. પદ્માવતી, અલકકિશોરી તથા લક્ષ્મી-દેવી તો ઉચ્ચ સ્વરે હૃદયવિદારક આક્રંદ કરવા લાગી. લક્ષ્મીદેવી ગદ્ગદ કંઠે તથા સજળનયને કહેવા લાગીઃ-“ અરેરે ! હવે મ્હને બાલ્યાવસ્થામાં બનેલા સઘળા બનાવ યાદ આવે છે. એ સમય મ્હારાં નેત્રો સમક્ષ ફરે છે. ઉપરોક્ત ભીષણ પ્રસંગે મ્હારા ઘરમાં વૈદ્યોનું મંડળ એકઠું થયું હતું. મ્હારી મમતામયી માતા, પ્રાણાધિક પુત્રના મૃતદેહપર પછાડા ખાતી હતી. અંતે એ બીચારી પણ કપટીઓના કારસ્થાનનો ભોગ થઇ પડી, તથા રડી રડીને વારંવાર એના જીવન-હીન દેહને વળગી પડતાં હતાં. અમારા પિતા વિષાદવદને અમારૂં સાંત્વન કરતા હતા. એ બદમાશને માટે એવી કોઇ પણ સજા છે, કે જે તેના અપરાધને માટે યોગ્ય ગણાય ? ! ”

માયાસુંદરીએ સજળ નયને કહ્યુંઃ-“ ના ના-એવી કોઇ પણ સજા છે જ નહિ.”

પદ્માવતીઃ—અરેરે ! મ્હારા હૃદયમાં દારુણ દર્દ ઉત્પન્ન થયું છે. આ હું કયા દુષ્ટનું જીવનચરિત્ર સાંભળું છું ? થયું, હવે મ્હારામાં વિશેષ હકીકત સાંભળવાનું સામર્થ્ય નથી. હાય હાય ! આવો રાક્ષસી અત્યાચાર ! આવો પૈશાચિક જુલ્મ ! !

તેજસિંહઃ—પિતાશ્રી ! આપ કૃપા કરીને હવે પત્ર વાંચવાનું કાર્ય મુલતવી રાખો.

જ્યોતિસિંહઃ—ખરું છે, હમણાં હું પણ વિશેષ હકીકત વાંચી શકું તેમ નથી.

આમ કહી કાગળોનું બંડલ વાળીને જ્યોતિસિંહે તે યથા સ્થળે મૂકી દીધું અને ત્યાર પછી તે સર્વેનું સાંત્વન કરવા લાગ્યો. જ્યોતિસિંહનો સંકેત થવાથી લક્ષ્મણસિંહ તથા તેજસિંહ ખાદ્યસામગ્રીની વ્યવસ્થા કરવામાં રોકાયા.

આજે કોઇની ખાવાપીવાની ઇચ્છા નહોતી; પરંતુ જ્યોતિસિંહના સમજાવવાથી સર્વેએ ભાવે અભાવે થોડું થોડું ખાઇ લીધું. પછી જ્યોતિસિંહે કહ્યુંઃ—"હવે આપણે તળાવવાળા અજાયબઘરમાં જવું જોઇએ."

બલભદ્રસિંહે કહ્યુંઃ—"બરાબર છે. હવે અહીં રોકાવામાં કલ્યાણ નથી. અજાયબઘરમાં ગયા પછી જે વાંચવું તેમ જ જોવું હશે તે વાંચી તેમ જ જોઇ શકાશે."

પદ્માવતીઃ—મ્હારો પણ એવો જ અભિપ્રાય છે. લક્ષ્મણસિંહજીને હું કહી ચુકી છું કે, જો હું અજાયબઘરમાં હાજર હોત તો દુશ્મનો આપણું કાંઇ બગાડી શકત નહિ; પરંતુ લલાટલિપિને મિથ્યા કોણ કરી શકે ? ચિંતા નહિ, અજાયબઘરના તળાવને સહેલાઇથી હું સાફ કરી શકું તેમ છું.

આમ કહીને પદ્માવતીએ તળાવના મધ્ય ભાગમાં આવેલા અ-જાયબઘરનો ઘણો ખરો ભેદ જ્યોતિસિંહ સમક્ષ જાહિર કર્યો, તથા એ તળાવ કેવી રીતે સાફ થઈ શકે છે એ પણ તેને જણાવી દીધું. અંતે સર્વેએ એવો નિશ્ચય કરી લીધો કે, માત્ર એક જ કલાકમાં આ સ્થાનનો ત્યાગ કરી અજાયબ ઘરમાં જવું જોઈએ.

## પ્રકરણ ૭ મું.

### પિશાચપતિ કારાગૃહમાં.

સૂર્યોદયનો અત્યંત મનોહર સમય હતો. બાળસૂર્યનાં વિવિધ-રંગી નયનરંજક કિરણોનો પ્રકાશ પહાડોનાં શિખરોપર, વૃક્ષોની ડાળીઓપર અને મકાનોના ઉર્ધ્વ ભાગપર ફેલાઈ રહેલો હતો. આવા સમયે તારાસિંહ અને સુંદરસિંહ પોતાની સાથે નિમકહરામ ભગવાનીને લઈ અજાયબઘર તરફ જતા હતા. પિશાચપતિ પણ તેમની સાથે હતો. તે તથા ભગવાની નીચું જોઈને ચાલ્યા કરતાં હતાં. પિશાચપતિના મ્હોંપર ઉદાસી તથા ભગવાનીના મ્હોંપર મલિનતા જોવામાં આવતી હતી. રતિસુંદરીનો ભાગ્યનો ભેદ ખુલ્લો થઈ ગયો છે તથા બલભદ્રસિંહે સર્વને પોતાનો પરિચય આપ્યો છે એમ હજી પિશાચપતિ જાણી શક્યો નહોતો. તે તો પોતાના મન સાથે એમ જ વિચારતો હતો કે, રતિસુંદરી તેના પિતાને ઓળખી શકશે નહિ, બલભદ્રસિંહ પોતાનો પરિચય હમણાં કોઈને આપશે નહિ, તથા લક્ષ્મણસિંહ તેની પ્રતિજ્ઞાનુસાર પોતાના સઘળા ભેદને ગુપ્ત રાખવાનો પ્રયત્ન કરશે! તેની માન્યતા આવી હોવાથી જ

તે તદ્દન નિરાશ નહિ બની જતાં ગુપચુપ તારાસિંહ તથા સુંદરસિંહની સાથે પદ્માવતીને મળવા માટે જતો હતો. તે પોતાના વિચારોમાં એટલો બધો લીન થઇ ગયો હતો કે આસપાસ દૃષ્ટિ ફેરવતો નહિ. અજાયબઘર પાસે જઇ પહોંચતાં તારાસિંહે પિશાચપતિને ઉદ્દેશીને કહ્યું:—"જુઓ, અજાયબઘર જોવામાં આવે છે તથા તેમાં કેટલાંક માણસો ફરતાં પણ નજરે પડે છે. શ્રીમતી પદ્માવતી વગેરેએ ત્યાં મુકામ કર્યો હોય એમ જ લાગે છે. ચબૂતરાના દક્ષિણ તરફના ખુણામાં ઉભા રહીને મ્હારા કાકા જ્યોતિસિંહજી આ તરફ જોઇ રહ્યા છે!"

આ જ્યોતિસિંહનું નામ સાંભળવામાં આવતાં પિશાચપતિ ચમકી ઉઠયો, તથા તેના અંતરમાં એક નવી શંકાનો સંચાર થયો. તેનું મ્હોં વિશેષ મલિન બની ગયું. કંપતો કંપતો તે ધીમે પગલે ચાલવા લાગ્યો. અજાયબઘર પાસે ઉપસ્થિત થતાં પિશાચપતિએ લક્ષ્મણસિંહ અને તેજસિંહને બ્હાર આવી પોતાના તરફ તિરસ્કારયુક્ત દૃષ્ટિથી જોઇ રહેલા જોયા. તળાવ પાસે ઉપસ્થિત થઇ ભગવાનીએ તળાવની માટીને ચૂના થઈ ગયેલી જોઇ. તળાવ તદ્દન સ્વચ્છ બની ગયું હતું, તથા તેમાં બિલ્લોરી કાચના જેવું નિર્મળ જળ ભરાઇ ગયેલું હતું. ભગવાની ઘણું આશ્ચર્ય પામીને તળાવના જળ તરફ તથા અજાયબઘર તરફ જોઇ રહી.

તેજસિંહ તેમને ત્યાં ઉભાં રહેવાનો ઇશારો કરી મકાનમાં ગયો, તથા થોડા સમય પછી બ્હાર નીકળી નૌકામાં બેસીને કિનારે આવ્યો. પછી ચારે જણાંને નૌકામાં બેસાડીને તે તેમને અજાયબઘરમાં લઇ ગયો.

સુંદરસિંહ અને ભગવાનીની એવી માન્યતા હતી કે, અજાયબઘરમાં કોઇ પણ પ્રકારનો સરસામાન નહિ હોય. પાણી પીવા માટે લોટો તથા પ્યાલો સુદ્ધાં નહિ હોય એવી તેમની ધારણા હતી; કિન્તુ

આ સમયે અજાયબઘરમાં જે સરસામાન તેમના જોવામાં આવ્યો તે પ્રથમના કરતાં ઘણો મૂલ્યવાન્ તેમજ વિશેષ હતો. આનું ખરું કારણ એ હતું કે, દુશ્મનો માત્ર તેમના જોવામાં જે સરસામાન આવ્યો હતો તે જ લઇ ગયા હતા; કિન્તુ આ મકાનનાં ભોંયરાં તથા ઓરડીઓ વિશે તેઓ કાંઇ જાણતા નહોતા. એ ગુપ્ત સ્થળોએ સર્વ પ્રકારનો આવશ્યકીય મૂલ્યવાન્ સરસામાન પડેલો હતો. એ સઘળો સરસામાન કાઢીને હમણાં પદ્માવતીએ અજાયબઘરને પ્રથમના કરતાં વધારે સારી રીતે સુસજ્જિત બનાવી દીધું હતું. નાસી ગયેલાં માણસોમાંથી બે સિપાહીઓ અને બે નોકરો પણ આવી ચઢયા હતા; તેઓ નાસી ગયા પછી છુપાઇ રહીને આ મકાનની ખબર લેતા હતા.

તારાસિંહ, સુંદરસિંહ, ભગવાની તથા પિશાચપતિને જે ઓરડામાં માયાસુંદરી, બંસરીબાલા, લક્ષ્મીદેવી, પદ્માવતી, અલકકિશોરી અને બલભદ્રસિંહ વગેરે બેઠાં હતાં એ ઓરડામાં લઇ જવામાં આવ્યાં. માયાસુંદરી, બંસરીબાલા અને લક્ષ્મીદેવી સુંદર ગાદીઓપર આડી પડેલી હતી.

બલભદ્રસિંહને તેના અસલ સ્વરૂપમાં જોતાં જ પિશાચપતિ ચમકી ઉઠી બે પગલાં પાછળ હઠી ગયો; પરંતુ તેની પાછળ ઉભેલા તેજસિંહે તેને રોકી રાખ્યો. બલભદ્રસિંહને તેના અસલ સ્વરૂપમાં જોતાં પિશાચપતિના મનમાં એવો દૃઢ વિશ્વાસ ઉત્પન્ન થયો કે, તેનો સઘળો ભેદ ખુલી ગયો છે. આ સમયે પેલી ચાંદીની પેટી તથા પત્રોનું બંડલ કે જે તેનાં ભૂતકાળના રાક્ષસી કાર્યોનાં પ્રમાણ હતાં તે પણ પદ્માવતી પાસે પડી રહેલાં તેના જોવામાં આવ્યાં. પિશાચપતિ આ પ્રસંગે ભયભીત તેમ જ દિઙ્મૂઢ બની ગયો. સર્વ તેના તરફ ક્રોધ તથા તિરસ્કારસૂચક દૃષ્ટિથી જોઇ રહ્યાં હતાં. થોડા સમય પછી

નિસ્તબ્ધતાનો ભંગ કરીને બલભદ્રસિંહે કહ્યું:-" પિશાચપતિ ! ત્હારા ભેદને થોડા વધારે દિવસ સૂધી હું છુપાવી શકયો નથી એ માટે મ્હને ઘણો જ અફસોસ થાય છે."

લક્ષ્મણ:—જે પોટલીમાં શ્રીમતી રતિસુંદરીનું ભાગ્ય છુપાઇ રહેલું હતું તથા જે ભાગ્યનો ભેદ ખુલ્લો પડી ગયો છે તે ભેદભરેલા ભાગ્યની પોટલી વાસ્તવિક રીતે શ્રીમાન્ જ્યોતિસિંહજીના હાથમાં જ આવી ચઢી હતી.

બલભદ્ર:—જે બહાદુર ગુરખાવાળાએ ત્હારી દૃષ્ટિ સમક્ષ મ્હારો પરાજય કર્યો હતો તે બીજા કોઇ નહિ પરંતુ શ્રીમાન્ જ્યોતિસિંહ-જી જ હતા.

પિશાચિપતિની વ્યાકુળતા પ્રત્યેક ક્ષણે વૃદ્ધિંગત થતી હતી. છેવટે આત્મસંવરણ નહિ કરી શકાયાથી તે એક હાય પોકારીને જમીનપર પછડાયો તથા તત્કાળ બેશુદ્ધ બની ગયો.

જ્યોતિસિંહે કહ્યું:—" પાપકર્મોનું પરિણામ આવું પ્રાણહારક જ આવે છે."

લક્ષ્મણ:-મ્હને લાગે છે કે, તે પોતાનો પ્રાણ ત્યાગશે યા તો અહીંથી પલાયન કરી જવાનો પ્રયત્ન કરશે.

બલભદ્ર:—હા, જો એની એક વ્હાલામાં વ્હાલી વસ્તુ મ્હારા કબ્જામાં ન હોત તો તે પોતાના પ્રાણનો ત્યાગ કરત કિંવા પલાયન કરી જવાનો પ્રયત્ન કરત; પરંતુ હવે તે એમાંનું કાંઇ કરી શકે તેમ નથી.

પદ્માવતી:—એવી કયી વસ્તુ છે ?

બલભદ્ર:—અધીરી ન બની જા. યથાપ્રસંગે એ ભેદ પણ ખુલ્લો થશે.

જ્યોતિઃ—ત્યારે હવે એની કેવી વ્યવસ્થા કરવી એ સંબંધી આપ આપનો અભિપ્રાય દર્શાવો.

બલભદ્રઃ—એને આવી સ્થિતિમાં જ તળાવની બ્હાર મૂકી આવો. શુદ્ધિમાં આવ્યા પછી એ પોતાને જ્યાં જવું હશે ત્યાં ચાલ્યો જશે.

આ સમયે પદ્માવતીએ જ્યોતિસિંહને પૂછ્યું:–"એનો પુત્ર કૃષ્ણલાલ આજકાલ ક્યાં છે એ આપ જાણો છો કે?"

જ્યોતિસિંહે ઉત્તર આપ્યો:–ના, એ સંબંધી હું કાંઇ જાણતો નથી."

પદ્માવતીઃ–એને માત્ર એક જ છોકરો છે?

જ્યોતિઃ–શું હજી સુધી કોઇએ તમને એમ કહ્યું નથી કે પિશાચપતિની પહેલી સ્ત્રીને એક છોકરી હોઇ તેનું નામ નારંગી છે. નારંગીને તો તમે સારી રીતે ઓળખો છો. એરેરે! જ્યારે એ બીચારી આ દુષ્ટાત્માની હકીકત સાંભળશે ત્યારે ઘણી દુઃખી થશે. નારંગી જેવી લાયક છોકરીઓ જગતમાં ઘણી થોડી જ હશે.

જ્યોતિસિંહનાં આ વચનો સાંભળવામાં આવતાં તેજસિંહને અવર્ણનીય આનંદ થયો; છતાં પોતાનો આ ભાવ તત્કાળ તેણે છુપાવી દીધો. માયાસુંદરી મસ્તક નમાવી પોતાના મન સાથે કાંઇ વિચાર કરવા લાગી.

જ્યોતિસિંહે બલભદ્રસિંહને પૂછ્યું:–"ત્યારે આ દુષ્ટને આવી સ્થિતિમાં જ તળાવની બ્હાર મૂકી આવવાની આપ સલાહ આપો છો, કેમ?"

બલભદ્રઃ–હા, મ્હારી એવી જ સલાહ છે.

પદ્માવતીઃ–ત્યારે શું એને એના અપરાધની સજા નહિ કરવામાં

આવે કે ? આ સમયે મ્હારા મત પ્રમાણે તો એનો શિરચ્છેદ કરવો જોઇએ.

બલભદ્રસિંહે આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી પદ્માવતી તરફ જોઇને કહ્યું:–"તું એવાં વચનો ઉચ્ચારે છે કે, જેથી મ્હને આશ્ચર્ય લાગે છે. અતિશય શોકને લીધે ત્હારી માનસિક શક્તિ ઓછી થઇ ગઇ હોય–ત્હારી વિચારશક્તિ સર્વથા શૂન્ય થઇ ગઇ હોય એમ જ હું ધારું છું. એનો માત્ર શિરચ્છેદ કરવાથી એના વેરનો સંપૂર્ણ બદલો લઇ શકાશે કે"

પદ્માવતિએ લજ્જિત બની જઇને નીચું જોયું, તથા જ્યોતિસિંહનો સંકેત થતાં તેજસિંહ તથા લક્ષ્મણસિંહ પિશાચપતિને તળાવની બ્હાર મૂકી આવ્યા. તારાસિંહ તથા સુંદરસિંહ વિસ્મિત બની જઇ સર્વનાં મ્હોં તરફ જોઇ રહ્યા હતા તથા આ બધો શો પ્રકાર છે તેની ચિંતા કર્યા કરતા હતા; કેમ કે અત્રે બનેલા બનાવથી તેઓ તદ્દન અજાણ્યા હતા.

ઉપરોક્ત કાર્યોમાંથી નિવૃત્ત થયા પછી જ્યોતિસિંહે તારાસિંહને એક બાજૂએ લઇ જઇને અત્રે બનેલા બનાવોની સઘળી હકીકત કહી સંભળાવી, અને પછી પાછાં તેઓ બન્ને યથાસ્થળે જઇને બેઠા. આ સમયે પદ્માવતીએ બલભદ્રસિંહને કહ્યું:–"આટલા દિવસ સૂધી આપ ક્યાં રહ્યા હતા એ જાણવાને માટે મ્હારો જીવ વ્યાકુળ બની ગયો છે. આપ ક્યાં કેવી સ્થિતિમાં રહીને શું કરતા હતા તે કૃપા કરીને હવે સત્વર કહી સંભળાવો. આપે જાણી જોઇને અમને આપના વિયોગ-શોકની વ્યથા વેઠવા દીધેલી હોવાથી મ્હને ઘણું આશ્ચર્ય લાગે છે તથા શા માટે આપે આપની જાતને છુપાવી રાખી હતી એ વિશે હું કોઇ પણ પ્રકારનો નિર્ણય કરી શકતી નથી. અમારી મુસ્કેલીઓની આપને કાંઇ ખબર જ નહોતી કે શું ?"

બલભદ્રસિંહે આ વાક્યોના ઉત્તરમાં કહ્યું:—" બ્હેન ત્હારા આ સઘળા પ્રશ્નોના ઉત્તર તને સત્વર મળશે તેમ જ તે સાથે ત્હારી શંકાઓ દૂર થઇ જશે. થોડા સમય માટે તું ધૈર્ય ધારણ કર—આમ તદ્દન અધીરી ન બની જા. પ્રથમ પેલા બાકી રહેલા પત્રોની હકીકત સાંભળ, ત્યાર પછી ત્હારે જે કાંઇ પૂછવું હોય તે પૂછજે. વળી હું પણ ત્હારા સંબંધી જે હકીકત જાણતો નથી તે તને પૂછી મ્હારા મનનું સમાધાન કરીશ." આમ કહી જ્યોતિસિંહને ઉદ્દેશીને તેણે કહ્યું, " જો આ સમયે બીજું કોઇ આવશ્યક કાર્ય ન હોય તો આપ બાકી રહેલા પત્રો વાંચો અથવા બીજા કોઇને વાંચવા માટે આપો."

જ્યોતિસિંહે કહ્યું:—" ના ના—બાકી રહેલા પત્રોની હકીકત પણ હું પોતે જ સર્વને વાંચી સંભળાવીશ, તથા આ સમયે આપણે સર્વ કાર્યોથી નિશ્ચિંત છીએ. તારાસિંહને જો કદાચ......"

તારાસિંહ જ્યોતિસિંહનું વાક્ય પૂર્ણ થાય તે પૂર્વે જ બોલી ઉઠયો:—" ભગવાની માટે શી વ્યવસ્થા કરવી છે એટલું જ પૂછી જોવાનો મ્હારો વિચાર છે.

જ્યોતિસિંહ બોલ્યો:—" એ વિશે પદ્માવતીને જે વ્યવસ્થા કરવી યોગ્ય જણાય તે તેઓ ભલે કરે."

પદ્માવતીએ તેજસિંહને ઉદ્દેશીને કહ્યું:—" અહીંની સઘળી હકીકત તમને માલૂમ પડી છે તેથી તમે જ ભોંયરામાં જઇ ભગવાનીને કેદ કરવાની વ્યવસ્થા કરો."

તત્કાળ તેજસિંહ ઉઠી ઉભો થયો, અને નિમકહરામ ભગવાનીનું કાંડું પકડી બ્હાર ચાલ્યો ગયો. પદ્માવતીએ સુંદરસિંહને કહ્યું:—" હવે તમારે પણ અત્રે રોકાવાની જરૂર નથી. આપણાં માણસો દુશ્મનોના ભયથી પલાયન કરી ગયેલાં હોવાથી બની શકે તેટલી ત્વરાથી તમે

તેમની તપાસ કરીને તેમને એકત્રિત કરો. અમારા પુનઃ અત્રે આવ્યાના આનન્દજનક સમાચાર તમે તેમને જણાવજો. જાઓ, હવે એક ક્ષણ માટે પણ અત્રે ખોટી થશો નહિ.

સુંદરસિંહ ત્યાં રહીને સઘળી હકીકત જાણવાની ઇચ્છા રાખતો હતો; કેમ કે બલભદ્રસિંહના દર્શનથી પિશાચપતિની જે સ્થિતિ થઇ હતી તે જોઇને એ પણ વિસ્મિત બની ગયો હતો; કિન્તુ પદ્માવતીની ઉપરોક્ત આજ્ઞા સાંભળવામાં આવી એટલે લાચારીથી તેને અજાયબઘરનો ત્યાગ કરવો પડયો. તે પોતાના મનમાં એમ સમજતો હતો કે, ભગવાનીને પકડીને તેણે એક મહાન્ કાર્ય બજાવ્યું છે; એ કાર્યનો પ્રકાર જ્યારે પદ્માવતીના જાણવામાં આવશે ત્યારે તે પોતાનાપર અત્યંત પ્રસન્ન થશે તથા પોતાની પ્રશંસા કરીને પોતાના અધિકારમાં વૃદ્ધિ કરશે; પરંતુ પદ્માવતીએ જ્યારે તેને અજાયબઘરમાંથી વિદાય થઇ જવાની આજ્ઞા કરી ત્યારે તેની આ કલ્પના અસત્ય નીવડી. પદ્માવતીનો સંકેત થવાથી લક્ષ્મણસિંહ ઉઠીને તેને તળાવની બ્હાર મૂકી આવવાને ગયો.

સુંદરસિંહની સાથે લક્ષ્મણસિંહ જ્યારે તળાવની બ્હાર નીકળ્યો ત્યારે તેણે બેહોશ પિશાચપતિને શુદ્ધિમાં આવી તળાવના ઉપરના પગથીઆપર બેસી રહેલો જોયો. લક્ષ્મણસિંહને પોતાના તરફ આવતો જોઇ તે ઉઠી ઉભો થયો, તથા તેણે લક્ષ્મણસિંહ પાસે આવી તેના હાથનું કાંડું પકડીને કહ્યું:-" કૃપા કરી હું જે કાંઇ કહું તે સાંભળી લીધા પછી જ આપ અહીંથી ચાલ્યા જજો."

લક્ષ્મણસિંહે તેની હકીકત સાંભળવાની સંમતિ દર્શાવી. સુંદરસિંહને ઉદ્દેશીને લક્ષ્મણસિંહે કહ્યું:-" હજી સુધી તમે શા માટે અહીં ઉભા રહ્યા છો ? જે કાર્ય તમને સોંપવામાં આવ્યું છે તે કરવાને તમે ચાલ્યા જાઓ."

આ વાક્ય સાંભળી વિશેષ દિલગીર બની જઇને સુંદરસિંહ એ સ્થાનનો ત્યાગ કરીને ચાલ્યો ગયો. પછી લક્ષ્મણસિંહે પિશાચપતિને પૂછ્યું:-" હવે ત્હારે જે કહેવું હોય તે કહે."

પિશાચપતિ:-પ્રથમ કહો જોઇએ કે, મ્હને આવી રીતે અજાયબઘરમાંથી બ્હાર શા માટે કાઢી મૂકવામાં આવ્યો છે?

લક્ષ્મણ:-આ પ્રશ્નનો ઉત્તર તું ત્હારા અંતરાત્મા પાસેથી નથી મેળવી શકતો કે? તું કાંઇ જાણતો જ નથી કે?

પિશાચ:-હું શું જાણું? હું માત્ર એટલું જ જાણું છું કે, સર્વે ક્રોધ તથા તિરસ્કારયુક્ત દૃષ્ટિથી મ્હારા તરફ જોઇ રહ્યાં હતાં; પરંતુ તેનું સત્ય કારણ મ્હારા જાણવામાં આવ્યું નથી.

લક્ષ્મણ:-શું ત્હેં બલભદ્રસિંહને નથી જોયા? જે પોટલી ખુલ્લી સ્થિતિમાં શ્રીમાન્ જ્યોતિસિંહજી પાસે પડી રહી હતી તે ત્હારા જોવામાં નથી આવી કે? વળી એ બંડલમાંના પત્રોમાં જે હકીકત લખેલી છે તે તું જાણતો નથી કે?

પિશાચ:-ઠીક, હવે હું સમજી શકું છું કે, જે માણસ પોતાને બલભદ્રસિંહ તરીકે ઓળખાવે છે તેણે મ્હારી ચાડી ખાધી હશે, તથા મ્હારાપર બદનામીનું કલંક લગાડવાનો પ્રયત્ન કર્યો હશે; કિન્તુ હું આપને સાવધાન કરવાના ઉદ્દેશથી જણાવી દઉં છું કે, વાસ્તવિક રીતે એ પુરુષ બલભદ્રસિંહ નથી. તે ઘણો કપટી તથા ધુર્ત્ત પુરુષ છે. તે આપને સર્વેને ફસાવશે એવી મ્હારી ખાત્રી છે. જો મ્હારાં આ વચનોપર આપનાથી વિશ્વાસ ન મૂકી શકાતો હોય તો આપનામાંથી કોઇ એક માણસ મ્હારી સાથે આવે; તેને હું ખરા બલભદ્રસિંહ-લક્ષ્મીદેવીના પિતાનું દર્શન કરાવું કે જેઓ હજી સુધી કારાગૃહનું કષ્ટ વેઠે છે. એ બંડલમાંના પત્રોમાં મ્હારા સંબંધી જે સઘળી હકી-

કત લખેલી હોય તે સઘળી સર્વથા અસત્ય હોવી જોઇએ એમ હું ખાત્રીથી કહી શકું છું.

લક્ષ્મણ:–માત્ર ત્હારી આટલી હકીકતપરથી હું ત્હારાપર કેવી રીતે વિશ્વાસ મૂકી શકું ? ત્હારા અક્ષરો હું બરાબર ઓળખું છું. એ બંડલમાં ત્હારી સહીથી જે પત્રો લખાયલા છે એ પત્રોના અક્ષરો સાથે ત્હારા અક્ષરો તદ્દન મળતા આવે છે. ઠીક, હવે હું તને એમ પૂછું છું કે, બલભદ્રસિંહને જોતાંજ તું દિઙ્મૂઢ કેમ બની ગયો હતો ? તને એટલો બધો ડર લાગ્યો હતો કે, તેમના દર્શનથી તું બેહોશ બની ગયો હતો !

પિશાચ:—એનાથી હું ડરું છું એ તો આપ જાણો જ છો; છતાં એ બલભદ્રસિંહ છે તેથી હું એનાથી ડરું છું એમ નથી. હું એનાથી ડરું છું એનું એક બીજું જ કારણ છે. એ સંબંધી મ્હને કાંઇ નહિ પૂછવાની પ્રાર્થના આપને મ્હેં કરેલી છે.

લક્ષ્મણ:—ઠીક ત્યારે હવે મ્હને એ વાતનો ઉત્તર આપ કે જ્યારે તું એમ જાણતો હતો કે, પદ્માવતીના પિતા કોઇ સ્થળે કેદખાનામાં પડેલા છે અને રતિસુંદરી વાસ્તવિક રીતે લક્ષ્મીદેવી છે ત્યારે પછી એ સમાચાર આજ સુધીમાં ત્હેં પદ્માવતીને કેમ જણાવ્યા નહિ ? ત્હેં તેમને એમ કેમ કહ્યું નહિ કે, ખરી રીતે માયાવિની તમારી બ્હેન નથી.

પિશાચ:—એનું કારણ એ હતું કે, ખરા બલભદ્રસિંહ જેઓ હજી સુધી કેદમાં છે તથા જેમને છોડાવવાનો પ્રયત્ન હું કરી રહ્યો છું તેમણે મ્હારી પાસે એવી પ્રતિજ્ઞા કરાવી છે કે, જ્યાં સુધી તેઓ કારાગૃહમાંથી મુક્ત ન થાય ત્યાં સુધી તેમના તથા શ્રીમતી લક્ષ્મીદેવીના સંબંધમાં કોઇને કાંઇ કહેવું નહિ; વળી ખરી રીતે જોવા જતાં

મ્હારાપર આટલાં બધાં સંકટો ન આવી પડયાં હોત તો એ સંબંધી આજે પણ હું કાંઇ કહેત નહિ તથા મ્હારી પ્રતિજ્ઞાનો ભંગ કરત નહિ. મ્હને એ વિષયનો ઘણો જ ખેદ થાય છે કે, મ્હારા જીવને હથેળીમાં રાખીને હું આપ લોકોનાં કાર્યો કરું છું છતાં આપ સમજ્યા વિચાર્યા સિવાય—ખરી હકીકતની તપાસ કર્યા સિવાય દૂધમાં પડેલી માંખીની માફક મ્હને કાઢી મૂકો છો! શું પ્રામાણિકતાનો, ધર્મનો અને સ્નેહનો પુરષ્કાર આવો જ હોય છે કે? બહાદુરી આને જ કહેવાય છે કે? એ બનાવટી બલભદ્રસિંહને તથા મ્હને આપે થોડી ઘણી હકીકત તો પૂછવી હતી.

પિશાચપતિનાં આ વચનો સાંભળી લક્ષ્મણસિંહ ઘણો વિસ્મિત બની ગયો. ઘણા સમય સુધી નીચું જોઇ રહીને પોતાના મન સાથે તેણે કાંઇ વિચાર કર્યા કર્યો. પછીથી કાંઇ યાદ કરીને તેણે કહ્યું:— "ઠીક, હવે મ્હારી એક વાતનો ઉત્તર આપ."

પિશાચઃ—બેલાશક પૂછો.

લક્ષ્મણઃ— જ્યારે એ બંડલમાંના પત્રોનો તને કાંઇ ભય નહોતો તથા એ પત્રોમાં ત્હારા સંબંધી જે હકીકત લખેલી છે તે તદ્દન ખોટી છે ત્યારે પછી રાત્રિના સમયે જંગલમાં એ પત્રોની પોટલી બલભદ્રસિંહે તને બતાવી તે વખતે તું ભયભીત કેમ બની ગયો હતો? ભગવાનીની હાજરીમાં એ પોટલી નહિ ખોલવાની ત્હેં તેને વિનંતી કરી હતી એ તને યાદ છે કે? મ્હેં સાંભળ્યું છે કે, એ વખતે તું એ ભેદ ભરેલી પોટલીને જોઇ કંપી ઉઠયો હતો તથા ભગવાનીની હાજરીમાં એ પોટલી ખુલ્લી ન થાય એવી જ ત્હારી ઇચ્છા હતી.

પિશાચઃ—બરાબર છે; પરંતુ એ પત્રોના બંડલને યાદ કરીને હું ડરી ગયો નહોતો. વળી એ પોટલીમાં પત્રોનું બંડલ હશે એવી કલ્પના

સુદ્ધાં મ્હારા મનમાં ઉદ્દ્ભવી નહોતી. ખરી વાર્ત્તા એ છે કે, હું એમાંની ચાંદીની ન્હાની પેટીને યાદ કરીને હરી ગયો હતો; કે જે પેટી હું અજાયબઘરમાં આવ્યો ત્યારે શ્રીમાન્ જ્યોતિસિંહજી પાસે પડી રહી હતી. હું એમ જ ધારતો હતો કે, એ પોટલીમાં માત્ર એ પેટી જ છે. એ પેટી નજરે પડતાં મ્હારી કેવી શોચનીય સ્થિતિ થઇ જાય છે એ હું પણ સારી રીતે જાણું છું; છતાં તે સાથે હું આપને સ્પષ્ટ રીતે એમ પણ કહી દઉં છું કે, એ પેટીમાં જે વસ્તુ છે તેનો પદ્માવતી, રતિસુંદરી, અલકકિશોરી અને ખરા બલભદ્રસિંહ સાથે બિલ્કુલ સંબંધ નથી. જ્યારે એ પેટી ઉઘાડવામાં આવશે ત્યારે મ્હારાં આ વાકયોની સત્યતાની આપને સંપૂર્ણ ખાત્રી થશે.

પિશાચપતિનાં આ વચનો સાંભળી લક્ષ્મણસિંહ ગંભીર વિચારમાં લીન બની ગયો. ખરેખરો શો પ્રકાર છે એ વિશે તે કોઇ પણ પ્રકારનો ચોક્કસ નિર્ણય કરી શકતો નહોતો. લક્ષ્મણસિંહે જે હકીકત પિશાચપતિને પૂછી તેનો ખુલાસો તેણે ઘણી ખૂબીથી કર્યો. તેણે કોઇ પણ પ્રશ્નનો ઉત્તર આપવામાં વિલંબ કર્યો નહોતો કે જેથી તેના ઉત્તરોની સત્યતા માટે લક્ષ્મણસિંહના મનમાં સંશય ઉપજે ! ઘણા સમય સુધી સ્વગત વિચાર કર્યા પછી લક્ષ્મણસિંહે પુનઃ પિશાચપતિને કહ્યું:-" ઠીક, હવે ત્હારી શી ઇચ્છા છે તે તું કહે ? "

પિશાચઃ-હું માત્ર એટલું જ ઇચ્છું છે કે, આપ કૃપાપૂર્વક મ્હને અજાયબઘરમાં લઇ જાઓ, તથા જ્યોતિસિંહજી, પદ્માવતી વગેરેને મ્હારા માટે યોગ્ય ઇન્સાફ તેમ જ તપાસ કરવાની ભલામણ કરો. આપની સર્વેની સમક્ષ હું મ્હારી નિર્દોષતાનાં જે પ્રમાણો આપું તેનાપર તેઓ પૂરતો વિચાર કરી અંતે જો હું અપરાધી ઠરું તો તેઓ મ્હને સર્વાનુમતે જે સજા કરવી વ્યાજબી ધારે તે બેલાશક કરે.

લક્ષ્મણ:–ઠીક, હું શ્રીમાન્ જ્યોતિસિંહ તેમ જ પદ્માવતી પાસે જઇને તેમને આ સઘળી હકીકત કહી સંભળાવું છું; પછી તેઓ જેમ કહેશે તેમ કરવામાં આવશે.

પિશાચ:–ઠીક, તો આપ બીજું પણ એક કામ કરો.

લક્ષ્મણ:–શું કામ કરું ?

આ પ્રશ્નના ઉત્તરમાં પિશાચપતિએ પોતાના વાટવામાંથી એક તસવીર બ્હાર કાઢી લક્ષ્મણસિંહના હાથમાં આપતાં કહ્યું:–" આપ આ તસ્વીર શ્રીમતી લક્ષ્મીદેવી (રતિસુંદરી)ને બતાવીને પૂછજો કે તેમના પિતા આ છે કે જેણે અજાયબઘરમાં આવી બલભદ્રસિંહ તરીકે પોતાનો પરિચય આપ્યો છે તે છે ? "

લક્ષ્મણસિંહે થોડા સમય સુધી એ તસ્વીરનું ધ્યાનથી દર્શન કર્યું. એ તસ્વીર જો કે સર્વાંશે તો નહિ, પરંતુ કેટલાક અંશે બલભદ્રસિંહના શરીર તેમજ મ્હોં વગેરેને મળતી આવતી હતી. પિશાચપતિનાં વચનોએ તથા તેના હાવભાવે લક્ષ્મણસિંહપર કાંઇ સામાન્ય અસર કરી નહોતી. એ વચનો સાંભળવામાં આવ્યાથી તથા તેના હાવભાવના દર્શનથી થોડા સમય માટે લક્ષ્મણસિંહનો વિચાર કિંવા અભિપ્રાય સુદ્ધાં બદલાઇ ગયો હતો. તેણે વિચાર્યું કે, " પિશાચપતિએ જે કાંઇ કહ્યું છે તે સાચું હોય એમ મ્હને લાગે છે. બલભદ્રસિંહ વાસ્તવિક રીતે ખરા બલભદ્રસિંહ ન હોય તો એમાં કાંઇ નવાઇ જેવું નથી; કેમ કે, પિતા પુત્રીઓના ઘણા કાળ પછીના મિલનથી પદ્માવતી, અલકકિશોરી અને રતિસુંદરીને જેટલી અસર થઇ હતી તેટલી અસર બલભદ્રસિંહને પોતાની ત્રણે પુત્રીઓના મિલનથી થઇ નહોતી. આ એક એવો પ્રકાર છે કે, જેથી બલભદ્રસિંહ માટે મ્હારા મનમાં શંકા રહે છે; પરંતુ બંડલમાંના પત્રોમાં જેટલા પત્રો પિશાચપતિએ લખેલા

છે એમ કહેવાય છે તે પિશાચપતિએ જ લખેલા છે એમાં કાંઇ સંદેહ નથી; કેમ કે જ્યારે મ્હેં પિશાચપતિને એમ કહ્યું કે, એ પત્રોમાંના અક્ષરો તેના અક્ષરોને સર્વ પ્રકારે મળતા આવે છે ત્યારે એ સંશય દૂર થઇ શકે એવો કોઇ ઉત્તર તેણે મ્હને આપ્યો નથી. એ દુષ્ટ કાર્યોનો કરનાર તો પિશાચપતિ જ છે; પરંતુ જેણે બલભદ્રસિંહ તરીકે પોતાનો પરિચય આપ્યો છે તે ખરા બલભદ્રસિંહ નથી કે શું ? આ એક વિચિત્ર પ્રકાર છે. શો નિશ્ચય કરવો એ સમજી શકાતું નથી !!"

સ્વગત આવા વિચારો કરતો કરતો લક્ષ્મણસિંહ ત્યાંથી રવાના થયો તથા નૌકામાં બેસી અજાયબઘરમાં જઇ જ્યાં જ્યોતિસિંહ પેલા પત્રોના બંડલને હાથમાં લઇ લક્ષ્મણસિંહની રાહ જોઇ રહ્યો હતો ત્યાં ઉપસ્થિત થયો. તેને જોઇને જ્યોતિસિંહે કહ્યું:-"તમને આટલો બધો વખત કેમ થયો ? તમે આવો ત્યારે આ બંડલ ખોલું એવા વિચારથી, કયારનોય હું તમારી રાહ જોઇને બેસી રહ્યો છું."

લક્ષ્મણ:-આપ હવે બેલાશક બાકી રહેલા પત્રો વાંચો.

જ્યોતિ:-પરંતુ પ્રથમ કહો તો ખરા કે તમને આટલો બધો વખત કેમ લાગ્યો ?

લક્ષ્મણ:-પિશાચપતિએ મ્હને રોકી રાખીને એમ કહ્યું કે, 'પ્રથમ મ્હારી હકીકત સાંભળી લીધા પછી તમે ચાલ્યા જજો.' તેથી હું તેની હકીકત સાંભળવા રોકાયો હતો.

જ્યોતિ:-શું પિશાચપતિ હજી સુધી તળાવની બ્હાર બેસી રહ્યો છે ?

લક્ષ્મણ:-હા.

જ્યોતિ:-તેણે તમને શું કહ્યું છે ?

લક્ષ્મણ:-તે એમ કહે છે કે, 'મ્હને શ્રીમતી પદ્માવતીએ વિના-

પરાધે પૂરતો વિચાર કિંવા તપાસ કર્યા સિવાય મ્હારો તિરસ્કાર કરીને હાંકી કાઢયો છે. બનાવટી બલભદ્રસિંહ સમક્ષ તે પોતાનો ન્યાય કરાવવાને ઇચ્છે છે.

બલભદ્રઃ—શું તે મ્હને બનાવટી બલભદ્રસિંહ કહે છે ?

લક્ષ્મણઃ—હા, તથા વિશેષમાં તે એમ કહે છે કે, ખરા બલભદ્રસિંહજી હજી સુધી એક ઠેકાણે કેદમાં છે. જો કોઇને એ માટે શંકા હોય તો એ ઠેકાણે લઇ જઇને તે એ શંકા દૂર કરાવવાને માટે પણ તૈયાર છે. તેણે એમ કહ્યું છે કે, 'એક વખત બલભદ્રસિંહ મ્હારી પાસે આવી જઇ, મ્હારી એક વાત સાંભળી જાય તથા ત્યાર પછી તે પોતાની ઇચ્છા હોય તેમ કરે.'

બલભદ્રઃ—એ બદમાશને હાંકી કાઢો; મ્હારે તેની પાસે જઇને એની વાત શા માટે સાંભળવી જોઇએ ?

લક્ષ્મણઃ—આપ એની એક બે વાત સાંભળો તો તેથી શું નુકસાન છે ? તેથી કદાચ કોઇ નવીન રહસ્ય આપણા જાણવામાં પણ આવે એવો સંભવ છે.

બલભદ્રઃ—ના, હું એની પાસે જઇશ નહિ.

જ્યોતિઃ—ત્યારે પિશાચપતિને જ અહીં બોલાવો.

પદ્માવતીઃ—મ્હને પણ એમ જ કરવું ઠીક લાગે છે.

લક્ષ્મણઃ—પિશાચપતિને અહીં લાવવામા આવે છે તે કરતાં શ્રીમાન્ બલભદ્રસિંહજી જ તળાવની બ્હાર જઇને એને મળે એ વિશેષ ઉત્તમ છે.

આમ કહી જ્યોતિસિંહ તરફ જોઇને લક્ષ્મણસિંહે એક પ્રકારનો ગુપ્ત સંકેત કર્યો.

બલભદ્રસિંહે કહ્યુંઃ—" ઠીક છે, હું જાતે જ તેની પાસે જાઉં

છું અને તે શી વાત કહે છે એ સાંભળી આવું છું.”

જ્યોતિસિંહઃ-સારી વાત છે. તેજસિંહને આપ આપની સાથે લઇ જાઓ.

બલભદ્રઃ-તેમને તકલીફ આપવાની શી જરૂર છે?

લક્ષ્મણુઃ-એ કમબખ્ત કદાચ આપને એકલા જોઇ આપના પર હુમલો કરે તો એ બનવા જેવું છે. ભયથી એ પાગલ બની ગયેલો હોવાથી કયી ક્ષણે એ શું કરશે એ વિશે કાંઇ કહી શકાય નહિ.

આમ કહી પુનઃ જ્યોતિસિંહ તરફ જોઇને લક્ષ્મણુસિંહે નેત્ર-સંકેત કર્યો, જે માત્ર જ્યોતિર્સિંહ સિવાય બીજા કોઇના જોવામાં આવ્યો નહિ.

બલભદ્રસિંહે કહ્યુંઃ-“ એ પાજી બદમાશ કોઇ પણુ રીતે મ્હારો પરાજય કરી શકે તેમ નથી. હું એકલો જ તેને પહોંચી વળું તેમ છું.”

જ્યોતિસિંહઃ-પરંતુ તેજસિંહને સાથે લઇ જવામાં આપને શી અડચણુ છે? તેજસિંહ! તું શ્રીમાન્ બલભદ્રસિંહની સાથે જા.

લાચારીથી તેજસિંહને સાથે લઇ બલભદ્રસિંહ બ્હાર ચાલ્યો ગયો. ત્યાર પછી લક્ષ્મણુસિંહને સંબોધીને પદ્માવતીએ કહ્યુંઃ-“ મ્હારા પિતાશ્રીને આપે બળાત્કારે પિશાચપતિ પાસે મોકલ્યા હોય એમ જ હું ધારું છું.”

લક્ષ્મણુઃ-હા, તેઓ થોડા સમય માટે દૂર થાય તો હું તમને એક અદ્ભુત વાત કહી શકું તેમ હોવાથી જ મ્હેં તેમને અહીંથી વિદાય કર્યા છે.

પદ્માવતીએ ચમકી ઉઠીને પૂછ્યુંઃ-“ શું પિશાચપતિએ કોઇ નવો ભેદ બતાવ્યો છે?”

લક્ષ્મણુસિંહે ઉત્તર આપ્યોઃ-“ હા, પિશાચપતિએ ભાર દઇને એમ કહ્યું છે કે, ખરા બલભદ્રસિંહજી હજી સુધી કેદમાં છે. આ

વિષય માટે જો કોઇના અંતરમાં શંકા ઉત્પન્ન થતી હોય તો તે એ શંકા દૂર કરી તેનાં વચનની સત્યતા સાબિત કરી આપવાને તૈયાર છે. તેણે શ્રીમાન્ બલભદ્રસિંહજીની એક તસ્વીર સુદ્ધાં મ્હને આપી છે. તેમ જ એ તસ્વીર તમને ત્રણે બ્હેનોને બતાવવાની તેણે મ્હને ભલામણ કરી છે. "

બરાબર આ સમયે લક્ષ્મીદેવીએ પોતાનો હાથ લંબાવ્યો, તથા લક્ષ્મણસિંહે પેલી તસ્વીર તેના હાથમાં મૂકી દીધી. લક્ષ્મીદેવીએ એ તસ્વીર જોઇને કહ્યું:-" અહા ! આ તો મ્હારા પિતાજીની અસલ તસ્વીર છે. આ તસ્વીરના ચહેરામાં એવો કોઇ ફર્ક નથી કે તેમને ઓળખી શકવામાં અડચણ નડે. "

આમ કહી એ તસ્વીર પદ્માવતીના હાથમાં આપીને તેણે કહ્યું:- "લ્યો બ્હેન ! તમે પણ આ તસ્વીર બરાબર જોઇ લ્યો; હું ધારું છું કે, તમે પણ સહેલાઇથી તેમને ઓળખી શકશો. "

પદ્માવતીએ એ તસ્વીર ધ્યાનથી જોઇને કહ્યું:-" બ્હેન ! આ વિષયમાં મ્હારા કરતાં તમે વિશેષ ચોક્કસ નિર્ણય કરી શકશો; છતાં એટલું તો હું ચોક્કસ કહી શકું છું કે, જેઓ હમણાં પિશાચપતિને મળવા ગયા છે તેમનામાં તથા આ તસ્વીરમાં વિશેષ ફર્ક નથી ! "

રતિસુંદરી:-આ સ્થળે મ્હારી બુદ્ધિ પણ કાંઇ કામ કરી શકતી નથી. આ તસ્વીર આપણે ત્રણ જણાંમાંથી જે કોઇ જુએ તે એમ જ કહે કે તે આપણા પિતાશ્રીની છે; પરંતુ ખરી રીતે જોવા જતાં હું જ એમને સર્વાંશે ઓળખું છું. જે પ્રસંગે હું અને તેઓ એક જ ઠેકાણે કેદમાં હતાં એ સમયે એમના મુખમંડળમાં ફર્ક પડી ગયેલો હતો. (ચમકીને) પણ બરાબર, મ્હને એક જુની વાર્તા યાદ આવી છે કે જે આ ભેદનો સહેલાઇથી સ્ફોટ કરી શકશે.

પદ્માવતીઃ-શી વાર્ત્તા ?

રતિસુંદરીઃ-તમને યાદ હશે કે જ્યારે આપણી ઉમ્મર ન્હાની હતી અર્થાત્ અલકકિશોરી શૈશવાવસ્થામાં હતી ત્યારે એક વખત તેને જ્વર આવ્યો હતો. એ જ્વરવિકાર ઘણો ખરાબ તથા ભયજનક હોઇ અલકે ઉન્માદગ્રસ્ત સ્થિતિમાં પિતાજીના ખભાપર બચકું ભરી લીધું હતું.

પદ્માઃ-બરાબર છે, હવે મ્હને પણ એ વાર્ત્તા યાદ આવે છે. એણે એટલા જોરથી બચકું ભર્યું હતું કે પિતાજીના ખભામાંથી પુષ્કળ લોહી વહી ગયું હતું અને ઘા રૂઝાયા પછી પણ એ સ્થળે તેનું ચિહ્ન રહ્યું હતું. જ્યાં સુધી તેઓ આપણા સહવાસમાં હતા ત્યાં સુધી એ ચિહ્ન મ્હારી નજરે વારંવાર પડતું હતું. વળી મ્હારી એવી માન્યતા છે કે, કદાચ સો વર્ષ જેટલો સમય પસાર થઇ જાય તો પણ એ ચિહ્ન કાયમ રહે તેમ છે.

રતિઃ-બેશક એમ જ છે. વળી આપણે બન્નેએ મળી અલકને તેના આ કાર્ય માટે મારવાનો વિચાર કર્યો હતો. ગમે તેમ હો, પરંતુ એ બાલ્યાવસ્થાનો જ સમય હોવાથી આપણા અંતરમાં એવો વિચાર થયો હતો કિંવા આપણે કર્યો હતો.

પદ્માઃ-બરાબર છે, અને પછીથી એ પ્રકાર માતાજીના જાણવામાં આવતાં તેમણે આપણને વિવિધ પ્રકારે સમજાવી હતી.

રતિસુંદરીની આ વાત એવી હતી કે, જેથી પદ્માવતી અને અલકકિશોરીને પોતાની બાલ્યાવસ્થાના કાળનું સ્મરણ થઇ આવ્યું, તથા રતિસુંદરી તેમની ભગિની લક્ષ્મીદેવી હોવાના વિષયમાં તેમને બિલકુલ સંશય રહ્યો નહિ; પરંતુ બલભદ્રસિંહ તરીકે તેમની પાસે પરિચિત થયેલા માણસ માટે તેમના ત્રણેના અંતરમાં પ્રબળ સંશય ઉત્પન્ન થયો. પછી સર્વેએ મળી એવો નિશ્ચય કર્યો કે, બલભદ્રસિંહ

પિશાચપતિ પાસેથી પાછો ફરે એટલે તેનો ખભો તપાસવો અને એક માણસે પિશાચપતિની સાથે જઇને કોઇ પણ રીતે પેલા કેદીને છોડાવી લાવવો.

એવામાં તળાવની બ્હાર શોરબકોર થતો હોય એવો અવાજ સાંભળવામાં આવ્યાથી શો પ્રકાર છે તેની તપાસ કરવાના ઉદ્દેશથી જ્યોતિસિંહે તારાસિંહને બ્હાર મોકલ્યો. તારાસિંહે તપાસ કરી આવી એવી ખબર આપી કે, 'પિશાચપતિ તેમ જ બલભદ્રસિંહ વચ્ચે દ્વંદ્વ યુદ્ધ ચાલૂ થઇ ગયું છે !'

આ ખબર જાણવામાં આવતાં જ પદ્માવતી, અલકકિશોરી અને જ્યોતિસિંહ બ્હાર ગયા તો પિશાચપતિ તથા બલભદ્રસિંહ વચ્ચે યુદ્ધ ચાલતું તેમના જોવામાં આવ્યું. તેજસિંહ દૂર ઉભો રહીને તમાશો જોયા કરતો હતો. પ્રથમ પિશાચપતિ તથા બલભદ્રસિંહ વચ્ચે જે યુદ્ધ થયું હતું તે જ્યોતિસિંહના જોવામાં આવેલું હોવાથી તેનો અત્યાર સૂધી એવો વિશ્વાસ હતો કે, પિશાચપતિ કરતાં બલભદ્રસિંહ વિશેષ બહાદૂર છે; કિન્તુ આ સમયે પિશાચપતિની યુદ્ધકળા તેમ જ બહાદુરી જોઇને તેણે તારાસિંહ તરફ દૃષ્ટિ ફેરવીને કહ્યું:—" આ સમયે તો પિશાચપતિ ઘણી ચતુરાઇ તેમ જ બહાદુરીથી લઢે છે. મ્હને લાગે છે કે, પ્રથમના યુદ્ધ પ્રસંગે ભય તથા ગભરામણથી તે નાહિમ્મત બની ગયેલો હોવો જોઇએ; પરંતુ આ સમયે ક્રોધની વિશેષતાથી એની તાકત ઘણી વધી ગઇ છે; છતાં તેજસિંહ ચુપકીદીથી દૂર ઉભો રહીને તમાશો શા માટે જોઇ રહ્યો છે ? "

લક્ષ્મણઃ—ગમે એમ હોય; પરંતુ આપણે તળાવની બ્હાર જઇ એમને લઢતા અટકાવવા જોઇએ; છતાં અફસોસ કે નૌકા એક જ હોઇ હમણાં તે પેલી પાર ગયેલી છે. "

પદ્માઃ-ચિંતા ન કરો. હમણાં જ હું પેલી પાર જઇ શકાય એવી વ્યવસ્થા કરું છું. અત્રે સાધનોની કાંઇ ખોટ નથી.

આમ કહીને પદ્માવતી ત્યાંથી ચાલી ગઇ તથા અલ્પકાળમાં જ તે રોગાનવાળા કપડાની એક મસક લઇ આવી. એમાં હવા ભરવા માટે એક ખુણાપર પેચવાળા ઢાંકણાવાળું એક ન્હાનું મ્હો હતું, તથા તેની સાથે એક ન્હાની ધમણ પણ હતી. જ્યોતિસિંહે વિના વિઘ્નએ એમાં હવા ભરી દીધી; પછીથી તે એ મસકની સહાયતાથી લક્ષ્મણસિંહ-ની સાથે તળાવની બ્હાર ગયો. પિશાચપતિ તથા બલભદ્રસિંહ પોતાનાં ખંજર તથા બહુરૂપીનાં સાધનોના વાટવા તેજસિંહના હાથમાં આપી હથિયાર સિવાય યુદ્ધ-કુસ્તી કરતા હતા. આવો પ્રકાર જોવામાં આવતાં જ્યોતિસિંહ તથા લક્ષ્મણસિંહને ઘણું આશ્ચર્ય ઉપજ્યું. તેમણે એ બન્ને જણાને લઢતા અટકાવ્યા. આ સમયે બલભદ્રસિંહ બોલી ઉઠયોઃ-"આ શયતાન હજી પણ મ્હારી સાથે યુદ્ધ કરતાં શર્માતો નથી ! ઢાંકણીમાં પાણી લઇને ડૂબી મરવાને બદલે તે લઢવા લાગ્યો છે ! ધિક્કાર છે !"

બલભદ્રસિંહના શબ્દો તરફ ધ્યાન નહિ આપતાં પિશાચપતિએ કહ્યુંઃ-" હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, આ અસલ કિંવા ખરા બલભદ્ર-સિંહ નથી. એ બીચારા તો હજી સૂધી કેદમાં છે અને તેનું કારણ આ શયતાનનો પ્રપંચ છે. જેની ઇચ્છા ખરા બલભદ્રસિંહનું દર્શન કરવાની હોય તે મ્હારી સાથે ચાલો."

બલભદ્રસિંહ બોલ્યોઃ-" એ સાથે એમ પણ કહી દેને કે પેલા પત્રો સુદ્ધાં ત્હારા લખેલા નથી."

પિશાચપતિએ કહ્યુંઃ-" ત્હારા હાથે લખાયલા કેટલાક પત્રો મ્હારી પાસે પણ છે જેને લીધે બીચારા બલભદ્રસિંહ હજી સૂધી દુઃખ વેઠે છે."

આમ કહીને પિશાચપતિએ પોતાનાં બહુરૂપીનાં સાધનોનો વાટવો લેવા માટે તેજસિંહ તરફ પોતાનો હાથ લંબાવ્યો. આ સમયે જ્યોતિસિંહને એમ લાગ્યું કે, પિશાચપતિ અંતરની ઉત્તેજનાથી સારાસારનો વિચાર કર્યા સિવાય હમણાં જ બનાવટી બલભદ્રસિંહના ભેદને ખુલ્લો કરી નાખશે; પરંતુ તેની આ ધારણા ખરી પડી નહિ. તેજસિંહના હાથમાંથી વાટવો લીધા પછી થોડા સમય સુધી સ્વગત કાંઇ વિચાર કરીને જ્યોતિસિંહને ઉદ્દેશીને પિશાચપતિએ કહ્યું:–" હજી સુધી તમે આ શયતાનના હસ્તાક્ષર જોયલા નહિ હોવાથી હમણાં જો હું આપને એના લખેલા પત્રો બતાવીશ અને તે કદાચ એ પ્રકારનો અસ્વીકાર કરશે તો તત્સંબંધી આપ કોઇ પણ પ્રકારનો નિર્ણય કરી શકશો નહિ; માટે એ પત્રો હમણાં આપને નહિ બતાવતાં યથા સમયે હું અવશ્ય બતાવીશ. "

બલભદ્રસિંહ બોલ્યો:–" ના ના–સત્ય વાતનો અસ્વીકાર કરવાની મ્હારી ઇચ્છા નથી. જો એ પત્રો મ્હેં લખ્યા હશે તો એ વાત હું અવશ્ય કબૂલ કરીશ. "

પિશાચપતિએ કહ્યું:–" ના, ત્હારી સલાહ પ્રમાણે વર્તી હવે હું ત્હારાપર વિશ્વાસ મૂકું તેમ નથી. જ્યોતિસિંહજી યા તો બીજા કોઇને હું મ્હારી સાથે બલભદ્રસિંહજી પાસે લઇ જઇશ ત્યારે જ ત્હારા પત્રોનો ભયંકર ભેદ ખુલ્લો કરવામાં આવશે. " આમ કહી જ્યોતિસિંહ તરફ દૃષ્ટિ ફેરવીને તેણે કહ્યું:–" મહાનુભાવ ! મ્હારી સાથે કોણ આવે છે ? ખરા બલભદ્રસિંહજીનું દર્શન કરવાની જેની ઇચ્છા હોય તે બેલાશક મ્હારી સાથે ચાલો."

જ્યોતિસિંહે કહ્યું:–" ત્હારી સાથે કોણે આવવું એ વિશેનો પદ્માવતી કિંવા લક્ષ્મીદેવી જ નિર્ણય કરશે. હમણાં તો હું તને અમારી સાથે

અજાયબઘરમાં આવવાની આજ્ઞા કરું છું." આમ કહી તેણે બલભદ્રસિંહનો હાથ પકડી લક્ષ્મણસિંહ તથા તેજસિંહને કહ્યું:–" અમે બન્ને મહેલમાં જઇને કહેવડાવીએ એટલે તમે પિશાચપતિને લઇને આવજો."

પછી બલભદ્રસિંહને સાથે લઇ જ્યોતિસિંહ પાછો અજાયબઘરમાં ગયો, તથા પદ્માવતી વગેરેને તેણે સઘળી હકીકત કહી સંભળાવી. એ હકીકત સાંભળી લક્ષ્મીદેવીએ કહ્યું:–" પિશાચપતિ અસત્યવાદી તથા પ્રપંચપરાયણ છે એ માટે મ્હારા મનમાં સહજ પણ સંદેહ નથી !"

" પિતાજી ! આપ ઘણા શ્રમિત થઈ ગયા હશો તેથી કપડાં ઉતારી થોડો વખત આરામ લ્યો. પસીનાથી આપનું સર્વાંગ ભીંજાઇ ગયું છે !" આમ કહીને પદ્માવતી બલભદ્રસિંહનાં કપડાં ઉતારવા લાગી. કપડાં ઉતારતાં સર્વની દૃષ્ટિ તેના ખભા તરફ ગઇ તો ત્યાં પેલા બચકાનું ચિહ્ન સ્પષ્ટતાથી સર્વના જોવામાં આવ્યું ! આ સમયે પદ્માવતીએ આનંદ પામી લક્ષ્મીદેવી તરફ જોઇને કહ્યું:–" જુઓ બ્હેન ! હજી સુધી પૂર્વનું એ ચિહ્ન સ્પષ્ટતાથી જોવામાં આવે છે !"

" એ ચિહ્ન અલકકિશોરીએ કરેલું હોવાથી એ પ્રકાર તે સારી રીતે જાણતી હશે ! કેમ અલક ! જ્વરવિકારની ઉન્માદગ્રસ્ત અવસ્થામાં ત્હેં મ્હને બચકું ભરી લીધું હતું તે તને યાદ છે કે ?" બલભદ્રસિંહે કહ્યું.

તેનાં આ વાક્ય સાંભળી તથા તેના ખભાપરનું ચિહ્ન જોઇ પદ્માવતી તથા લક્ષ્મીદેવીનો બલભદ્રસિંહ સંબંધીનો સઘળો સંશય દૂર થઇ ગયો. જ્યોતિસિંહ, લક્ષ્મણસિંહ વગેરે બહુરૂપીઓના અંતરમાં પણ તેના માટે જે સંશય ઉત્પન્ન થયો હતો તેનું સમાધાન થઇ ગયું.

થોડા સમય સુધી પિતાપુત્રીઓ વચ્ચે પ્રાચીન જીવનની કેટલીક ઘટનાઓ વિશેની વાતચિત ચાલી. પછીથી પિશાચપતિને તેના ભયંકર અપરાધોની શી સજા કરવી એ સંબંધી સર્વની વચ્ચે ઘણો વાદવિવાદ ચાલતાં અંતે એવો નિર્ણય થયો કે, પિશાચપતિને કેદ કરી શ્યામગઢ મોકલી દેવો. યથાવકાશે તેના અપરાધોની સંપૂર્ણ તપાસ કરી શકાશે, તથા તેનાં અધમ કૃત્યોનાં પ્રમાણુ સ્વરૂપ પત્રો વંચાઇ ગયા પછી માયાસુંદરી, બંસરીબાલા, લક્ષ્મીદેવી, પદ્માવતી અને અલકકિશોરીએ પણ શ્યામગઢ જઇને રહેવું.

પદ્માવતીને શ્યામગઢ જવું પસંદ નહોતું; કિન્તુ જ્યોતિસિંહની આજ્ઞા વિરુદ્ધ વર્તવું તેને વ્યાજબી લાગતું નહોતું. ઉપર પ્રમાણે નિર્ણય થઇ ગયા પછી જ્યોતિસિંહે અજાયબઘરની અગાસીમાં જઇને સીટી વગાડી, પિશાચપતિને એક કેદીની માફક પોતાની પાસે લઇ આવવાનો તેણે લક્ષ્મણસિંહ તથા તેજસિંહ તરફ જોઇને હસ્તસંકેત કર્યો. આ પ્રકાર પિશાચપતિથી ગુપ્ત રહી શક્યો નહિ. તેણે બેડી પહેરવા માટે પોતાના બન્ને હાથ લાંબા કર્યા. તત્કાળ લક્ષ્મણસિંહે તેના હાથ પગમાં બેડી પહેરાવી દીધી. ત્યાર પછી તેને નૌકામાં બેસાડી અજાયબઘરમાં લઇ જવામાં આવ્યો. ત્યાં જ્યારે પેલી ચાંદીની પેટી તથા બંડલમાંના પત્રોપર તેની નજર પડી ત્યારે પાછો તે જાણે કે અત્યંત ભયભીત બની ગયો ! તેનું મુખમંડળ મલિન બની ગયું ! !

જ્યોતિસિંહે કહ્યું:-" પિશાચપતિ ! જો કે, આ બધા પત્ર હજી સુધી અમે વાચ્યાં નથી. માત્ર ચાર પાંચ જ પત્રો જ અમારા વાંચવામાં આવેલા હોવા છતાં અમારું હૃદય કંપી ઉઠયું છે. એ પત્રો ત્હારા ભયંકર અપરાધોનાં પ્રમાણુ સ્વરૂપ છે, તને ઘણી ભીષણુ મર્મભેદક શિક્ષા કરવામાં આવશે, અને એટલા માટે જ હમણાં તને કેદ

કરવામાં આવ્યો છે.”

પિશાચપતિએ એક ગંભીર નિશ્વાસ મૂકી વિષાદવદને કહ્યું:–“આ ઉપરથી મ્હને એમ લાગે છે કે, મ્હારાં વચનપર કોઇએ વિશ્વાસ મૂકયો નથી, તથા આ બદમાશ માણુસ જ ખરા બલભદ્રસિંહજી છે એમ આપ સર્વ માની ચુકયાં છો!”

જ્યોતિસિંહે કહ્યું:–“થયું, તું હવે અમને વિશેષ છેતરવાનો પ્રયત્ન ન કર. ત્હારાં રાક્ષસી કુકર્મોનો સ્ફોટ કરનાર આ પત્રો સંબંધી જો કાંઈ ત્હારી કહેવાની ઇચ્છા હોય તો કહે.

પિશાચ:–એ પત્રોના વિષયમાં પણ મ્હારે ઘણી હકીકત કહેવાની છે; પરંતુ તે આપના સમક્ષ કહેવી નિરર્થક છે; કેમ કે મ્હારી બાબતોનો આપ નિકાલ કરી શકો તેમ નથી!”

જ્યોતિસિંહ:–ત્યારે શું તું એમ ધારે છે કે તને સજા કરવા જેટલો અમને અધિકાર નથી?

પિશાચ:–જો ધર્મની મર્યાદાનું ઉલ્લંઘન કરતાં આપ અચકાઓ તેમ હો તો મ્હારે કહેવું જોઇએ કે, મ્હારો એક પણ અક્ષર અસત્ય નથી. મહારાજાધિરાજ વીરસિંહજીએ મ્હને મ્હારા પૂર્વ જીવનના અપરાધોની ક્ષમા આપેલી છે. વળી હમણાં તેઓશ્રીનાં જે જે કાર્યો મ્હેં કર્યાં છે તેનો મ્હને યથોચિત પુરષ્કાર તેઓશ્રી જ આપી શકે તેમ છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી જ તેમના સિવાય બીજું કોઇ મ્હને ન્યાય આપી શકે એવી સંભાવના નથી.

જ્યોતિ:–ઠીક છે; પરંતુ એક અપરાધી તરીકે અમે તને કેદ કરીએ છીએ.

પિશાચ:–ભલે આપ મ્હને કેદ કરો; કિન્તુ આપ મ્હને સત્વર મહારાણા વીરસિંહજી સમક્ષ ઉપસ્થિત કરશો એવી હું આશા રાખું

છું; કેમ કે મ્હારો ન્યાય હવે સત્વર થાય એવી જ મ્હારી ઇચ્છા છે.

જ્યોતિઃ—શું તું તને પોતાને નિર્દોષ સાબિત કરવાનો પ્રયત્ન કરીશ.

પિશાચઃ—બેશક, હું નિર્દોષ છું; એટલું જ નહિ પરંતુ પુરષ્કાર પ્રાપ્ત કરવાને યોગ્ય છું; કિન્તુ એ સંબંધી આપની સમક્ષ કાંઇ કહેવાની મ્હારી ઇચ્છા નથી. વળી આપ એમ ન સમજશો કે, મહારાણીજીએ મ્હારા પૂર્વ જીવનના અપરાધોની મ્હને ઉદારતા પૂર્વક ક્ષમા આપેલી હોવાથી જ હું છુટકારો મેળવીશ ! જ્યારે મ્હારી તપાસ પૂર્ણ થશે ત્યારે સર્વની અજાયબી વચ્ચે એક બીજો જ માણુસ શ્રીધરનું દર્શન કરશે !

જ્યોતિઃ—હશે, હું તને જેમ બને તેમ જલ્દી મહારાણીજી સમક્ષ ઉપિસ્થત કરીશ.

આમ કહીને જ્યોતિસિંહે લક્ષ્મણુસિંહ તરફ જોયું, તથા લક્ષ્મણુસિંહે પિશાચપતિને એક ઓરડીમાં લઇ જઇને કેદ કરી રાખ્યો.

આ સઘળાં કાર્યોમાંથી નિવૃત્ત થયા પછી કોઇ બહુરૂપીની સાથે પિશાચપતિ તથા ભગવાનીને જ્યોતિસિંહે શ્યામગઢ મોકલવાનો વિચાર કર્યો; કિન્તુ જ્યાં સૂધી પેલા અદ્દભુત પત્રો રૂપી પિશાચપતિની જન્મપત્રિકા સંપૂર્ણ વાંચવામાં નહિ આવે ત્યાં સૂધી કોઇ બહુરૂપી તેની સાથે પ્રસન્નતાથી શ્યામગઢ જશે નહિ એમ લાગવાથી થોડા કાળ માટે એ વિચાર તેણે મુલતવી રાખ્યો.



# પ્રકરણ ૮ મું.

## કૃષ્ણલાલનો ગૃહસંસાર.

ઘણા સમયથી આપણે કૃષ્ણલાલની સંભાળ લીધી નથી માટે વાંચકબંધુઓ ! હવે ચાલો આપણે એના તરફ દૃષ્ટિ ફેરવીએ. જમાનીઆ પ્રાન્તમાંથી નાસી જઇને ઘણે દૂર તેણે પોતાનો મુકામ કર્યો. જે શહેરમાં તેણે મુકામ કર્યો એ શહેર મિથિલાપુરના રાજ્યની સરહદમાં આવેલું હતું. જો કે આ શહેર ઘણું ન્હાનું હતું; પરન્તુ એમાં એક બે સારા પંડિત તથા અમીરો રહેતા હોવાથી તેમ જ શહેરની વસતિનો તેમનાપર ઘણો પ્રેમ હોવાથી તેઓ ત્યાં માનીતા થઇ પડયા હતા. કૃષ્ણલાલ કાંઇ ગરીબ નહોતો; પરંતુ તે સ્વાર્થી તેમ જ કંજૂસ હોવાથી સામાન્ય સ્થિતિમાં રહેતો હતો. એક સ્ત્રી નોકર, એક પુરુષ નોકર અને તેની પત્ની સિવાય બીજું કોઇ માણસ તેના ગૃહસંસારમાં નહોતું. તે તેની આ પત્નીને પરણીને લાવ્યો હતો કે કોઇ સ્થળેથી ઉપાડી લાવ્યો હતો એ બધી અમે હમણાં કાંઇ કહી શકતા નથી. કેટલાક લોકોની માન્યતા એવી હતી કે તે આ સ્ત્રીને પરણીને પોતાના સંસારમાં લાવ્યો હોવો જોઇએ; પરંતુ જે લોકો કૃષ્ણલાલના યશોદા સાથેના સંબંધથી માહિતગાર હતા તેમના મનમાં એ માટે શંકા હતી !

કૃષ્ણલાલ આ શહેરમાં પહેલાં પણ આવી ગયેલો હોવાથી તે શહેરના લોકોથી કાંઇ અપરિચિત નહોતો. પોતાનો પિતા પિશાચપતિ મહારાણા વીરસિંહજીની કૃપાથી ધનવાન બની જઇ એ શહેરમાં આવશે અને પછી પોતે વિલાસવિભવ ભોગવવામાં પોતાનું અવ-

શિષ્ટ આયુષ્ય પસાર કરી શકશે એવી હવાઇ કલ્પનાઓ તે કર્યા કરતો હતો. તેની આ કલ્પનાઓ કેટલા અંશે સફળ થઇ તે ધીમે ધીમે જાણુવામાં આવશે.

રાત્રિનો લગભગ એક પ્રહર પસાર થઇ ગયો હતો. કૃષ્ણુલાલ પોતાના મકાનના દિવાનખાનામાં ગાદી તકીઆ વગેરેને ગોઠવવામાં ગુંથાયો હતો. દીપકોનો પણુ ઘણો પ્રકાશ ફેલાઇ રહેલો હતો. કોઇ સારા સુપ્રતિષ્ઠિત અતિથિનો આદરસત્કાર કરવાની તૈયારી તે કરી રહ્યો હોય એવો સ્પષ્ટ ભાસ થતો હતો. તેની સ્ત્રી ઘરમાં વિવિધ પ્રકારની ભોજનસામગ્રી બનાવવામાં પ્રવૃત્ત થયેલી હતી. સઘળી તૈયારી થઇ ગયા પછી કૃષ્ણુલાલની સ્ત્રીએ દાસીને પૂછ્યું:—" જરા જો તો ખરી કે, મનમોહન બાબૂ આવે છે કે નહિ ? "

" તમે આટલાં બધાં અધીરાં શા માટે બની જાઓ છો ? તમારા કરતાં તેઓ અત્રે આવવા માટે વિશેષ વ્યાકુળ થઇ ગયા હશે ! " અત્યંત મૃદુ સ્વરે દાસીએ કહ્યું.

" જા જા લુચ્ચી ! શા ઉપરથી તું આમ કહે છે ! " સ્મિત હાસ્ય કરીને શેઠાણીએ કહ્યું.

" તમારા અને એમના હાવભાવપરથી જ હું આમ કહું છું, સમજ્યાં ? ! પેલી એકાદશીની રાત્રિ કાંઇ હું ભૂલી જાઉં એમ નથી ! " દાસીએ ટકોરમાં કહ્યું.

બરાબર આ સમયે જ કૃષ્ણુલાલ એ સ્થળે આવી પહોંચ્યો. પીરસીને તૈયાર રાખવામાં આવેલા ભોજનના થાળ તરફ જોઇને તેણે કહ્યું:—" અરે ! આમાં મુરબ્બો કેમ નથી મૂકયો ? "

" હવે બધી સફાઇઓ જવા દો. તમારો મુરબ્બો જોયો ન હોય તો ! કોણુ જાણે કે કયાંથી એવો ગંધાતો મુરબ્બો લઇ આવ્યા

છો !" શેઠાણીએ રુઆબમાં જ કહ્યું.

"મ્હેં આઠ આનાના પૈસા બગાડયા છતાં મુરબ્બો તને ગમ્યો નહિ ! ગંધાતો મુરબ્બો હું કાંઇ નકટો નથી કે ઉપાડી લાવું !" કૃષ્ણલાલે કિંચિત્ ક્રોધસૂચક સ્વરે કહ્યું.

"નકટા નહિ તો કેવા છો ? વળી ઇશ્વરે નકટાની સાથે તમને અંધ બનાવ્યા છે એ કાંઇ સામાન્ય શોકનો વિષય નથી. જો આંધળા ન હોત તો યશોદા તેમ જ તમારાં માતાપિતાને તમે કયારનાંય શોધી કાઢયાં હોત !" શેઠાણીએ ઇંટનો ઉત્તર પત્થરથી આપ્યો.

"ખરેખર, મ્હારા નસીબના ભોગ લાગેલા હશે તેથી જ ત્હારું શુભાગમન મ્હારા સંસારમાં થયું છે !" કૃષ્ણલાલે એક નિશ્વાસ મૂકીને કહ્યું.

"તમારા સૌભાગ્યનો ઉદય થયેલો હોવાથી જ મ્હારું શુભાગમન તમારા જેવા કંજૂસના સંસારમાં થયું છે. જો હું ન હોત તો આવા મ્હોટા લક્ષાધિપતિ અમીર ઉમરાવો તમારે ત્યાં થુંકવાને પણ ન આવત. ભોગ તો તમારા નહિ પણ મ્હારા લાગ્યા છે. ઘેર આવતા પ્રત્યેક માણસને મ્હારા જેવી લજ્જાવતી સુંદરીને પોતાનું મ્હોં બતાવવું પડે છે. સ્ત્રીઓને બેસવા ઉઠવા માટે એક જૂદો ઓરડો પણ તમારા ઘરમાં ન મળે એટલે પછી મહિલામંડળનો મલાજો કેવી રીતે સચવાય ? વળી તમારા ભાઇબંધ દોસ્તોની ગુલામી કરી કરીને હવે તો હું તદ્દન થાકી તથા કંટાળી ગઇ છું. જો પેલી બોબડી યશોદાએ તમારા ગૃહિણી પદને શોભાવ્યું હોત તો એની તથા તમારી બધી હોંશ પૂરી પડત. ચાલો, મ્હારી પાસેથી દૂર જતા રહો ! આ તો આપણે બોલતાં નથી તેમ તેમ માથે ચઢી બેસે છે !" શેઠાણીએ ઉગ્ર સ્વરૂપ ધારણ કરીને કહ્યું.

" શેઠાણી, તમે ઘણાં ભોળાં છો. આવા સામાન્ય વિષયમાં પણ ક્રોધે શા માટે ભરાઓ છો ? ! " દાસીએ ડહાપણ દર્શાવ્યું.

મહા મુશ્કેલીથી દાસીએ લઢાઇ બંધ કરાવી. એવામાં દ્વાર તરફથી કોઇની હાક સંભળાઇ. વિના વિલંબે કૃષ્ણુલાલ બ્હાર ચાલ્યો ગયો. દ્વાર પાસે જતાં જ તેણે ચાર પાંચ નોકરો સાથે મનમોહન બાબૂને પોતાને ત્યાં આવેલો જોયો. નોકરોને મકાનની બ્હાર રાખીને એકલા મનમોહને જ મકાનમાં પ્રવેશ કર્યો. કૃષ્ણુલાલે તેને ઘણું માન આપીને બેસાડયો, તથા થોડા સમય સુધી આમતેમની કેટલીક વાતચિત થયા પછી મનમોહન પાસે ભોજનસામગ્રીનો થાળ મૂકવામાં આવ્યો. એ થાળ જોઇને તેણે પૂછ્યું:–" શું હું એકલો જ જમું ? "

કૃષ્ણુલાલઃ–એકલા નહિ તો બીજું કોણ જમે ?

મનમોહનઃ–ના ના–એમ નહિ બને. તમે પણ તમારો થાળ મંગાવીને મ્હારી સ્હામે ભોજન કરવાને બેસો.

કૃષ્ણુલાલઃ–થાળ લાવવાની શી જરૂર છે. હું આપની પાસે જ બેસું છું. આપ જમો.

મનમોહનઃ–ના ના–તમે મ્હારી સાથે જમવા બેસશો તો જ હું જમીશ. જો વિશેષ દુરાગ્રહ કરશો તો હું જમ્યા સિવાય ચાલ્યો જઇશ.

કૃષ્ણુલાલઃ–આપ આમ નારાજ ન થઇ જાઓ; લ્યો હું મારો થાળ પણ મંગાવું છું.

આમ કહીને તેણે દાસીની પાસે બીજો ભોજનનો થાળ મંગાવ્યો અને પછી તેમણે બન્નેએ ભોજન કરવા માંડયું. જમતાં જમતાં મનમોહને કહ્યું:–" વાહ ! શાક તો ઘણું સ્વાદિષ્ટ થયું છે. બાબી સાહેબે રસોઇ ઘણી સુંદર બનાવી છે. બીજું પણ થોડું મંગાવો. "

કૃષ્ણુલાલે દાસીને શાક લઇ આવવાની સુચના કરી. આવો પ્રકાર જોઇ મનમોહને નાસિકા કુંચિત કરીને કહ્યું:-"વાહ વાહ! શું દાસી પીરસશે?"

કૃષ્ણુલાલઃ-તેથી શું નુકસાન છે?

મનમોહન:-અરે! અમારાં ભાભીસાહેબ ક્યાં છે? તેમને જ બોલાવોને. આપણે બન્ને જ્યારે દોસ્ત છીએ ત્યારે પછી તેમણે મ્હારો પર્દો શા માટે રાખવો જોઇએ?

કૃષ્ણુલાલઃ-પર્દો તો કાંઇ નથી; પરંતુ આપની પાસે આવતાં એ શર્માય છે!

મનમોહન:-મ્હારાથી શા માટે તેમણે શર્માવું જોઇએ? જો કદાચ તમે શર્માતા હો તો એ જૂદી વાત છે.

કૃષ્ણુલાલઃ-ના ના-આપણે તો અભિન્નહૃદય સ્નેહીઓ છીએ. આપના સંબંધ સમક્ષ મ્હોટા અમીર ઉમરાવોના સંબંધને પણ હું તુચ્છ સમજું છું.

મનમોહન:-વળી મ્હેં પણ તમારી ઇચ્છાનુસાર વર્તવામાં ક્યાં પાછી પ્હાની કરી છે? મ્હોટા ભાઇના ક્રોધ કિંવા પ્રતિકાર તરફ ધ્યાન નહિ આપતાં હું તમારી સાથે મક્કા અને અજમેર આવવાને તૈયાર થઇ ગયો હતો એ વિષય તમે જાણો છો જ.

આ સમયે કૃષ્ણુલાલે પોતાની નવયુવાન સ્ત્રીને ઉચ્ચ સ્વરે બોલાવી. તેણે કહ્યું:-"સાંભળે છે કે? થોડું શાક લઇ આવ જોઇએ!"

મનમોહન:-હા હા, અહીં આવતાં શર્માઓ છો શા માટે? એમે તેમ તો પણ તમે મ્હારાં ભાભી છો. જો વિશેષ શર્મ આવતી હોય તો તમે માત્ર તમારૂં મુખમંડળ બતાવીને ચાલ્યાં જજો.

વિના વિલંબે નુપૂરનો નાદ કરતી કૃષ્ણુલાલની નવયોવના પત્ની

પર્દાની બ્હાર આવી. તેના એક હાથમાં શાકનું પાત્ર હતું.

પછીથી આ સ્થળે શું શું બન્યું તેમ જ શી વાતચિત થઇ તેનું વિશેષ વર્ણુન કરવાની જરૂર નથી. આવાં દુશ્ચરિત્રોનું વર્ણુન લં-બાવવાની અમારી પણુ ઇચ્છા નથી.

કૃષ્ણુલાલની આવી સ્થિતિ જોઇ સ્વાભાવિક રીતે જ પદ્માવતી અને જ્યોતિસિંહની ભૂલ માટે અમને અફસોસ થાય છે. રાણા વીર-સિંહજીના બહુરૂપીઓ તો કૃષ્ણુલાલને પ્રામાણિક સમજતા હતા અને હજી સુધી તેઓ કદાચ એમ જ સમજતા હશે; પરંતુ અફસોસ! જો આ સમયે કોઇ પણુ રીતે પદ્માવતીને એમ માલૂમ પડત કે, 'કૃષ્ણુ-લાલે ધર્મને ધોળી પીધો છે, તથા હવે એનાપર વિશ્વાસ મૂકવો એ પોતાના જીવ સાથે શત્રુતા કરવા જેવું છે,' તો ઘણું સારું થાત. જો કે, માયાસુંદરી, બંસરીબાલા, પદ્માવતી, અલકકિશોરી, લક્ષ્મીદેવી અને વીરસિંહના બહુરૂપીઓનો પિશાચપતિપરથી વિશ્વાસ ઉઠી ગયો હતો તો પણુ હજી સુધી કૃષ્ણુલાલપર તેમની સર્વેની કૃપાદૃષ્ટિ કાયમ હતી.

કૃષ્ણુલાલની સ્ત્રી મનમોહન બાબૂને શાક પીરસવા જેવી કમરમાંથી નીચી વળી કે તરત જ બ્હારથી કોઇએ કહ્યું, "કૃષ્ણુલાલ છે કે?" આ અવાજ સાંભળી કૃષ્ણુલાલ ચમકી ઉઠયો તથા તેણે દાસી તરફ જોઇને કહ્યું:—"જલ્દી જઇને જો જોઇએ કે કોણુ બોલાવે છે?"

દાસી તત્કાળ દ્વાર તરફ ચાલી ગઇ. દ્વાર ઉઘાડી તેણે જોયું તો બહાર એક બુરખાવાળો માણુસ ઉભો રહેલો તેના જોવામાં આવ્યો. એ માણુસે પોતાના મ્હોંની માફક પોતાના સર્વાંગને કાળાં વસ્ત્રોમાં છુપાવી રાખ્યું હતું. એનાં વસ્ત્રો એટલાં બધાં ઢીલાં હતાં કે તે વૃદ્ધ છે કે યુવાન એ સમજી શકવાનું કામ પણુ મુસ્કેલી ભર્યું હતું.

એ બુરખાવાળાને જોઇ દાસી ડરી ગઇ. જો મનમોહનના પેલા

સિપાહીઓ કિંવા અનુચરો દ્વાર પાસે હાજર ન હોત તો તે ભયની ભાવનાથી બૂમ પાડીને મકાનમાં પાછી આવતી રહેત; પરંતુ પેલા મનમોહન બાબૂના અનુચરો નજરે પડતાં જ તેના મનમાં હિમ્મત આવી, તથા તેણે બુરખાવાળાને પૂછ્યું:–" તમે કોણ છો, તથા શા માટે અહીં આવ્યા છો ? "

બુરખાવાળાએ કહ્યું:–" હું એક માણસ છું અને કૃષ્ણલાલજીને મળવાને ઇચ્છું છું."

દાસીએ કહ્યું:–" ઠીક તમે બ્હાર બેસો. તેઓ ભોજન કરવા બેઠા છે તેથી હાથ મ્હો ધોયા પછી આવશે."

બુરખાવાળાએ દાસીના આ શબ્દો તરફ ધ્યાન નહિ આપતાં કહ્યું:–"એમ બની શકે તેમ નથી. તું તેમની પાસે જઇ ભોજન પડતું મૂકી તેમને હમણાં ને હમણાં મ્હારી પાસે મોકલ; આમ છતાં તેઓ ન આવે તો તું એમ કહેજે કે, " શ્યામગઢના પૂજારી આવ્યા છે. "

આ વાક્યો બુરખાવાળાએ એવા ભાવથી ઉચ્ચાર્યા કે, દાસી ત્યાં રોકાઇને તેને બીજી કાંઇ હકીકત પૂછવાનું સાહસ કરી શકી નહિ. દ્વાર બંધ કરી ઝડપથી તે ઘરમાં ગઇ અને કૃષ્ણલાલને ઉપરની હકીકત કહી સંભળાવી. કૃષ્ણલાલે એમ સાંભળ્યું કે, ' શ્યામગઢના પૂજારી આવ્યા છે.' ત્યારે તેની વ્યાકુળતા ઘણી વધી ગઈ. એના હાથમાંનો ગ્રાસ હાથમાં જ રહ્યો. લાચારીથી, ગભરાઇ ગયો હોય એવી રીતે તેણે મનમોહન બાબૂને ઉદ્દેશીને કહ્યું:–" અડધા કલાક માટે મ્હને ક્ષમા આપો. હું આપ જેવા મિત્રની સાથે જમવા બેઠેલો હોવા છતાં જમી રહેતા પહેલાં જ મ્હારે હાથ ધોઇને ઉઠી જવું પડે છે, એ ઉપરથી એ માણસ સાથે મ્હારે કેટલી બધી જરૂરી વાત કરવાની હશે તેની કલ્પના આપ સહેલાઇથી કરી શકો તેમ છો. આપનાં

ભાભી આપને સારી રીતે આદરમાનથી સંતુષ્ટ કરશે. મ્હારા આવા વ્યવહારથી જો આપને અવિવેક જેવું લાગતો હોય તો તે માટે હું આપના ઉદાર હૃદય પાસે ક્ષમા યાચના કરૂં છું." આમ કહી પોતાની સ્ત્રી તરફ જોઇને તેણે કહ્યું:-" બાબુજીને તું શરબત વગેરે આપીને સંતુષ્ટ કરજે."

પછી કોઇ પણ પ્રકારના ઉત્તરની રાહ નહિ જોતાં કૃષ્ણુલાલ ઉઠી ઉભો થયો તથા ઝડપથી હાથ મ્હોં ધોઇ દ્વાર પાસે જઇ પહોંચ્યો, તેમ જ દ્વાર ઉઘાડી બ્હાર નીકળ્યો. જો કે આ સમયે કૃષ્ણુલાલે વિવેકની મર્યાદાનું ઉલ્લંઘન કર્યું હતું; પરંતુ તેના આ અવિવેકથી મનમોહન બિલ્કુલ વિરક્ત થયો નહિ. તેણે તો પોતાના મનમાં પ્રસન્ન થઇ સ્વગત વિચાર્યું કે, "ચાલો, એ કંટક દૂર થયો એ એક રીતે સારૂં જ થયું!"

દ્વારની બ્હાર નીકળતાં જ કૃષ્ણુલાલે બુરખાવાળાને જોયો, તથા કાંઇ પણ બોલ્યા સિવાય તે તેનું કાંડું પકડીને થોડે દૂર ચાલ્યો ગયો. એકાન્ત સ્થળે ગયા પછી કૃષ્ણુલાલે બુરખાવાળાની સાથે વાતચિત કરવા માંડી. તેણે કહ્યું:-" બૂમ સાંભળવામાં આવતાં, અવાજપરથી જ મ્હારા દોસ્ત આવ્યા છે એમ હું સમજી ગયો હતો; છતાં તમે કેવા વેષમાં આવ્યા છો એ જાણુવા માટે જ મ્હેં પ્રથમ દાસીને મોકલી હતી. દાસીએ જ્યારે તમારી તરફથી મ્હારી પાસે આવીને 'શ્યામગઢના પૂજારી આવ્યા છે' એમ કહ્યું ત્યારે મ્હારૂં હૃદય કંપી ઉઠયું. મ્હને એમ લાગે છે કે, તમે ઘણી ભયંકર ખબર લઇ આવ્યા છો!"

બુરખાઃ-બેશક એમ જ છે. તમને એ સાંભળીને આશ્ચર્ય લાગશે કે, તમારા પિતા અર્થાત્ પિશાચપતિ હવે મયદાનની ખુલ્લી હવા ખાવાને યોગ્ય રહ્યા નથી!

કૃષ્ણુલાલઃ-તેનું કાંઇ કારણ?

બુરખાઃ-એમનું દુર્ભાગ્ય ઘણા દિવસથી જેવી રીતે પારામાં ચાંદી છુપાઇ રહે તેવી રીતે છુપાઇ રહ્યું હતું; પરંતુ હવે તે ખુલ્લું થઇ ગયું છે, તથા તેણે તમારી માતાને પણ આઠમા ચંદ્રની માફક કૃપાદૃષ્ટિથી જોઇ લીધી છે. વળી તેણે સાડા સાતના કઠિન શનિને જયગોપાલ કરવાનો સંદેશો તમારા તરફ મોકલ્યો છે; પરંતુ એમ ન સમજશો કે, હું એનો દૂત થઇને આવ્યો છું. જ્યોતિષીજીએ બતાવેલા દાનનું ફળ બનીને તમારા રક્ષણ માટે જ હું આવ્યો છું. હવે તમારે આજકાલના જ્યોતિષીઓના કર્મભંડારમાંથી ફલિત વિદ્યાની માફક જેમ બને તેમ ત્વરાથી અંતરધ્યાન થઇ જવું જોઇએ.

કૃષ્ણુલાલે ભયભીત બની જઇને કહ્યું:-" ઘણા જ અફસોસનો વિષય છે કે, તમારી પહેલાંની પ્રકૃતિમાં લેશ માત્ર પણ પરિવર્ત્તન થતું નથી. જે વાત બે શબ્દોમાં કહી શકાય એવી હોય છે તેને એક હજાર શબ્દોમાં પણ તમે કહી શકતા નથી. સ્પષ્ટતાથી કહી દેતા કેમ નથી કે શું થયું છે?"

બુરખાઃ-મ્હને પણ એ વિષયનો અફસોસ થાય છે કે, તમારી બુદ્ધિને ઘસી તેજી બનાવવા જેવો પત્થર હજી સૂધી મળી આવ્યો નથી! ઠીક, હવે હું સ્પષ્ટતાથી જે કહું છું તે ધ્યાનથી સાંભળો. તમારા પિતાના છુપાઇ રહેલા દોષો વર્ષાની વાદળીમાં છુપાઇ રહેલા ચંદ્રની માફક એકાએક પ્રકટ થઈ ગયા છે. તેથી શેરના સપાટામાં બીચારી હરિણી ફસાઇ પડે અને તેની જેવી સ્થિતિ થાય તેવી જ સ્થિતિ શત્રુના પંઝામાં સપડાયલી તમારી માતાની થઇ પડી છે. આમ હોવાથી તમારી પાછળ પણ દુર્ભાગ્ય દોડતું આવે છે.

કૃષ્ણુલાલે વિશેષ વિરક્ત બની જઇને કહ્યું:-" હું સારી રીતે

જાણું છું કે, તમારો પ્રાણુ અને પ્રકૃતિ સાથે જ જશે. હશે, તમારા કહેવાથી હું સમજી શક્યો છું કે, મ્હારા પિતાના ગુન્હાઓ મહારાણુા વીરસિંહજીના જાણુવામાં આવી ગયા છે; પરંતુ એમના, જ્યોતિસિંહ અને પદ્માવતીના મુખમાંથી નીકળેલા ક્ષમા શબ્દપર મ્હને ઘણો વિશ્વાસ હતો.”

બુરખાઃ—ના ના, તમારા પિતાએ વીરસિંહજીનો જે અપરાધ કર્યો હતો તે તેમના બહુરૂપીઓને માલૂમ પડી ગયો છે; પરંતુ આ નવા પ્રકટ થયેલા દોષોની આગળ એ દોષ, સૂર્યની આગળ દીપક હોય એવો હતો.

કૃષ્ણુલાલઃ—જો તમારામાં આવી ઠઠ્ઠા મશ્કરીની ટેવ ન હોત તો તમે ઘણા ઉપયોગી માણુસ નીવડત. તમે જોઇ શકો છો કે, આપણે રસ્તાની સડકપર કવખતે ઉભા રહ્યા છીએ; છતાં તમે તમારી હકીકત ટૂંકમાં કહી દેતા નથી.

બુરખાઃ—એનું કારણુ એ છે કે, મ્હારું નામ કાંઈ ટૂંકમાં અથવા એકલું નથી. ગોપી અને વલ્લભ એ બે શબ્દોના યોગથી મ્હોટા લોકોએ મ્હારું નામ ઠોકી બેસાડયું છે. મ્હોટા લોકોની પ્રતિષ્ઠા ધ્યાનમાં રાખીને હું મ્હારા નામને સ્વાર્થની પદવી આપવાનો હમ્મેશાં પ્રયત્ન કરું છું; તેથી ગોપીઓના પ્રેમની માફક મ્હારી વાતોનું મૂલ્ય આંકી શકાય તેમ નથી જ. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં રસ્તા વચ્ચે વાતચિત કરતાં તમારું મન સંકોચાતું હોય તો સહજ આગળ પધારી સરિતાતટપર આવી મ્હારા બ્યાનપર કાન આપી ધ્યાનથી સઘળી હકીકત સાંભળી લ્યો. ચાલો—જલ્દી ચાલો—કદાચ વીરસિંહજીના બહુરૂપીઓ દૈવયોગે આવી પહોંચશે તો તેઓ આપણુને બન્નેને ઝાંઝરીઆં પહેરાવી દેશે !

કૃષ્ણુલાલઃ–હું તો તમારાં આવાં ટાળાંથી કંટાળી ગયો છું ! જે સંકટ આવી પડવાનું હશે તેની માહિતી હું પોતે જ મેળવીશ. હનુમાનજીના પૂછડાની માફક તમારી વાતનો અંત આવે તેમ નથી જ.

બુરખાઃ–વાહ વાહ ! તમે પણ હવે સાલંકારિક વાક્યરચના કરતાં શીખ્યા ખરા ! અત્યારના તમારા ક્રોધથી, ક્ષુધાતુરને મિષ્ટાન્નની પ્રાપ્તિથી જેટલો આનંદ થાય તેથી પણ વિશેષ આનંદ મ્હને થાય છે.

કૃષ્ણુલાલઃ–ઠીક, ત્યારે સ્પષ્ટતાથી કહી દોને કે હજી સૂધી તમે ભુખ્યા છો, તથા જ્યાં સૂધી તમારા પેટની પૂજા નહિ થાય ત્યાં સૂધી તમે મુદ્દાની વાત કહેશો નહિ.

બુરખાઃ–તમારી આવી તીક્ષ્ણ પરિક્ષકશક્તિ જોઇ હું અત્યંત પ્રસન્ન થયો છું. તમારે ત્યાં જ ભોજન કરી ઉપરથી દક્ષિણા મેળવી સઘળી હકીકત તમને જણાવવાનો મ્હારો વિચાર હતો; કિન્તુ તમારા ગૃહદ્વાર પાસે ઉપસ્થિત થતાં સઘળા ભેદનો સ્ફોટ થઇ ગયો ! તમારા મકાનમાંથી આવતી અસહ્ય દુર્ગંધથી મ્હારી એવી ખાત્રી થઇ ગઇ કે તમારા ઘરનું જળપાન સુદ્ધાં હું કરી શકીશ નહિ. હશે, જેવી ઇશ્વરેચ્છા ! હું તમારો મિત્ર હોવાથી જે કાર્ય કરવા માટે આવ્યો છું તે અવશ્ય પૂર્ણ કરીશ.

આમ કહી એક ક્ષણ માટે વિચારમગ્ન રહ્યા પછી પુનઃ તે કહેવા લાગ્યોઃ–"ના ના ! હવે તમારી સાથે મિત્રતા રાખવી વૃથા છે. મ્હેં તમને જે કહ્યું છે તે ઉપરથી તમારે જે સમજવું હોય તે સમજો અને જે કરવું હોય તે કરો."

આમ કહીને એ બુરખાવાળો વિચિત્ર માણસ કૃષ્ણુલાલ પાસેથી ચાલ્યો ગયો. કૃષ્ણુલાલે તેને ઘણી હાંકો મારી; કિન્તુ તેણે પોતાની દૃષ્ટિ સુદ્ધાં પાછળ ફેરવી નહિ. કૃષ્ણુલાલ પોતાના મન સાથે અફસોસ

કરતો કરતો પોતાના મકાન તરફ પાછો ફર્યો. તેનો ધનવાન મિત્ર આદરાતિથ્યનું સંપૂર્ણ સુખ ભોગવી ક્યારનોય વિદાય થઇ ગયો હતો. તેની પત્ની શ્રમિત બની ગઇ હોય એવા ભાવથી શય્યામાં આળોટયા કરતી હતી. કૃષ્ણલાલ નજરે પડતાં જ તે તિરસ્કારસૂચક સ્વરે બોલી ઉઠી:-" અત્યાર સુધી ક્યાં ગૂમ થઇ ગયા હતા ? એવો તે કયો ગઢ જીતવા ગયા હતા કે ખાધા સિવાય ઉઠી ગયા અને એક પ્રતિષ્ઠિત મહેમાન તરફ અવિવેક દર્શાવ્યો ?! "

આ વાકયોના ઉત્તરમાં કૃષ્ણલાલે કહ્યું:-" હું મ્હારા નરાધમ પિતાપર આવી પડેલા સંકટના સમાચાર સાંભળવા ગયો હતો. જો મ્હેં એમના મૃત્યુના સમાચાર સાંભળ્યા હોત તો વધારે સારું લાગત; કેમ કે તેથી હું નિશ્ચિંત થઇ શકત ! "

## પ્રકરણ ૯ મું.

### અદ્ભુત યક્ષ.

પાછળ અમે લખી ચુકયા છીએ કે, પદ્માવતીએ નારંગીને જ્યારે માયાવિનીની કેદમાંથી છોડાવી ત્યારે તેણે તેને બારોબાર શ્યામગઢ તરફ જવાની સુચના કરી હતી. તે સાથે તેણે તેને માયાસુંદરીની શોધમાં અન્યત્ર નહિ જવાની અને શ્યામગઢમાં જ રહેવાની આગ્રહથી ભલામણ કરી હતી. નારંગીએ પદ્માવતીની એ સૂચના સ્વીકારી લીધી હતી તથા મહારાણા વીરસિંહજીના રામગઢ ચાલ્યા ગયા પછી પણ તેણે શ્યામગઢનો ત્યાગ કર્યો નહોતો.

ઇશ્વરપર વિશ્વાસ મૂકીને શ્યામગઢના કિલ્લામાં તે પોતાનો કાળ પસાર કરતી હતી.

જો કે એ કિલ્લાના જનાનખાનામાં નહિ જેટલી સ્ત્રીઓ જ હતી; છતાં નારંગીએ જ્યારે ત્યાં રહેવા માંડયું ત્યારે મહારાણા વીરસિંહજીની આજ્ઞાથી વીસ પચીસ સ્ત્રીઓને દાસીઓ તરીકે નિયુક્ત કરીને જનાનખાના કિંવા અંતઃપુરમાં રાખવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. મહારાણા વીરસિંહે પણ નારંગીને હવે બ્હાર રખડવા નહિ જવાની સૂચના કરી હતી, તથા જો તેનો જીવ કોઇ પણ પ્રકારના સમાચાર જાણવાને અસ્થિર બની જાય તો તે સમાચાર લઇ આવવાની તેમણે જ્યોતિષીજીના અધિકાર નીચેના બહુરૂપીઓને આજ્ઞા કરી હતી. જગન્નાથ જ્યોતિષી પણ નારંગીની સર્વ ઇચ્છાઓ પૂર્ણ કરતો હતો. આમ હોવાથી તે ત્યાં સંપૂર્ણ સુખમાં રહેતી હતી. એવામાં એક દિવસે જ્યોતિષીએ તેની પાસે આવીને જ્યોતિસિંહનો લખેલો એક પત્ર તેના હાથમાં મૂકયો. એ પત્રમાં આવી હકીકત લખેલી હતીઃ—

"શ્રીમાન્ જ્યોતિષીજી મહાશય !

માયાસુંદરી, પદ્માવતી, રતિસુંદરી અને અલકકિશોરીને સાથે લઇને અમે શ્યામગઢ તરફ આવીએ છીએ; તેથી બની શકે તેટલી ત્વરાથી પાલખીઓ વગેરે પ્રવાસનો સરસામાન લઇ કેટલાક સિપાહીઓ સાથે આપ પણ ભુતીઆ પહાડની તળેટીમાં આવીને અમને મળજો.

લિ૦ નિરંતર શુભેચ્છક જ્યોતિસિંહ."

આ પત્ર વાંચવામાં આવતાં નારંગીને અપાર આનંદ થયો, તથા તેણે પૂછ્યું:—" આ પત્ર કેવી રીતે આપને પ્રાપ્ત થયો ? "

"હમણાં જ આપણો એક સિપાહી આ પત્ર લઇ આવ્યો છે. એમાં જણાવવામાં આવેલા કાર્યની સઘળી યથોચિત વ્યવસ્થા કરીને જ હું તમારી પાસે આવ્યો છું. આપણે બની શકે તેટલી ત્વરાથી અહીંથી રવાના થવાનું છે." જ્યોતિષીએ કહ્યું.

નારંગીએ પણ સાથે જવાની ઇચ્છા દર્શાવી. તેની ઇચ્છાનુસાર જ્યોતિષીએ તેને પોતાની સાથે આવવાની સંમતિ દર્શાવી. ત્યાર પછી સઘળો બંદોબસ્ત થયા પછી સિપાહીઓની સાથે તેઓ બન્ને જણાં શ્યામગઢથી રવાના થયાં. લગભગ દોઢેક કલાક પછી તેઓ સર્વ ભુતીઆ પહાડ પાસે જઇ પહોંચ્યાં. ત્યાં એ ગુફામાં માયાસુંદરી વગેરેને બેસાડીને બહુરૂપીઓ તેમ જ બલભદ્રસિંહની સાથે જ્યોતિસિંહ બ્હાર ફર્યા કરતો હતો. જ્યોતિસિંહ અને બહુરૂપીઓ ઘણા જ પ્રેમથી જગન્નાથ જ્યોતિષીને મળ્યા. જે ગુફામાં માયાસુંદરી, પદ્માવતી વગેરે હતી એ ગુફામાં જ નારંગીની પાલખી મોકલવામાં આવી.

એ ગુફા ઘણી લાંબી તથા પહોળી હોવાથી તેમાં કોઈ પણ પ્રકારની તકલીફનો અનુભવ થાય તેમ નહોતું, તથા સૂર્યનો મનોહર પ્રકાશ એ ગુફામાં વિસ્તૃત થયેલો હતો. તારાસિંહના મુખે માયાસુંદરીએ જ્યારે નારંગીના આગમનના સમાચાર જાણ્યા ત્યારે તે તેને મળવા માટે બેચેન બની ગઇ, તથા જ્યાં સુધી નારંગી પાલખીમાંથી નીકળે ત્યાં સુધીમાં તો તે ગુફાની બ્હાર પાલખી પાસે આવી પહોંચી. પાલખીમાંથી ઉતરીને નારંગીએ જ્યારે માયાસુંદરીને પોતાની પાસે આવી ઉપસ્થિત થયેલી જોઈ ત્યારે તે તેને સ્નેહાતિશયથી વળગી પડી. બન્નેનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. પછીથી પદ્માવતી આવી નારંગીને ભેટી પડી. તત્પશ્ચાત્ બંસરીબાલા, અલકકિશોરી, લક્ષ્મીદેવી વગેરે પણ નારંગીને મળી. આ સમયે સર્વના

મુખમંડળપર એક પ્રકારનો આનંદ જોવામાં આવતો હતો. જો કે માયાસુંદરી, બંસરીબાલા, પદ્માવતી, રતિસુંદરી અને અલકકિશોરી એમ જાણી ગયાં હતાં કે, નારંગી પિશાચપતિની પુત્રી છે; છતાં નારંગી માટે કોઇના પણ મનમાં તિરસ્કાર ભાવ ઉત્પન્ન થયો નહોતો. નારંગી નજરે પડતાં જ એ પાંચે જણીઓના અંતરમાં એવો પ્રેમ ઉત્પન્ન થયો કે, જેવો પ્રેમ ખરા આંતરિક સ્નેહીને જોતાં ઉત્પન્ન થાય. અફસોસનો વિષય એ છે કે, નારંગી હજી સુધી એમ જાણતી નહોતી કે તેનો પિતા પિશાચપતિ હોઈ તેણે તેના પૂર્વ જીવનમાં મહા ભયંકર રાક્ષસી કુકર્મો કરેલાં છે!

માયાસુંદરી, પદ્માવતી અને નારંગી વગેરે વચ્ચે પ્રેમપૂર્ણ વાતચિત ચાલવા લાગી; પરંતુ જ્યોતિસિંહના આવવાથી તેમની એ વાતચિત બંધ થઇ ગઇ. જ્યોતિસિંહે તેમની પાસે ઉપસ્થિત થઇને કહ્યું:–"હવે તમારે ઘણી ત્વરાથી અહીંથી શ્યામગઢ તરફ જવું જોઇએ કે જેથી સંધ્યાકાળ પૂર્વે ત્યાં પહોંચી શકાય."

પાલખીઓ ગુફાની પાસે રાખવામાં આવી. પદ્માવતી, માયાસુંદરી, બંસરીબાલા, અલકકિશોરી તથા રતિસુંદરી તેમાં બેસી ગઇ, અને સર્વે પ્રસન્નતાપૂર્વક શ્યામગઢ તરફ વિદાય થયાં.

સૂર્યાસ્ત પૂર્વે જ સર્વે શ્યામગઢના કિલ્લામાં જઇ પહોંચ્યાં. શ્યામગઢનું અંતઃપુર આજે પુનઃ નુપૂરધ્વનિથી સજીવ બની ગયું; છતાં અંતઃપુરમાં પ્રવેશ કરતાં જ એક વખત માયાસુંદરીનું હૃદય કંપી ઉઠયું. પ્રથમ બનેલા હૃદયવિદારક બનાવો થોડા સમય માટે તેના સ્મરણમાં આવ્યા. લાલી અને કુંદનનું પણ તેને સ્મરણ થઇ આવ્યું. માત્ર માયાસુંદરીને જ નહિ પરંતુ તેની સાથે અલકકિશોરીને પણ ભૂતકાળની ઘટનાઓ યાદ આવી, કેમ કે તે પોતે જ લાલી બનીને

પૂર્વે આ સ્થળે રહેતી હતી. અલકકિશોરી માયાસુંદરીને ઓળખતી હતી; પરંતુ અલકકિશોરી જ લાલી હતી એવી કલ્પના કદાપિ માયાસુંદરીના મનમાં આવી નહોતી.

રંગમહાલય કિંવા અંતઃપુરમાં પ્રવેશ કરતાંની સાથે જ માયાસુંદરીને પૂર્વના બનાવો યાદ આવ્યા, તથા તેના મનોહર મુખમંડળપર અલ્પકાળ માટે વિષાદગાંભીર્યની છાયા છવાઇ ગઇ. વળી પૂર્વના બનાવો યાદ આવ્યાથી અલકકિશોરીની દૃષ્ટિ પણ માયાસુંદરીના મ્હોં તરફ સ્વાભાવિક રીતે જ આકર્ષાઇ, તથા તેની સ્થિતિ જોઇને તેના મ્હોંપર છવાઇ રહેલા વિષાદગાંભીર્યનું કારણ સમજી ગઇ. વળી અલકના અંતરમાં એવો વિચાર ઉપજ્યો કે, પહેલાં જે માયાસુંદરી એક બંદિની તરીકે મહા કષ્ટમાં અત્રે પોતાનો કાળ શોકાતુર તથા ચિંતાતુર રહીને પસાર કરતી હતી તે જ માયાસુંદરી ભાગ્યદેવીની પ્રસન્નતાથી આજે અત્રે એક અધીશ્વરીની માફક ઉપસ્થિત થઇ છે! આવો વિચાર ઉપજવાથી સ્વાભાવિક રીતે જ તેને હસવું આવ્યું. તેને હસતી જોઇ માયાસુંદરીને ઘણું જ આશ્ચર્ય લાગ્યું, તથા તેણે તેને પૂછ્યું:— "કેમ તમને હસવું શા માટે આવ્યું?"

અલકઃ—મ્હને હસવું આવવાનું એવું કોઇ ખાસ કારણ નથી.

માયાસુંદરીઃ—ના ના, એવું હું માની શકતી નથી. મ્હારી એવી ખાત્રી છે કે, આ પ્રસંગના તમારા હાસ્યમાં કોઇ પણ પ્રકારનો ગુપ્ત ભેદ અવશ્ય છુપાઇ રહેલો છે. આજકાલ કરતાં ઘણા દિવસથી આપણે સાથે રહીએ છીએ; છતાં કદાપિ મ્હેં તમને કારણ સિવાય હસતાં જોયાં નથી. તમારા હસવાનું કારણ મ્હને કહેવામાં તમને કોઇ પણ પ્રકારની અડચણ છે?

અલકઃ—તમને ચિંતાયુક્ત ભાવથી ચોતરફ દૃષ્ટિ ફેરવતાં જોઇ સ્વાભાવિક રીતે જ હું હસી પડી છું.

માયાસુંદરીઃ—ના ના, એની સાથે બીજું કોઇ કારણ જરૂર હોવું જોઇએ.

પદ્માવતીઃ—એ કારણ હું સમજી ગઇ છું; બ્હેન તમે મ્હને જ પૂછી તમારી શંકા દૂર કરો.

માયાસુંદરીએ પદ્માવતીનું કાંડું પકડીને કહ્યુંઃ—" ઠીક ત્યારે બ્હેન ! તમે જ એ કારણ મ્હને કહો !"

પદ્માવતીઃ—જ્યારે તમે શોક તેમ જ સંતાપમાં તમારા દુઃખમય દિવસો એક બંદિની તરીકે અત્રે પસાર કરતાં હતાં ત્યારે અલક પણ અત્રે રહેતી હતી, તથા તેની સાથે તમારો ઘણો સંબંધ હતો. એના હાસ્યનું મુખ્ય કારણ આ સિવાય બીજું નથી.

પદ્માવતીનાં આ વાક્ય સાંભળી માયાસુંદરી ઘણું આશ્ચર્ય પામી; તેણે કહ્યુંઃ—" બ્હેન ! તમે મ્હને હસો છો ! શું અલકકિશોરીબ્હેન ઘણા મહિના સુધી મ્હારી પાસે રહે અને હું એમને ઓળખી ન શકું એ બનવા જેવું છે કે ?"

પદ્માવતીએ હાસ્ય સહિત કહ્યુંઃ—" મ્હારું એવું કહેવું નથી કે એ સમયે અલક અત્રે પોતાના અસલ વેષમાં રહેતી હતી. હું જે કાંઇ કહું છું તેનો સંબંધ ' લાલી ' સાથે છે. વાસ્તવિક રીતે આ અલક જ એ સમયે લાલી નામ ધારણ કરીને અત્રે રહેતી હતી."

આ ઉત્તર સાંભળી વિશેષ વિસ્મિત બની જઇ, અલકકિશોરીનો હાથ પકડીને માયાસુંદરીએ તેને પૂછ્યુંઃ—" શું તમે જ લાલી હતાં કે ?"

અલકઃ—આ પ્રશ્નનો હકારમાં ઉત્તર આપતાં હું શર્માઉં છું. અફસોસનો વિષય એ છે કે, એ સમયે મ્હારું મન અત્યારની માફક સ્વચ્છ નહોતું; કેમ કે હું દુષ્ટા માયાવિનીની આધીનતામાં હતી,

તથા એને હું મ્હારી વડિલ ભગિની સમજતી હતી. એની આજ્ઞાનુસાર એક કાર્ય કરવા માટે હું અત્રે આવી લાલી નામ ધારણ કરીને રહી હતી.

માયાસુંદરીઃ—આહ ! ત્યારે તો આજે ઘણા ભેદોનો પત્તો મળી શકાશે. એ ભેદભરેલા બનાવો યાદ આવતાં હજી પણ હું ગંભીર વિચારમાં લીન થઇ જાઉં છું. હવે હું તમને ઘણી હકીકત પૂછીને મ્હારા મનની શંકાઓ દૂર કરીશ, તથા તમારે ભગિનીભાવથી મ્હારા પશ્નોના મ્હને યથાર્થ તેમ જ સત્ય ઉત્તરો આપવા પડશે.

પદ્માવતીઃ—એ માટે તમે નિશ્ચિંત રહો. અધીરાં બની જવાની જરૂર નથી. હજારો દુઃખો વેઠીને આપણે સર્વે છેવટ અત્રે આવી પહોંચ્યા છીએ એ માટે પરમકૃપાળુ પરમાત્માનો અનન્યભાવથી આપણે આભાર માનવો જોઇએ.

અલકઃ—બરાબર છે. જે સ્થળે પ્રથમ તમે તમારા દિવસો ઘણા જ દુઃખમાં પસાર કરતાં હતાં ત્યાં હવે તમે પરમકૃપાળુ કિરતારની કૃપાથી મહાસુખમાં રહી શકો તેમ છો. વિશ્રાન્તિ લઇને પ્રથમ પ્રવાસના શ્રમને દૂર કરો ત્યાર પછી તમારે મ્હને જે પૂછવું હોય તે બેલાશક પૂછજો.

રાત્રિનો સમય થયેલો હોવાથી સર્વ ભોજન કરવા ચાલ્યાં ગયાં. જ્યોતિર્મયી રાત્રિ હતી. આકાશમાં કેટલાક મેઘખણ્ડ દોડાદોડ કરી રહ્યા હતા. ચંદ્રદેવ ક્વચિત્ મેઘખણ્ડ પાછળ છુપાઈ જતા હતા તો ક્વચિત્ પાછા પ્રકટ થતા હતા. આ સમયે શ્યામગઢનો કિલ્લો તેમ જ તેની ચોતરફનો પ્રદેશ ઘણો મનોહર લાગતો હતો. રંગમહાલયની અગાસીમાં માયાસુંદરી, બંસરીબાલા, પદ્માવતી, અલકકિશોરી, લક્ષ્મીદેવી તથા નારંગી વગેરે ફર્યા કરતાં હતાં તથા શાન્ત પ્રકૃતિનું મુગ્ધદૃષ્ટિથી દર્શન કરી રહ્યાં હતાં. આ સમયની શોભા, છટા કિંવા

પ્રાકૃતિક સ્થિતિ તેમના સર્વના મનપર ભિન્ન ભિન્ન ભાવની અસર કરતી હતી. પદ્માવતી પોતાના ધ્યાનમાં ડુબી ગઇ હતી, લક્ષ્મીદેવી કાંઇ બીજા જ વિચારો કર્યા કરતી હતી, અલકકિશોરી કેટલાક સંભવ અસંભવ વિચારોમાં લીન થઇ ગયેલી હતી. તાત્પર્ય એ છે કે, તેમના પ્રત્યેકના વિચારના વિષય ભિન્ન ભિન્ન હતા. આમ હોવા છતાં નારંગીનું ચિત્ત ઘણું અસ્વસ્થ થઇ ગયું હતું. તેણે જ્યારે એમ સાંભળ્યું કે, પિશાચપતિને કેદ પકડીને અત્રે લાવવામાં આવ્યો છે ત્યારે તેના મનમાં ઘણા વિચારો ઉપજવા લાગ્યા. પિશાચપતિ કોણ હશે, એણે શા ગુન્હાઓ કર્યા હશે, વીરસિંહના બહુરૂપીઓનો એણે આટલો બધો સ્નેહ સંપાદન કરેલો હોવા છતાં તેઓ એનાપર આટલા બધા ક્રોધે કેમ ભરાયા હશે, રતિસુંદરીને લક્ષ્મીદેવીના નવીન નામથી કેમ બોલાવવામાં આવે છે, પદ્માવતી તેનું વિશેષ માન કેમ રાખે છે આ સઘળી હકીકત જાણવાને એ વ્યાકુળ બની ગઇ હતી, તથા એ સંબંધીનો સઘળો ખુલાસો પદ્માવતીને પૂછી જોવાનો સુયોગ તે શોધતી હતી.

એક કલાક સુધી પ્રકૃતિની શોભાનું દર્શન કર્યા પછી તેઓ સર્વ એક તરફ બિછાવવામાં આવેલા ગાદી તકીઆઓપર બેસી ગઇ. પછીથી નારંગીએ વાતની શુરુઆત કરી. તેણે માયાસુંદરીને પૂછ્યું:- "બ્હેન ! પિશાચપતિ તો મહારાણા વીરસિંહજીના બહુરૂપીઓને મળી તેમની સૂચનાનુસાર વર્તતા હતા; છતાં આવી રીતે એકાએક શા કારણથી તેમને કેદ કરવામાં આવ્યા છે ?"

"એ સંબંધી જે પુછવું હોય તે તું પદ્માવતી બ્હેનને પૂછી જો." માયાસુંદરીએ ઉત્તરમાં કહ્યું.

"બરાબર છે; કેમ કે એ એમનો જ બહુરૂપી હતો, તથા એમની આજ્ઞાનુસાર વર્તતો હતો." અલકે કહ્યું.

પદ્માવતીએ હસીને કહ્યું:-" કોનો બહુરૂપી હતો અને કોનો બાપ હતો તેની સાથે આપણને શો સંબંધ છે? કેમ કે હવે એને કોઇ પોતાનો બહુરૂપી બનાવશે નહિ તથા કોઇ તેને પિતા કહેવાની ઇચ્છા કરશે નહિ."

માયાસુંદરી:-તમે જેવી રીતે હવે માયાવિનીને તમારી ભગિની કહેવાને ઇચ્છતાં નથી તેમ જ કેમ ખરુંને ?

પદ્મા:-ના ના, એ પ્રકાર અને આ પ્રકારમાં થોડો ફર્ક છે. કમબખ્ત માયાવિની તો વાસ્તવિક રીતે મ્હારી બ્હેન જ નથી.

આ વાક્ય સાંભળી વિસ્મિત બની જઇને નારંગીએ કહ્યું:-" શું વાસ્તવિક રીતે એ તમારી બ્હેન નથી! ત્યારે પછી તમે મ્હને એમ શા માટે કહ્યું હતું કે, માયાવિની તમારી મ્હોટી બ્હેન છે?'!"

પદ્મા:-જેવી રીતે હજી સુધી પિશાચિપતિની હકીકત તું જાણતી નથી તેવી જ રીતે આજ સુધી હું માયાવિની સંબંધીની ખરી હકીકત તું જાણતી નહોતી. વળી પિશાચપતિનો યથાર્થ પરિચય ત્હારા જાણવામાં આવશે ત્યારે ત્હારી કેવી સ્થિતિ થઇ જશે એ સંબંધીની કલ્પના હું કરી શકતી નથી. જો બ્હેન! દુનિયામાં કોઇ કોઇના દોષનું ભાગીદાર થઇ શકતું નથી; પરંતુ તેને તેના બચાવમાં મદદ કરી શકે છે, એ જ પ્રમાણે પ્રામાણિક પિતા બદમાશ પુત્રના દોષોથી દોષી થઇ શકતો નથી અને ધર્માત્મા પુત્ર પોતાના કપટી, કુટિલ તથા અધર્મી પિતાનાં કર્મોનો ઉત્તરદાતા થઇ શકતો નથી. પ્રત્યેક મનુષ્યને પોતાનાં કર્મોનું ફળ પોતાને જ ભોગવવું પડે છે; એના કોઇ આત્મીય સ્વજનને એ માટે શિક્ષા સહન કરવી પડતી નથી. એની સાથે સાથે એ વાત પણ ચોક્કસ છે કે વિરુદ્ધ સ્વભાવનાં માણસોનો સ્નેહસંબંધ વિશેષ કાળ સુધી ટકી શકતો નથી. પછી તેઓ ગમે

તો દિલોજાન દોસ્ત યા તો ગમે એવાં નિકટનાં સંબંધી હોય છે તો પણ એમના માટે આ નિયમ સર્વથા સત્ય નીવડે છે; કેમ કે પ્રકૃતિ-ભેદને લીધે તેમના મનમાં એક બીજાં પ્રત્યેનો પ્રેમ વિશેષ કાળ સુધી કાયમ રહી શકતો નથી.

નારંગીઃ–હું વચ્ચે બોલું છું એ માટે મ્હને ક્ષમા આપજો. લોકો એમ શા માટે કહે છે કે, ખરાબ માણસની સોબત કરવાથી સારું માણસ પણ ખરાબ થાય છે?

પદ્માવતીઃ–મ્હારી માન્યતા એવી છે કે, એક ખરાબ માણસની સોબતથી સારું માણુસ ખરાબ થતું નથી. ઉલટું પેલું ખરાબ મા-ણસ સારા માણસની સોબતથી થોડા ઘણા અંશે સુધરી જાય એવો સંભવ છે. મન એક એવો શુદ્ધ પદાર્થ છે કે, જો તે કોઇ પણ પ્રકા-રના દબાણમાં પડી જતો નથી અથવા કોઇ પણ પ્રકારની જરૂરી-આતની તેને ચિંતા રહેતી નથી તો તે હમ્મેશાં સત્યતા તરફ જ આકર્ષાય છે. આમ હોવા છતાં એટલું ચોક્કસ છે કે, જો એક સારું માણસ દશપંદર કિંવા તેથી વિશેષ ખરાબ માણસોની સોબતમાં રહે છે તો તે પણ તેમના જેવું ખરાબ બની જાય છે. વળી એક જ મા-ણસ સાથેના સહવાસને સોબત કહી શકાતી નથી. એક માણસના વિશેષ માણસો સાથેના સહવાસને જ સોબત કહી શકાય છે. ઠીક, હું શું કહેતી હતી? આ બીજી વાત કરતાં મૂળ વાતને હું ભૂલી ગઇ છું. એક માણસ પોતાની હકીકત કહેતું હોય છે અને તેની વચ્ચે બીજું કોઇ આડી અવળી વાત પુછે છે તો તે પોતાની મૂળ વાતને ભૂલી જાય છે.

નારંગીઃ–ખરી વાત છે; હું મ્હારી આ ભૂલ માટે પ્રથમથી જ તમારી પાસે ક્ષમા માગી ચુકી છું. ઠીક, તમારાં પ્રથમનાં વચનો

સાંભળી, પિશાચપતિને તમે મ્હારા સગાસંબંધી ઠરાવવાનો પ્રયત્ન કરો છો એમ હું જાણી શકી છું !

પદ્માઃ—જે પ્રયત્ન કરવાનો હતો તે સાક્ષાત ઇશ્વરે જ કરેલો છે. ઇશ્વરે જ પિશાચપતિને ત્હારો સંબંધી ઠરાવ્યો છે. ઠીક, પ્રથમ હું ત્હારી પાસે કૃષ્ણલાલની હકીકત કહું છું, કૃષ્ણલાલે પોતાની સઘળી કર્મકથા કિંવા જીવનકથા શ્રીમાન્ જ્યોતિસિંહજીને કહી સંભળાવી હતી, તથા તે મ્હેં છુપાઇ રહીને સાંભળી લીધી હતી. પછીથી ધીમે ધીમે સર્વના જાણવામાં એ અદ્ભુત હકીકત આવી ગઇ.

આમ કહીને પદ્માવતીએ, જ્યોતિસિંહનું દીવાના બનીને માયાવિનીના તિલિસ્મી બાગમાં જવું, કૃષ્ણલાલ સાથે તેની મુલાકાત થવી તથા તેની કર્મકથા સાંભળવી, ચંડૂલ (પદ્માવતી)નો ચમત્કાર, પિશાચપતિ અને શેરસિંહના રંગઢંગ તેમ જ બીજી પણ કેટલીક હકીકત કહી સંભળાવી. એ હકીકત ઘણા ધ્યાનથી નારંગીએ સાંભળી. તેના સ્મરણમાં બાલ્યાવસ્થામાં બનેલા ઘણા બનાવો આવતા હતા. જ્યારે તેની માતા હતી ત્યારે તેનો પિતા ઘણા દિવસ સુધી ગેરહાજર રહેતો હતો. એનો પિતા એકાએક અદૃશ્ય થઇ ગયો હતો, તથા કોઇ અજાણ્યા માણસે તે મૃત્યુ પામ્યો છે એવા સમાચાર જણાવ્યા હતા. એ સમયે તેના પિતા માટે ઘણી અફવાઓ ચાલી રહી હતી. અંતે જ્યારે નારંગીનો કાકો શેરસિંહ નારંગીને ઘેર આવ્યો ત્યારે તેણે પોતે પણ પોતાના ભાઇનું પોતાની હાજરીમાં જ મૃત્યુ થયું છે, તથા પોતે જ તેના મૃતદેહના અગ્નિસંસ્કારની ક્રિયા કરી છે એમ કહ્યું જેથી નારંગીના પિતાના મૃત્યુ માટે કોઇના મનમાં શંકા રહી નહોતી.

નારંગીને ગંભીર ચિંતામાં પડી ગયેલી જોઇને પદ્માવતીએ કહ્યુંઃ— “તું શા માટે ચિંતા કરે છે. જે ભેદ હજી સુધી તું જાણતી નથી

તેનો સ્ફોટ આજે હું ત્હારી પાસે કરું છું કે પિશાચપતિ ત્હારો પિતા અને કૃષ્ણલાલ ત્હારો ભાઇ થાય છે.”

નારંગીઃ–મ્હારા પિતાએ પોતાના મૃત્યુના ખોટા સમાચાર શા માટે ફેલાવ્યા હતા ? કૃષ્ણલાલની જે કર્મકથા મ્હારા સાંભળવામાં આવી છે તે પરથી તો એમ માલૂમ પડે છે કે, રાણા વીરસિંહજીને ત્યાં ચોરી કરેલી હોવાથી જ તેમને એમ કરવું પડ્યું.

પદ્માઃ–પહેલાં હું પણ એમ જ સમજતી હતી, તથા પોતાના ગૂમ થવાનું પિશાચપતિએ પણ બીજું કોઇ કારણ દર્શાવ્યું નહોતું; પરંતુ હમણાં જે હકીકત જાણવામાં આવી છે તે ઘણી જ ભયંકર હોઇ પોતાનાં રાક્ષસી કર્મોનું ફળ ભોગવવું પડશે એવા ભયથી જ તેણે વેષાંતર કરેલો હોવો જોઇએ એમ માની શકાય છે. અરેરે! પિશાચપતિએ મ્હારા સર્વસ્વનો વિનાશ કર્યો છે. પિશાચપતિના જે પત્રો મનોરમા પાસે હતા તે જો મ્હેં તેને પાછા મેળવી આપીને તેનો નાશ થવા દીધો ન હોત અર્થાત્ એ પત્રો જો મ્હેં મ્હારી પાસે રાખ્યા હોત તો બીજી ઘણી હકીકત જાણી શકાત. અફસોસ! મ્હારાથી જ ભૂલ થયેલી હોવાથી એની સજા હું મ્હારા સિવાય બીજા કોને કરું ?

નારંગીઃ–બ્હેન ! ગમે તેમ થાય તો પણ હું મ્હારી માતાના ઉપદેશનું વિસ્મરણ કરી શકું તેમ નથી. પિતાજીના મૃત્યુ સમાચાર જણાવવા માટે મ્હારા કાકા જ્યારે અમારી પાસે આવ્યા ત્યારે એ બીચારી બિમાર હતી! સર્વેએ જ્યારે રડવા માંડયું ત્યારે મ્હારી માતાનાં નેત્રોમાં બિલકુલ અશ્રુજળ આવ્યું નહિ. મ્હને એકાન્તમાં બોલાવીને તેણે કહ્યુંઃ–“બ્હેન ! મ્હારી ખાત્રી છે કે, ત્હારા પિતા મૃત્યુ નહિ પામતાં કોઇ સ્થળે છુપાઇ રહેલા છે. તેમણે એવાં કાર્યો

કર્યાં છે કે, હવે વિશ્વસંસારમાં તેઓ કોઇને પણ પોતાનો ખરો પરિચય આપશે નહિ. બ્હેન ! જો મ્હારા મુખે હું એમની નિન્દા કરું તો મ્હને મહા પાપ લાગે. આમ હોવાથી જ તેમનાં સંબંધી હું તને વિશેષ હકીકત કહી શકતી નથી. બ્હેન ! આ વખતની બિમારીમાંથી હું ઉઠી શકું એવી મ્હને આશા નહિ હોવાથી હું તને એમ કહી દઉં છું કે, જો દૈવયોગે ભવિષ્યમાં ત્હારા પિતા સાથે ત્હારું મિલન થાય તો પણ તેમના તરફથી કોઇ પણ પ્રકારનું સુખ અથવા સંતોષ મેળવવાની આશા તું રાખીશ નહિ. ત્હારા કાકાની પ્રકૃતિ સારી હોવાથી એમના હાથે ત્હારું અનિષ્ટ નહિ જ થાય એવી મ્હને સંપૂર્ણ ખાત્રી છે. આમ હોવા છતાં એમણે પોતાના ભાઇના મૃત્યુની ખોટી અફવા શા માટે ફેલાવી છે એ વિશે હું કાંઇ નિર્ણય કરી શકતી નથી. પુત્રી, તું કદાપિ નીચ આચરણ આચરી મ્હારા નામને બદનામ કરીશ નહિ. માયાસુંદરીનું કલ્યાણ થાય એવા પ્રયત્નો તું હમ્મેશાં કરતી રહેજે; કેમ કે તેમનાથી જ આપણા પિણ્ડનું પોષણ થયું છે. વળી માયાસુંદરીનો ત્હારાપર અપાર પ્રેમ છે, તથા તેમને ત્હારા સિવાય બીજા કોઇનો આધાર નથી. તેમનાં માતાજી પણ દુર્ભાગ્યવશતઃ એવા પતિને પામ્યાં છે કે તેમને પણ અકાળે આત્મહત્યા કરી પોતાના જીવનનો અંત લાવવો પડશે. વળી નીચ, અધર્મી અને દુરાચારી મનુષ્યનો તું કદાપિ એક ક્ષણ માટે પણ સહવાસ કરીશ નહિ."

આટલું બોલી રહીને નારંગી મૌન રુદન કરવા લાગી. માયાસુંદરી પણ પોતાની મમતામયી માતાને યાદ કરી રુદન કરવા લાગી. પદ્માવતીએ તેમને બન્નેને વિવિધ પ્રકારે સમજાવી શાન્ત કરી. થોડા સમય સુધી ચુપકીદી રહ્યા પછી નારંગીએ પદ્માવતીને પૂછ્યું:—"હવે મ્હારા પિતાએ શા અપરાધો કર્યાં છે તે કૃપા કરીને મ્હને કહેશો કે ?"

પદ્માવતીઃ—હા, શા માટે ન કહું? પરંતુ બ્હેન! તું એમ ન સમજીશ કે ત્હારા પિતાના અમારા તરફના દુર્વ્યવહારથી ત્હારાપરનો અમારો સ્નેહ ઓછો થયો છે!

માયાસુંદરીઃ—બ્હેન નારંગી, ત્હારા ઉપકારો આ જીવનમાં તો ભૂલી શકાય તેમ નથી જ. અમારા દુઃખમાં ત્હેં જીવનાં જોખમો ખેડીને ત્હારાથી બની શકતી અમને સહાયતા કરી છે.

લક્ષ્મીદેવીએ પણ નારંગી પ્રત્યેનો પોતાનો આંતરિક પ્રેમ પ્રદર્શિત કર્યો. એટલે પછી નારંગીએ કહ્યું:—"બ્હેનો! મ્હેં જે કાંઇ કર્યું છે તે મ્હારું કર્ત્તવ્ય વિચારીને જ કર્યું છે; એ માટે તમારામાંથી કોઇએ પણ મ્હારો ઉપકાર માનવાની બિલ્કુલ જરૂર નથી; પરંતુ હવે જ્યારે હું એમ સાંભળું છું કે, 'મ્હારા પિતા ઘણા અધમ હતા' ત્યારે મ્હને ઘણું જ દુઃખ થાય છે. અરેરે! જેમને હું મ્હારા જીવથી પણ વિશેષ વ્હાલું છું તેમના તરફ એ આવો દુર્વ્યવહાર કરે!"

પદ્માઃ—ના ના—ત્હારો પિતા કાંઇ માયાસુંદરીનો શત્રુ નથી. તેણે માત્ર અમારા ત્રણે બ્હેનોના સર્વસ્વનો વિનાશ કર્યો છે; છતાં એ માટે ત્હારે દિલ્લગીર થવાની જરૂર નથી. મહારાણા વીરસિંહજી એના અપરાધોની એને ક્ષમા આપશે.

લક્ષ્મીઃ—ખરું છે, આપણે પણ એને એના અપરાધોની ક્ષમા આપીશું. નારંગીનું હૃદય દુઃખી થાય એ આપણાથી કેવી રીતે જોઇ શકાય? બ્હેન! ત્હારાપર અપાર પ્રીતિ રાખનાર માયસુંદરીના પ્રતાપથી તો અમે હજી સુખી થવાની આશા રાખીએ છીએ.

આમ કહીને લક્ષ્મીદેવીએ નારંગીને ગાઢ આલિંગન કર્યું, તથા તેણે તેનું અશ્રુજળ સ્વચ્છ કરી નાખ્યું. પછી સર્વ ક્રમાન્વયે પોતાની હકીકત કહેવા લાગી. એ હકીકત કહેવામાં ત્રણ પ્રહર જેટલો રાત્રિનો

સમય પસાર થઇ ગયો; કિન્તુ તે તરફ તેમનું બિલ્કુલ ધ્યાન નહોતું. એક પ્રહર રાત્રિ રહી એટલે તેઓ સર્વ વાતચિત બંધ કરી આરામ લેવા માટે અગાસીમાંથી નીચે જવાને ઉઠી. આ સમયે મહેલમાં ગંભીર નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય સ્થાપિત થયું હતું. દાસીઓ પણ ગંભીર નિદ્રામાં પડેલી હતી. અંતઃપુરના જે ભાગમાં રાણા દિગ્વિજયસિંહની રાણી રહેતી હતી એ ભાગમાં જ હમણાં માયાસુંદરી વગેરે હતાં. અંતઃપુરની પાછલી બાજૂએ બીજો પણ એક મહેલ આવેલો હતો. માયાસુંદરી પ્રથમ એક કેદીના જેવી સ્થિતિમાં રહી હતી. એ મહેલને લગતા બાગના એક ખુણામાં પેલો હમ્મેશાં બંધ રહેતો મહેલ હતો. અંતઃપુરવાળા મહેલની અગાસીમાંથી એ મહેલ બરાબર જોઇ શકાતો હતો. માયાસુંદરી વગેરે અગાસીમાંથી નીચે જવાની તૈયારી કરતાં હતાં એવામાં અલકકિશોરીની દૃષ્ટિ એકાએક એ મહેલ તરફ ગઇ તો હમણાં પણ તેણે એ મહેલને બંધ જોયો; છતાં તેના દ્વારપર પ્રથમની માફક પહેરો નહોતો. એવામાં એ મહેલની અગાસીમાં ફરતા એક માણુસપર અલકકિશોરીની નજર પડી. પોતાને કોઇ જુએ છે કે કેમ તથા બાગમાં કોઇ ફરે છે કે કેમ તેની ખાત્રી કરવાને તે અગાસીમાં આમ તેમ ફરી ચોતરફ સૂક્ષ્મદૃષ્ટિથી જોતો હતો; પરંતુ અંતઃપુર તરીકે વપરાતા મહેલની અગાસીમાં ઉભેલી માયાસુંદરી વગેરેને તે જોઇ શકે એમ નહોતું; કેમ કે અગાસીની ભીંત એક માણસ જેટલી ઉંચી હતી. માયાસુંદરી વગેરે એ ભીંતનાં ઝીણાં છિદ્રોમાંથી તેની સઘળી હિલચાલ જોવા લાગ્યાં. થોડા સમય પછી મહેલના અંદરના ભાગમાંથી એ અગાસીમાં પ્રકાશ આવતો દેખાયો. તે ઉપરથી અગાસીની જમીનમાં છિદ્ર પાડવામાં આવ્યું હોય અને નીચેની ઓરડીમાં બીજા પણ કેટલાક માણસો હોય એમ લાગ્યું.

પ્રકાશ જોવામાં આવ્યા પછી બીજા બે માણુસ અંદરથી નીકળી અગાસીમાં આવ્યા. પોતાને કોઇ જોતું નથી તથા બાગમાં પણુ એકકે માણુસ નથી એવી ખાત્રી કર્યા પછી તેમણે ત્રણેએ મહેલના અંદરના ભાગમાંથી એક ગાંસડી બ્હાર કાઢી. ત્યાર પછી બીજા માણુસો પણુ નીચેથી અગાસીમાં આવ્યા.

આવો પ્રકાર જોઇ પદ્માવતીએ નારંગીને કહ્યું:–"બ્હેન! આ બદમાશોની હિલચાલ માટે મ્હારા મનમાં શંકા રહે છે; તેથી આપણે તેમની બરાબર તપાસ કરવી જોઇએ. તું ત્વરાથી શ્રીમાન્ જ્યોતિસિંહજી પાસે જઇને તેમને આ વિષયના સમાચાર પહોંચાડી આવ."

વિના વિલંબે નારંગી અગાસીમાંથી ઉતરી નીચે ગઈ અને તેઓ સઘળી એ પાંચે માણુસોની હિલચાલ જોતી ત્યાં ઉભી રહી. એ માણુસોએ થોડા સમય સુધી પેલી ગાંસડી પાસે બેસીને એક બીજાની સાથે કાંઇ વાતચિત કરી, અને પાછીથી એ પાંચે જણુા ઉઠી ચાદરમાં બાંધેલી ગાંસડીને દોરડું બાંધી બાગમાં ઉતારીને તેઓ પણુ ઉતરી પડયા. એ ગાંસડી પુનઃ ઉપાડી લઇ બાગના મધ્ય ભાગમાં આવેલા માયાસુંદરીના મહેલ તરફ તેઓ જવા લાગ્યા. એ સમય દરમ્યાન નારંગી પણુ અગાસીમાં આવી પહોંચી, તથા તેણે કહ્યું:–"જ્યોતિસિંહજી લક્ષ્મણુસિંહજીને સાથે લઇ એ બદમાશોની હિલચાલ તપાસવા કોઇ ગુપ્ત રસ્તેથી બાગમાં ગયા છે."

આ વાકય સાંભળી પદ્માવતીએ કહ્યું:–"મ્હારે પણુ ત્યાં જવું જોઇએ; કેમ કે જ્યોતિસિંહજી એ મહેલના ગુપ્ત ભેદોથી અજ્ઞાત છે."

માયાસુંદરી:–ના ના–તમારે જવાની જરૂર નથી.

અલકઃ—જો એ બદમાશોમાંથી એક જણને પણ શ્રીમાન્ જ્યોતિસિંહજી પકડશે તો સઘળો ભેદ માલૂમ પડશે.

પદ્માવતીઃ—એ ખરું છે, પરંતુ મ્હારી માન્યતા પ્રમાણે તો એ મહેલમાં હજી પણ બીજા કેટલાક માણસો હશે. તેઓ બધા પકડાઇ જાય તો ઠીક થાય. અને એટલા માટે જ હું ત્યાં જવાની ઇચ્છા રાખું છું. મ્હારી પાસે તિલિસ્મી ખંજર હોવાથી હું જે ધારીશ તે કાર્ય કરી શકીશ.

માયાસુંદરીઃ—એમ છતાં મ્હારા મનમાં એવો ભય રહે છે કે, હવે હું તમને કોઇ પણ સ્થળે એકલાં જવા દઇશ નહિ.

અંતે પદ્માવતીએ નિરુપાયે ત્યાં જવાનો વિચાર માંડી વાળ્યો. તેઓ સર્વ બાગમાં શું બને છે તે જોવા માટે અગાસીમાં ઉભાં રહ્યાં.

વાંચકબંધુઓ ! ચાલો, હવે આપણે પેલા પાંચે માણસોની હિલચાલ તપાસવાને જઇએ. તેઓ ગાંસડી લઇને માયાસુંદરીવાળા મહેલમાં ગયા. ત્યાં જઇ ચકમકથી દેવતા પાડીને દીવો સળગાવી, ગાંસડી જમીનપર મૂકીને તેઓ વાતચિત કરવા લાગ્યા.

એક જણે પૂછ્યું:—"હવે આપણે શું કરીશું ?"

બીજાએ ઉત્તર આપ્યો કે, "ગાંસડીને અત્રે મૂકી રાખી રાજમહાલયમાં જઇને પ્રથમ આપણે આપણું કામ કરવું જોઇએ."

"એ ખરું છે; પરંતુ આ ગાંસડીને આપણે પ્રથમ એવા સ્થળે મૂકી રાખવી જોઇએ કે, પ્રભાતકાળ થતાં જ તેનાપર કોઇની નજર પડે." ત્રીજાએ કહ્યું.

"પરંતુ બાગમાં તો કોઇ રહેતું નથી તેની તેનાપર જલ્દીથી કોઇની નજર પડે એવો સંભવ નથી." ચોથાએ અડચણ દર્શાવી.

"ત્યારે તો ગાંસડીને પણ આપણે રાજમહાલયમાં લઇ જવી

જોઇએ!" પાંચમાએ પોતાનો વિચાર પ્રકટ કર્યો.

"અરે વાહ! રાજમહાલયમાં મુશ્કેલીથી જઇ શકીએ તેમ છીએ એટલે પછી એ ગાંસડીને લઇને આપણે ત્યાં જવું એ સલામતી-ભરેલું નથી." પહેલો માણસ બોલી ઉઠયો.

"પરંતુ હવે આવી વાતચિતમાં જ વખત ગૂમાવવાનો વિચાર છે કે શું? જે કાર્ય કરવાને આવ્યા છીએ તે પહેલાં કરો તો ખરા! ચાલો, હવે જલ્દીથી ભોંયરું ઉઘાડો!" પાંચમાએ સર્વને સાવધાન કર્યા.

તત્કાળ એ પાંચે માણસો ગાંસડીને ત્યાં જ રહેવા દઇ ત્યાંથી ઉઠીને મહેલના મધ્યભાગમાં જે ઓરડો આવેલો હતો તેના દ્વાર પાસે ગયા, તથા તેને વાસેલું તાળું તેઓમાંના એક જણે લોખંડની એક ન્હાની સળીથી ઉઘાડી નાખ્યું. પછીથી સર્વેએ એ ઓરડામાં પ્રવેશ કર્યો. એ ઓરડો હમણાં પણ સર્વ પ્રકારે સુસજ્જિત હતો. એક મશાલ સળગાવીને એ માણસોએ પ્રથમ ત્યાંની પ્રત્યેક વસ્તુ ધ્યાનથી જોઇ લીધી. તે ઉપરાંત ત્યાંની જમીન સુદ્ધાં તેમણે જોઇ લીધી. જમીનપર આરસ પત્થરની ચોરસ લાદીઓ બેસાડેલી હતી. આ વખતે એક માણસે કહ્યું:-"જો આપણી કલ્પના સત્ય હોય તો આ ઓરડા માટે જ આપણને કહેવામાં આવ્યું છે. અત્રેની જમીનમાં કાણું પાડવાનું કાર્ય કાંઇ મુશ્કેલીભર્યું નથી. બેચાર લાદીઓ ઉખેડી નાખીશું તો પણ ચાલશે!"

"હા એ ખરું છે; પરંતુ થોડા સમય સુધી આપણે સાધુજીની રાહ જોવી જોઇએ. તેઓ નહિ આવે તો પછી આપણે જે કાર્ય કરવાનું છે તે કરીશું." બીજાએ કહ્યું.

"આવી રીતે રાહ જોવામાં આપણે રાત્રિનો અવશિષ્ટ રહેલો સમય વૃથા પસાર કરીશું તો પ્રભાતકાળે વિના કારણ માર્યા જઇશું.

આપણે હવે વિના વિલંબે આપણા કાર્યનો આરંભ કરી દેવો જોઇએ.” ત્રીજાએ સલાહ આપી.

“ભાઇ! અહીં કોઈ છે નહિ એટલે માર્યા જવાનો ભય રાખવાની બિલ્કુલ જરૂર નથી.” પહેલો બોલ્યો.

“પણ દ્વાર પાસે કોઇનાં પગલાંનો અવાજ સંભળાય છે!” ત્રીજાએ મૃદુસ્વરે કહ્યું.

“અરે! એ તો સાધુ મહાશય હશે.” ચોથાએ શંકા દૂર કરવા કહ્યું.

બરાબર આ સમયે દારોગો, સમશેરખાન અને માયાવિનીએ એ ઓરડામાં પ્રવેશ કર્યો. સમશેરખાન પટણાનો સુબેદાર હતો એ અમે પહેલાં જણાવી ચુક્યા છીએ. માયાવિનીએ આ સમયે બુરખામાં પોતાનું મ્હોં છુપાવ્યું હતું; પરંતુ તેનો પોષાક ઘણો મૂલ્યવાન્ તેમ જ સુંદર હતો.

હવે તો નારંગીના મુખે આ બદમાશોના સમાચાર જાણવામાં આવતાં જ્યોતિસંહ તૈયાર થઇ ગયો, તથા તારાસિંહ વગેરે બહુરૂપીઓને સાથે લઇ જ્યાં ઉપર લખેલી હિલચાલ ચાલી રહી હતી ત્યાં ગયો. એ પાંચે બદમાશોને ઓરડામાં જતા જ્યોતિસિંહે જોઇ લીધા હતા. તેથી તે છુપી રીતે પાછળના રસ્તેથી એ ઓરડાના ઉપરના ભાગમાં ચઢી ગયો. એ અગાસીમાંના બરાબર મધ્ય ભાગમાં જમીનથી એ એક હાથ ઉંચું એક અજવાળીઉં ઓરડામાં હવા તથા અજવાળું જવા માટે હતું. એ અજવાળીઆની ચારે તરફ કાચની બારીઓ હતી. આથી તારાસિંહને અગાસીના દાદર પાસે ઉભો રાખી જ્યોતિસિંહ લક્ષ્મણસિંહ તથા તેજસિંહ નીચે ઓરડામાં શું થાય છે તે પેલા અજવાળીઆમાંથી જોવા લાગ્યા. તેઓ ઓરડામાં એકત્રિત થયેલા

પ્રપંચી મનુષ્યોની વાતચિત સ્પષ્ટતાથી સાંભળવા લાગ્યા. દારોગાએ માયાવિની તથા સમશેરખાન સાથે એ ઓરડામાં પ્રવેશ કરી એ પાંચે બદમાશોને ઉદ્દેશીને કહ્યું:–"હજી સુધી તમે વિચાર કરતા જ ઉભા રહ્યા છો કે શું?"

"અજાણ્યા સ્થળે ઉતાવળથી કોઈ કાર્ય કરી શકાય છે કે?" એક જણે કહ્યું.

"ઠીક છે; પરંતુ હવે એક ક્ષણુ જેટલો સમય પણુ આપણે વૃથા ગૂમાવવાનો નથી. તમે સત્વર અહીંની જમીન ખોદી નાખો; કેમ કે રાત્રિ ઘણી થોડી બાકી રહી છે. માત્ર દશેક લાદીઓ ઉખેડી નાખશો તો પણુ ચાલશે. નીચેની જમીન તો એએક હાથ ખોદવી જ પડશે." દારોગાએ કહ્યું.

તત્કાળ એ પાંચે માણુસો જમીન ખોદવા લાગ્યા. એ દરમ્યાન દારોગા, માયાવિની તથા સમશેરખાન વચ્ચે આ પ્રમાણે વાતચિત થઇ.

માયાવિની:–જે રસ્તે આપણે આવ્યાં છીએ. તે રસ્તેથી આપણા સિપાહીઓને લઇ આવીએ તો શું ખોટું?

દારોગો:–ના ના, એમ કરવું મ્હને ઠીક લાગતું નથી. આ તિલિસ્મી માર્ગેથી સેંકડો સિપાહીઓને લાવી શકાય કે? જો કદાચ કોઇથી કાંઇ ભૂલ થાય તો કેવું ગંભીર સંકટ આવી પડે તેનો પ્રથમથી વિચાર કરવો જોઇએ. વળી એ હજારો માણુસોને તિલિસ્મીના ગુપ્તભેદ જણાવવો યોગ્ય છે કે? જો એમ જ હોત તો તિલિસ્મી બાંધનારે આવા ગુપ્ત માર્ગો શા માટે બનાવ્યા હોત? વળી તેઓ પહાડપર ચઢે તો એ પ્રકાર કિલ્લામાંના સિપાહીઓના જાણુવામાં આવ્યા સિવાય રહે ખરો કે? છતાં જ્યારે આપણે આ ઓરડામાંનો માર્ગ ખુલ્લો કરીશું ત્યારે તેમને પેલા પહાડપર ચઢવાની જરૂર રહેશે નહિ; કેમ કે

તેનો બીજો છેડો આ પહાડની તળેટીમાં થોડે દૂર વહેતી એક નદીના કિનારાપર છે!

માયાવિનીઃ—જ્યારે આ અંદરના માર્ગેથી અત્રે આવી શકાય તેમ હતું ત્યારે પછી આપણે બીજા રસ્તેથી શા માટે આવ્યાં?

"એમ કરવાનું એક કારણ છે, જે આ ભોંયરામાં જવાથી માલૂમ પડશે." આવો ઉત્તર આપી દારોગાએ સમશેરખાનને પૂછ્યુંઃ— "આપણું લશ્કર પણ સરિતાતટપર ચોક્કસ ઠરેલા સ્થળે જઇ પહોચ્યું હશે કે?"

"હા, આપણે હવે ત્યાં જઇએ એટલો જ વિલંબ છે; પરંતુ રાત્રિનો ઘણો થોડો સમય રહેલો હોવાથી મ્હારા મનમાં ચિંતા રહે છે!" સમશેરખાને ઉત્તર આપ્યો.

"એ માટે ચિંતા રાખવાની બિલ્કુલ જરૂર નથી; કેમ કે હમણાં આ બાગમાં કોઇનો અવર જવર નથી. એક પ્રહર દિવસ ચઢતાં સુધીમાં આપણું લશ્કર અત્રે આવશે તો પણ એ પ્રકારની કોઇને કાંઇ ખબર પડશે નહિ, તથા સહેલાઇથી આ કિલ્લો આપણે સ્વાધીન કરી શકીશું. વળી આપણા સદ્ભાગ્યે માયાસુંદરી, અલકકિશોરી, પદ્માવતી અને રતિસુંદરી પણ હમણાં આ કિલ્લામાં છે!" દારોગાએ નિશ્ચિંત રહેવા જણાવ્યું; પરંતુ તેનું છેવટનું વાક્ય પૂર્ણ થયું તે સાથે જ તેમના સર્વના સાંભળવામાં એવું વાક્ય આવ્યું કેઃ—"રતિસુંદરી નહિ; પરંતુ લક્ષ્મીદેવી કહો; કેમ કે એ ગુપ્તભેદ ખુલ્લો થઇ ગયો છે!"

સર્વેએ આશ્ચર્ય પામી દ્વાર તરફ દૃષ્ટિ ફેરવી તો એક ઘણો વિચિત્ર માણસ તેમની નજરે પડયો. એ માણસે ઓરડામાં પ્રવેશ કર્યો. જ્યોતિસિંહ લક્ષ્મણસિંહ વગેરે પણ આશ્ચર્યચકિત બની જઇને એ

વિચિત્ર માણુસને જોવા લાગ્યા. એ માણુસે પોતાના શરીરપરના કાળા કીમતી પોષાકપર પોલાદનું જાળીવાળું બખ્તર પહેર્યું હતું. તેની કાળી મુખમુદ્રા પોલાદના બુરખાની જાળીમાંથી ચમકી રહી હતી. તેની લાલ ચમકતી આંખો ભયંકર લાગતી હતી. એ માણુસ ઘણો બળવાન હોય એવો તેનો બાંધો જોતાં ભાસ થતો હતો. તે ઘણો નિડર હોય એમ એની મુખમુદ્રા સૂચવતી હતી. ઢાલ, તલ્વાર અને એક ખંજર સિવાય તેની પાસે બીજું એક પણ હથિયાર ન્હોતું. આ વિચિત્ર માણુસના દર્શનથી સર્વના અંતરમાં આશ્ચર્ય મિશ્રિત ભય ઉપજ્યો. દારોગાએ ભયવિહ્‌વળ સ્વરે તેને પૂછ્યું:—" આપ કોણ છો ? "

" હું યક્ષ છું. સકળ સ્થળે હું આવ જા કરી શકું છું, તથા ભુત, ભવિષ્ય અને વર્ત્તમાનનો ભેદ જાણું છું; કોઇના હથિયારનો મ્હને ઘા લાગતો નથી અર્થાત્ કોઇ મ્હને મૃત્યુનું દર્શન કરાવી શકે તેમ નથી. મ્હારાં આ વચનોપર વિશ્વાસ બેસતો ન હોય તો તમે તમારી ઇચ્છામાં આવે એવી રીતે ખાત્રી કરી જુઓ. " ઉપસ્થિત થયેલા વિચિત્ર પુરુષે પોતાના અદ્દભુત શક્તિ સામર્થ્યને પ્રદર્શિત કર્યું.

એ પુરુષનો આવો ઉત્તર સાંભળી દારોગો, માયાવિની અને સમશેરખાન ભયભીત બની ગયાં. એ માણુસ કહે છે તે યથાર્થ છે કે કેમ એની પરીક્ષા કેવી રીતે કરવી એ વિષયના વિચારમાં દારોગો લીન બની ગયો. આવી સ્થિતિ જોઇને યક્ષે કહ્યું:—" તમે શો વિચાર કરો છો ? જુઓ, મ્હારાં વચનોની સત્યતાની ખાત્રી હું જ તમને કરી આપું છું. " આમ કહીને તેણે પોતાનું શરીર હલાવ્યું એટલે તેણે ધારણ કરેલા બખ્તરમાંથી અગ્નિના તણખા નીકળવા લાગ્યા, તથા એવો તેજોમય પ્રકાશ થવા લાગ્યો કે, જેના પ્રભાવથી સર્વનાં નેત્રો અંજાઇ જવા લાગ્યાં. દારોગો, માયાવિની, સમશેરખાન અને

પેલા પાંચ બદમાશ માણસોના ભયનો હવે પાર રહ્યો નહિ; છતાં દારોગાની જોઇએ એવી ખાત્રી થઇ નહિ. પેલા તિલિસ્મી ખંજરના જેવી જ અસર આ માણસે ધારણ કરેલા તિલિસ્મી બખ્તરમાં હશે એમ ધારીને તેણે કહ્યું:–"અમારે કોઇ પણ પ્રકારની ખાત્રી કરવાની જરૂર નથી. અમે માત્ર એટલું જ જાણવાને ઇચ્છીએ છીએ કે, આપ શા માટે અત્રે આવ્યા છો ?"

તરત જ યક્ષના બખ્તરમાંથી નીકળતા તણખા તેમ જ પ્રકાશ બંધ થઇ ગયો, તથા તેણે કહ્યું:–"તમારી લુચ્ચાઇ જોવાને તથા તમારાં અયોગ્ય કાર્યોમાં અડચણ કરવાને માટે જ હમણાં હું અત્રે ઉપસ્થિત થયો છું !"

આ ઉત્તર સાંભળી ગંભીર ભાવ ધારણ કરીને તથા સાહસ એકઠું કરીને દારોગાએ કહ્યું:–"ત્હારા શરીરપરનું આ બખ્તર તિ- લિસ્મી હોવાથી તને કોઇ પકડી શકે તેમ નથી તેમ જ તું એક બદમાશ બહુરૂપી છે એ માટે મ્હને બિલકુલ શંકા નથી; પરંતુ હું તિલિસ્મીનો દારોગો છું, એ ત્હારે સ્મરણમાં રાખવું જોઇએ. તને ખબર છે કે, ચોવીશ વર્ષથી હું તિલિસ્મીની વ્યવસ્થા કરૂં છું !"

"બેઇમાન બદમાશ ! તું જન્મથી જ તિલિસ્મીની વ્યવસ્થા કરતો હોય તો પણ તેથી મ્હને શું છે ? ત્હારા જેવા નિમકહરામ, પોતાના અન્નદાતાનું ખુન કરનાર શયતાનો જ્યારે તિલિસ્મીનો ભેદ જાણવાનો ફાંકો ધરાવશે ત્યારે તો પછી થઇ રહ્યું ! હજી તને ત્હારા જીવપર સહજ પણ માયા હોય તો ગુપચુપ અહીંથી ત્હારું કાળું મ્હોં લઇને ચાલ્યો જા; નહિ તો તું કાંઇ સાર કાઢી શકનાર નથી." યક્ષે તિરસ્કારસૂચક સ્વરે કહ્યું, તથા ક્રોધયુક્ત દૃષ્ટિથી તેણે માયાવિની તેમ જ સમશેરખાન તરફ જોયું.

દારોગાએ ક્ષણ કાળ સુધી વિચારમગ્ન રહ્યા પછી સમશેરખાનને ઉદ્દેશીને કહ્યું:—" શું એક સામાન્ય બહુરૂપીના ભયથી આપણે જે મહત્વનું કાર્ય કરવા તત્પર થયાં છીએ તે અપૂર્ણ જ રાખાશું ? જોઇ શું રહ્યા છો ? મારો આ બદમાશને ! એ જીવતો નાસી છૂટે નહિ."

આ વચનો સાંભળવામાં આવતાં સમશેરખાનના મનમાં પણ હિમ્મત આવી, તથા એ કોઇ યક્ષ નહિ પરંતુ બહુરૂપી જ હશે એમ ધારી પોતાની તલ્વારને મ્યાનની બ્હાર ખેંચી કાઢી પોતાના પાંચે માણુસોને એક પ્રકારનો સંકેત કરી તેણે એ યક્ષપર હુમલો કર્યો. યક્ષ એથી સહજ પણ ગભરાયા સિવાય જ્યાં ઉભો હતો ત્યાં જ સ્થિરતાથી ઉભો રહ્યો. સમશેરખાનની તલ્વાર તેના બખ્તરપર જેવી અથડાઇ કે તરતજ તેના બે કકડા થઇ નીચે પડી ગયા. પેલા પાંચે માણુસોએ પણ આ અદ્દભુત યક્ષપર હુમલો કર્યો. યક્ષે તેમની ચિંતા નહિ રાખતાં સમશેરખાનના ગળામાં હાથ નાખી, પગની આંટી મારી તેણે તેને એવો આંચકો માર્યો કે જેથી તે ગંભીર અવાજ સાથે પૃથિવીપર પછડાયો. પછીથી તેણે તેને છાતીપર ચઢી બેસીને કહ્યું:— " ખબરદાર ! જે હોય મૃત્યુનું તલબગાર તેજ મ્હારી પાસે આવવાને થાય તૈયાર."

આ ભયસૂચક વાક્ય સાંભળી પેલા પાંચે માણુસો અટકી ગયા. તેઓ સમશેરખાનના જ નોકરો હતા. માયાવિની અને દારોગાના પગ પણ જાણે કે જમીનપર ચોંટી ગયા હોય તેમ તેઓ સ્થિરતાંથી જ્યાં ઉભાં હતાં ત્યાં જ દિઙ્મૂઢ બની જઇને ઉભાં રહ્યાં. સમશેરખાન પણ પોતાના જીવનનના રક્ષણ માટે નિરાશ બની ગયો. પેલા પાંચે માણુસો દૂર ઉભા રહ્યા એટલે યક્ષે સમશેરખાનને ઉદ્દેશીને કહ્યું:—" તમારી સાથે મ્હારે દુશ્મનાવટ નથી, તથા તમારા પ્રાણુનો વિનાશ કરવાની

મ્હારો વિચાર નથી; છતાં જો તમે હું જે પ્રશ્નો પૂછું તેના મ્હને સત્ય ઉત્તરો આપશો તો જ મ્હારા પંઝામાંથી મુક્ત થઇ શકશો. મ્હારા એક પણ પ્રશ્નનો મ્હને અસત્ય ઉત્તર મળશે તો તે સાથે જ તમારા જીવ-નનો અંત આવી જશે !"

સમશેરખાન યક્ષને તેના પ્રશ્નોના ખરા ઉત્તરો આપવાને કબૂલ થયો એટલે તેણે પૂછ્યું:–"માયાવિની તરીકે સર્વત્ર પરિચિતા થયેલી આ સુંદરના તમે શા માટે મદદગાર થયા ?".

આ 'સુંદર' શબ્દની માયાવિની તથા દારોગાના મનપર અદ્ભુત અસર થઇ. જે ગુપ્તભેદ કોઇના પણ મુખે સાંભળવાની તેમણે કલ્પના સુદ્ધાં કરી નહોતી તે ગુપ્તભેદનો એકાએક સ્ફોટ થયેલો જોઇ તેઓ કિંકર્ત્તવ્યવિમૂઢ થઇ ગયાં. સમશેરખાન પણ ઉપરોક્ત પ્રશ્ન સાંભળી બોલી ઉઠયો:–"માયાવિની જ સુંદર છે કે શું ?!"

"હા, એ સુંદર જ છે ! એને તમે તમારા સ્નેહી બલભદ્રસિં-હની પુત્રી સમજશો નહિ." યક્ષે કહ્યું.

"ત્યારે એ મ્હારા મિત્રના શત્રુ સ્વરૂપસિંહની પુત્રી છે કે ?" સમશેરખાને પૂછ્યું.

"હા, એ જ છે." યક્ષે ઉત્તર આપ્યો.

આ ઉત્તર સાંભળી સમશેરખાન વ્યાકુળતાથી બોલી ઉઠયો:–"કૃપા કરીને મ્હને છોડો. હું કસમ ખાઇને કહું છું કે, જો આપનું કહેવું સત્ય હશે તો હું આપના બંદાનો પણ બંદો થઇને રહીશ."

યક્ષ તેની છાતીપરથી ઉઠી દૂર ઉભો રહ્યો, તથા માયાવિની અને દારોગાનાં ઉતરી ગયેલાં મ્હોં તરફ જોવા લાગ્યો. સમશેરખાને પૃથિવીપરથી ઉઠી ઉભા થઇ માયાવિની તરફ ભેદભરેલી દૃષ્ટિથી

જોઇને કર્કશકંઠે પુછયુંઃ–"આ બહાદુરે જે હકીકત જણાવી છે તે ખરી છે કે કેમ?"

"તદ્દન ખોટી છે." માયાવિનીએ અસત્ય ઉત્તર આપ્યો.

"હજી સુધી કદાચ સુંદર એમ નહિ જાણતી હોય કે, ખરી માયાવિની અર્થાત્ લક્ષ્મીદેવીના પિતા જાહિર થયા છે, તથા પદ્માવતીને ત્યાં રતિસુંદરીનું નામ ધારણ કરી રહેલી લક્ષ્મીદેવીને તેમણે મહારાણા વીરસિંહજીના બહુરૂપીઓ સમક્ષ ઓળખી છે. એટલું જ નહિ પરંતુ હમણાં તેઓ બન્ને આ કિલ્લામાં જ છે." આમ કહી યક્ષે સમશેરખાન તરફ જોઇને કહ્યુંઃ–"હું ધારું છું કે, તમારા એ મિત્રને મળવાની ઇચ્છા તમને થઇ આવી હશે; તેમની મુલાકાત થતાં ખરું ખોટું જણાયા સિવાય રહેશે નહિ. હું હવે અહીંથી વિદાય થાઉં છું. તમે તમારી ઇચ્છા હોય તેમ કરજો!" આમ કહીને તરત જ એ અદ્‌ભુત યક્ષ ત્યાંથી વિદાય થઇ ગયો.

આ સમયે દારોગા અને માયાવિનીની સ્થિતિ ઘણી શોચનીય થઇ ગઇ હતી. કાળનું ભયંકર સ્વરૂપ તેમની દૃષ્ટિ સમક્ષ ઉપસ્થિત થયું હતું. યક્ષના વિદાય થયા પછી સમશેરખાને માયાવિનીને ઉદ્દેશીને કહ્યુંઃ–"તું મ્હારા મિત્રની કન્યા છે એમ ધારીને જ મ્હેં ત્હારાં કુકર્મો તરફ આંખ આડા કાન કર્યા છે; પરંતુ અદ્‌ભુત યક્ષે ત્હારા ગુપ્તભેદનો મ્હારા સમક્ષ સ્ફોટ કર્યો છે તેથી હું આશ્ચર્યચકિત બની ગયો છું. બાલ્યાવસ્થાથી બલભદ્રસિંહજી સાથે મ્હારો સ્નેહસંબંધ હોઇ તેમની પુત્રીને હું મ્હારી પુત્રી સમાન સમજું છું. સુંદર! ત્હેં એક એને નહિ; પરંતુ હજારો માણસોને છેતર્યાં છે! આ નિમકહરામ દારોગાની મદદથી જ તું આટલું બધું સાહસ કરી શકી હોઇશ એમ જ મ્હને લાગે છે!"

માયાવિનીએ આ વાક્યોનો અસત્ય ઉત્તર આપતાં કહ્યું:–" એક લુચ્ચા બહુરૂપીનાં વચનપર વિશ્વાસ મૂકી તમે મ્હારો આવો અયોગ્ય તિરસ્કાર કરો છો તેથી ખરેખર હું દિલગીર છું. સમશેરખાન ! મ્હારા કલ્યાણાકલ્યાણનો વિચાર કર્યા સિવાય અઢળક દ્રવ્યસંપત્તિથી મ્હેં તમારો ખજાનો ભરી દીધો છે તેનો તો તમે વિચાર કરો ! તમે જે પ્રતિજ્ઞાઓ કરેલી છે તેની એક વખત કલ્પના તો કરી જુઓ ! "

સમશેરઃ–ધાર કે કદાચ એ યક્ષ ત્હારા માટે સઘળી ખોટી હકીકત કહી ગયો હશે એમ હું ત્હારા કહેવાથી માનું છું; પરંતુ આ કિલ્લામાં જ બલભદ્રસિંહ છે કે નહિ ? તેમની તપાસ તો સહેલાઇથી કરી શકાશે !

માયાવિની અથવા સુંદરે કહ્યું:–" અરે ! એમાં પણ શત્રુઓનું કપટ છે. તે એકલો આપણને પકડી શકે તેમ નહિ હોવાથી તેણે આવી પ્રપંચજાળ બિછાવીને આપણને કેદ કરવાનો નિશ્ચય કરેલો છે. તમે ઉત્તેજિત બની જઇ મ્હારા સ્વર્ગવાસી પિતાશ્રી બલભદ્રસિંહજીની તપાસ કરવાને કિલ્લામાં જાઓ એટલે કેદ પકડાઓ તેમ જ અમને પણ કેદ પકડાવો એવી યુક્તિ જ એ બદમાશે રચી છે ! આમ હોવા છતાં જો એનું કહેવું તમને ખરું લાગતું હોય તો પ્રથમ અમને આ કિલ્લાની બ્હાર પહોંચાડી દીધા પછી આપ આપને ફાવે તેમ કરો ! "

સમશેરઃ–જ્યારે એનાં વચનોપર મ્હારો વિશ્વાસ બેઠો છે ત્યારે પછી ત્હારા જેવી હજારો માણસોને છેતરનારી તથા મહારાણા વીરસિંહજી સાથે શત્રુતા કરાવવાને ઉશ્કેરનારી રાક્ષસીને હું અહીંથી શા માટે જવા દઉં ?

માયાવિનીઃ-ઠીક, તમે કાંઇ મ્હારા પિતા સાથેની આપની મિત્રતાને લીધે મ્હને મદદ કરવાને આવેલા નથી; પરંતુ પેલી દ્રવ્ય-સંપત્તિની લાલચથી જ તમે મ્હને મદદ કરો છો. જો એ સઘળી દ્રવ્યસંપત્તિ તમે મ્હને પાછી સોંપી દ્યો તો જ હું એમ જાણું કે, તમે મ્હારા પિતાના નિઃસ્વાર્થી સ્નેહી છો; તમે મ્હારી દ્રવ્યસંપત્તિ હસ્તગત કરી લઈ મ્હને આવી રીતે શત્રુના પંઝામાં ફસાવો એ શું ભલાઇ છે કે ?

સમશેરઃ-ઘરમાં આવેલી સંપત્તિને લાત મારે એના જેવો મૂર્ખ-શિરોમણી કિંવા અકલમંદ બીજો કોણુ હોઇ શકે ? વળી ત્હારા જેવી, સેંકડો માણુસોને પોતાની હથેળીમાં નચાવનારી, અસંખ્ય નિરપરાધીના પ્રાણુનો અકાળે વિનાશ કરનારી વ્યભિચારિણીનો માલ પાછો આપનાર માણુસ તદ્દન કમઅક્કલ જ ગણાય. એ તો રાઇના પાડ રાતે વહી ગયા !

માયાવિનીએ ક્રોધે ભરાઇને કહ્યું:-"ત્યારે શું તમે મ્હને મ્હારી સંપત્તિ પાછી નહિ આપો કે ? ઠીક છે, હું અહીંથી જાઉં છું. તમે તમારી ઇચ્છા હોય તેમ કરો."

"ના ના-અહીંથી નાસી જવાની આશા હવે તું રાખીશ નહિ." સમશેરખાન ઉચ્ચ સ્વરે બોલી ઉઠયો.

પોતાનું તિલિસ્મી ખંજર બ્હાર કાઢી માયાવિની આ વખતે સમશેરખાનના અંગપર ઘા કરવાને ધસી; એવામાં સ્હામેના દ્વાર-માંથી પેલો યક્ષ પુનઃ ત્યાં આવતો દેખાયો, તથા ઓરડામાં ઉપ-સ્થિત થઇને તેણે કહ્યું:-"સુંદર પાસેથી તિલિસ્મી ખંજર લઇ જવું હું ભૂલી ગયો છું; તેથી જ મ્હારે અત્રે પાછા આવવું પડયું છે. જ્યાં સુધી એ ખંજર એની પાસે હશે ત્યાં સુધી તે શાન્ત થશે

નહિ." આમ કહીને તેણે માયાવિની તરફ પોતાનો હાથ લંબાવ્યો; એટલે માયાવિનીએ તેના હાથ સાથે ખંજરનો સ્પર્શ કર્યો; પરંતુ તેથી યક્ષને કોઇ પણ પ્રકારની અસર થઇ નહિ. યક્ષે તેના હાથ-માંનું ખંજર ખુંચવી લઇ તેની સાથે સંબંધ ધરાવતી પેલી મુદ્રિકા પણ તેણે તેની આંગળીમાંથી કાઢી લીધી. આટલું કાર્ય કર્યા પછી તરત જ તે પાછો ત્યાંથી ચાલ્યો ગયો.

પહેલી વખત જ્યારે યક્ષ સમશેરખાન સમક્ષ માયાવિનીના ગુપ્ત ભેદનો સ્ફોટ કરીને બ્હાર નીકળી પડયો હતો ત્યારે જ્યોતિસિંહ પણ તેની પાછળ જવાના ઉદ્દેશથી ચુપકીદીથી અગાસીમાંથી નીચે ઉતરી પડયો હતો. એ વખતે યક્ષની સાથે બીજો એક માણુસ ઉભો રહેલો હોઇ, કાળા ઝભ્ભામાં તથા બુરખામાં તેણે પોતાનું મ્હોં અને શરીર છુપાવી રાખેલું હતું, તથા તેના હાથમાં નગ્ન તલ્વાર હતી. બીજી વખત માયાવિની પાસે જઇ તેની પાસેથી તિલિસ્મી ખંજર અને મુદ્રિકા લઇ યક્ષ બ્હાર નીકળી તેના સાથીદાર સાથે બાગમાં જવા લાગ્યો. થોડે દૂર ગયા પછી તેણે પોતાના સાથીદારને કહ્યું:— "પિશાચપતિ ! ચાલો, હવે હું તમને પુનઃ કારાગૃહમાં લઇ જઇને બેડીઓ વગેરે પહેરાવી દઉં કે જેથી મહારાણા વીરસિંહજીના બહુરૂ-પીઓના મનમાં એવો સંશય ઉત્પન્ન ન થાય કે કોઈ તમારી પાસે આવીને તમને બ્હાર લઇ ગયું હશે !"

"પરંતુ હવે મ્હારી કેવી શોચનીય સ્થિતિ થશે એ વિશે કાંઈ વિચાર કર્યો છે કે ?" પિશાચપતિએ ગદ્દગદ કંઠે પુછ્યું.

"એ માટે તમે બિલ્કુલ ચિંતા કરશો નહિ. યથા સમયે હું તમારી પાસે આવી પહોંચીશ !" યક્ષે ઉત્તરમાં કહ્યું.

"પરંતુ મ્હેં એમ સાંભળ્યું છે કે, મહારાણા વીરસિંહજી હવે,

માત્ર ત્રણ ચાર દિવસમાં જ અત્રે પધારનાર છે, તથા મ્હારી તપાસ શુરુ થનાર છે!" પિશાચપતિએ પ્રથમના જેવા જ સ્વરે કહ્યું.

"ચિંતા નહિ; હમ્મેશાં હું તમારી પાસે છું એમ જ તમે સમજજો!" યક્ષે કહ્યું.

યક્ષ અને પિશાચપતિની આ વાતચિત છુપી રીતે તેમની પાછળ પાછળ જતા જ્યોતિસિંહે પણ સાંભળી, તથા તેથી તેને ઘણું આશ્ચર્ય લાગ્યું. તેમણે બન્નેએ પેલા મહેલ પાસે જઇ પહોંચ્યા. પછી પિશાચપતિએ તેની અગાસીમાં ચંદન ઘો ફેંકી તથા તેની મદદથી તેઓ બન્ને અગાસીમાં ચઢી જઈ અગાસીમાં પાડેલા પેલા કાણામાંથી મહેલની અંદર ઉતરી પડયા. જ્યોતિસિંહે પણ પ્રથમ તો તેમની પાછળ જવાનો વિચાર કર્યો; પરંતુ કાંઇ વિચાર આવતાં તે પેલા ઓરડા તરફ પાછો ફર્યો.

બીજી તરફથી માયાવિનીના હાથમાંથી તિલિસ્મી ખંજર લઇને યક્ષ ચાલ્યો ગયો એટલે તે પોતાના મનમાં પશ્ચાત્તાપ કરતી સ્વગત એમ કહેવા લાગી કેઃ—"અરેરે! જો મ્હેં અત્રે આવવાની ભૂલ ન કરી હોત તો જ સારું. જો આવી ખબર હોત તો મ્હારી પાસેની પુષ્કળ દ્રવ્ય સંપત્તિ લઇ, દૂર દેશમાં જઈ રહીને હું મ્હારા જીવનનો અવશિષ્ટ કાળ ઘણા વિલાસવિભવમાં પસાર કરી શકત; પરંતુ વૈર લેવાની ઉત્તેજનામાં મ્હને સારું ખોટું સુઝયું નહિ. સમશેરખાનના વાક્ચાતુર્યથી છેતરાઇ તેનાપર વિશ્વાસ મૂકીને મ્હેં મ્હારી સઘળી સંપત્તિ તેને સોંપી દીધી. હવે એ સ્વાર્થસાધુ શયતાન પણ મ્હારો વિશ્વાસઘાત કરવાને તૈયાર થયો છે. હવે મ્હારી કેવી શોચનીય સ્થિતિ થશે? કદાચ રાણો ગોપાલસિંહ મ્હારા પ્રાણનો નાશ નહિ

કરતાં મ્હને મ્હારા અપરાધોની ક્ષમા આપશે તો પણ હું ક્યાં કોના આશ્રયમાં જઇને રહીશ ?"

પોતાના મન સાથે માયાવિની જ્યારે આવો પશ્ચાત્તાપ કરતી હતી ત્યારે સમશેરખાન ક્રોધયુક્ત દૃષ્ટિથી તેના તરફ જોઇ રહ્યો હતો. એવામાં કેટલાક માણસો એ તરપ્ આવતા હોય એવો ભાસ થવાથી ચમકી ઉઠીને તેમણે દ્વાર તરફ જોયું. આ સમયે જ્યોતિ-સિંહ, લક્ષ્મણસિંહ વગેરે બહુરૂપીઓને પોતાના તરફ આવતા જોઇ તેઓ આશ્ચર્યચકિત અને ભયભીત બની ગયાં. તેમની પાસે ઉપસ્થિત થયા પછી જ્યોતિસિંહે માયાવિની તરફ જોઇને કહ્યું:–" પાપની જીવતી પ્રતિમા ! સર્વશક્તિમાન્ પ્રભુ ત્હારાં પાપોની તને કેવી શિક્ષા કરે છે એ જોવાને માટે રાણા ગોપાલસિંહજીએ તથા અમે તને વારંવાર છોડી દીધી હતી; પરંતુ હવે તું એક પણ દિવસ સુખમાં રહી શકે એવી ઇશ્વરની ઇચ્છા હોય એમ લાગતું નથી. ત્હારા અવશિષ્ટ આયુષ્યનો અમારી હાજરીમાં જ નાશ થઇ જાય એવી જ ઇશ્વરેચ્છા હોય એમ લાગે છે. વળી આ નકટા દારોગાનું દુર્ભાગ્ય પણ તેને અમારી પાસે લઇ આવે છે ! માત્ર આ સમશેર-ખાન અમારા નવીન શત્રુ હોય એમ લાગે છે."

આ છેવટનાં વાક્ય સાંભળી પોતાના બન્ને હાથ જોડીને સમ-શેરખાન બોલી ઉઠ્યો:–" ના ના–કસમ ખાઇને કહું છું કે, હું આપનો શત્ર નથી. આપની સાથે શત્રુતા કરવા જેટલી મ્હારી શક્તિ પણ નથી. મ્હને તો આ દુષ્ટા સુંદરે જ છેતર્યો છે. આજ સુધી હું એનો છુપો ભેદ જાણતો નહોતો. આપ ઘણા ઉદાર હૃદયના હોવાથી મ્હારા ગુન્હાની મ્હને માફી આપશો એવી હું આશા રાખું છું."

જ્યોતિ:–જ્યારે તમારું હૃદય નિષ્પાપ છે, તથા તમે હવેથી

અમારી સાથે દુશ્મનાવટ નહિ કરવાના કસમ ખાઓ છો ત્યારે પછી તમને તમારા ગુન્હાની માફી આપવામાં આવે છે. આ બન્ને બદમાશોને સાથે લઇને તમે અમારી સાથે ચાલો. વળી આ પાંચ માણસો કોના છે?

સમશેર:–એ પાંચે જણા મ્હારા જ માણસો છે.

જ્યોતિ:–બીજા તમારા માણસો આ બાગમાં છે અથવા તો આવનાર છે કે?

સમશેર:–ના જી. બાગમાં તો કોઈ નથી; પરંતુ પહાડની તળેટીમાં સરિતાતટપર થોડું સૈન્ય છે.

જ્યોતિ:–એ તો અમે જાણીએ છીએ. ઠીક, હવે તમે અમારી સાથે ચાલો.

જ્યોતિસિંહની આજ્ઞા પ્રમાણે સર્વ એ ઓરડાની બ્હાર નીકળ્યાં. માયાવિની તથા દારોગાથી ત્યાંથી નાસી છુટાય એમ નહોતું. તેમને તો એમ જ લાગ્યું કે, તેઓ મહા ભયંકર કાળના પંઝામાં ફસાઇ પડયાં છે! તેજસિંહને કાંઇ સૂચના કરી તેને બાગમાં જ રાખીને જ્યોતિસિંહ સર્વને પોતાની સાથે લઇ જવા લાગ્યો. રસ્તામાં સમશેરખાને જ્યોતિસિંહને કહ્યું:–"જે રસ્તેથી હું બાગમાં આવ્યો તથા બાગમાં આવ્યા પછી જે કાંઇ મ્હારા જોવામાં આવ્યું તે જીવનપર્યંત હું ભુલી શકું તેમ નથી. એ સઘળી હકીકત નિશ્ચિંત થયા પછી હું આપને કહી સંભળાવીશ."

જ્યોતિસિંહે કહ્યું:–"અમારાથી કાંઇ અજાણ્યું નથી. જે ભોંયરાને માર્ગેથી તમે આવ્યા છો તે રસ્તેથી અમે ઘણી વખત આવજા કરી ચુકયા છીએ. વળી જે અદ્દભુત યક્ષની વાત મ્હને કહેવાની તમારી ઇચ્છા છે તે પણ મ્હારાથી તેમ જ મ્હારા સાથીદારોથી અજાણી

નથી; કેમ કે તમારા પાંચ માણુસો બાગમાં આવ્યા ત્યારથી જ અમે તેમની હિલચાલપર નજર રાખી હતી. તમે ત્રણે જણાં તો પાછળથી આવ્યાં હતાં."

સમશેરઃ—એ સમયે આપ ક્યાં હતા ?

જ્યોતિઃ—એ સંબંધી હમણાં હું કાંઇ કહી શકતો નથી. અમારો સાક્ષાત્કાર થતાં પૂર્વે દુષ્ટ દારોગો અને પાપિષ્ઠા માયાવિની એમ જ ધારતાં હશે કે, જો એ અદ્ભુત યક્ષ આવ્યો ન હોત તો ઓરડાની જમીન ખોદીને સુરંગના રસ્તેથી તમારા સૈન્યે આવી આ કિલ્લો કબજે કર્યો હોત ! પરંતુ એમની આવી ધારણા સફળ થાય તેમ નહોતી. તમારું સૈન્ય આવી પહોંચવાના સમાચાર પ્રથમથી જ અમારા જાણવામાં આવ્યા હતા, તથા એ સૈન્યને આગળ વધતું અટકાવવાનો બંદોબસ્ત પણ અમે ક્યારનોય કર્યો છે. એટલું જ નહિ; પરંતુ તમારા સૈન્યના સરદાર મહબૂબખાનને અમારા એક બહુરૂપીએ કેદ કરીને એક પ્રહર રાત્રિ વ્યતીત થતાં પૂર્વે જ આ કિલ્લામાં પહોંચાડી દીધો હતો.

સમશેરખાને આશ્ચર્ય પામીને પૂછ્યું:—" ત્યારે મહબૂબખાનને આ કિલ્લામાં કેદ કરી રાખવામાં આવ્યો છે કે શું ?"

જ્યોતિસિંહે ઉત્તર આપ્યો:—" હા."

સમશેરખાને એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:—" હવે હું સારી રીતે સમજી શક્યો છું કે, આપની સાથે દુશ્મનાવટ કરવી એ પોતાની જાતે જ પોતાના મૃત્યુને બોલાવવા જેવું છે."

જ્યોતિસિંહે માયાવિની તરફ જોઇને કહ્યું:—"તું આજે ત્હારી બન્ને નાલાયક બ્હેનોને આ મકાનની અંદર જોઇ શકીશ એ ઘણો આનંદજનક પ્રકાર છે."

આ વાક્યના ઉત્તરમાં માયાવિની કાંઇ બોલી નહિ. તેણે પો-

તાનું મસ્તક નમાવી દીધું; છતાં તે મનમાં ને મનમાં ઘણો અફસોસ કરવા લાગી. પદ્માવતી અને અલકકિશોરી અત્રે હોવાથી તેની વ્યાકુળતા ઘણી વધી ગઇ.

જ્યોતિસિંહ સર્વને લઇ પોતાના બેઠકખાનામાં જઇ પહોંચ્યો. સમશેરખાન માટે એક મકાનનો બંદોબસ્ત કરવામાં આવ્યો. દારોગાને કારાગૃહની અંધકારમયી ઓરડીનું દર્શન કરવું પડયું તથા પદ્માવતીની ઇચ્છાનુસાર માયાવિનીને એક બંદિની તરીકે મહેલની અંદર પહોંચાડવામાં આવી.

ભોજનાદિથી નિવૃત્ત થયા પછી મધ્યાન્હકાળના અરસામાં પદ્માવતી, લક્ષ્મીદેવી, અલકકિશોરી, માયાસુંદરી, નારંગી અને બંસરીબાલા માયાવિનીને જે ઓરડીમાં કેદ કરી રાખવામાં આવી હતી ત્યાં જઇ તેનો તિરસ્કાર તથા ઉપહાસ કરવા લાગી. જે ઓરડીમાં એ પાપિષ્ઠાને કેદ કરી રાખવામાં આવી હતી એ ઓરડી લોખંડના મજબૂત સળીઆવાળી હતી. અશ્રુવિસર્જન કરતી માયાવિની તરફ જોઇ માયાસુંદરીએ પદ્માવતીને ઉદ્દેશીને કહ્યું કેઃ—"બ્હેન! તમારાં મ્હોટાં બ્હેન માયાવિનીના સ્વરૂપસૌન્દર્યની તુલના થઇ શકે તેમ નથી જ!"

"અરે! તે સાથે તેઓ એવાં શરમાળ તેમજ ભોળાં છે કે, આપણા તરફ ઉંચી નજર કરીને જોઇ પણ શકતાં નથી!" પદ્માવતીએ ઉમેર્યું.

"એમના એવા અલૌકિક ગુણોના પ્રભાવથી જ રાણા ગોપાલસિંહજી લલચાયા હતા!" બંસરીએ વિદ્રુપાત્મક સ્વરે કહ્યું.

"પરંતુ આવાં સર્વગુણસંપન્ન, સ્વધર્મપરાયણ ભગિનીના આશ્રયમાં હું રહી શકી નહિ એને હું મ્હારું મહદ્ દુર્ભાગ્ય જ સમજું છું, તથા એ માટે મ્હને ઘણો જ ખેદ થાય છે!" પદ્માવતીએ કહ્યું.

હવે નારંગી બોલી ઉઠીઃ–" પરંતુ એમણે રાણા ગોપાલસિંહજીને કેદ કરી એક સામાન્ય ભૂલ તો કરી હોં ! "

માયાસુંદરીઃ–એમ કરવાનું કાંઇ કારણ તો જરૂર હશે જ. આવાં સુજ્ઞ સુંદરી ભૂલ કરે એ કેવળ અસંભવિત છે.

નારંગીઃ–કારણ તો છે જ. મ્હારા સાંભળવામાં આવ્યા પ્રમાણે રાણા ગોપાલસિંહજીના ચારિત્ર્યનું સહજ અધઃપતન થયું હતું, તથા તેમણે ધનપત નામની એક વેશ્યાને પોતાના મહાલયમાં રાખી હતી; એથી શ્રીમતી માયાવિનીના અંતરમાં ક્રોધ કિંવા ઇર્ષ્યા ઉત્પન્ન થયેલી હોવી જોઇએ તથા એ કારણથી જ તેમણે રાણા ગોપાલસિંહજીને કેદ કરેલા હોવા જોઇએ. ( માયાવિની તરફ જોઇને. ) કેમ, મ્હારું કહેવું ખરું છે ને મહારાણીજી ?

લક્ષ્મીઃ–પરંતુ તેઓ આપણી સાથે કાંઇ બોલતાં કેમ નથી; મ્હને લાગે છે કે આપણા ઉપર તેઓ કદાચ ક્રોધે ભરાયાં હશે !

નારંગીઃ–ના ના–તેઓ ક્રોધે શા માટે ભરાય ? આપણે એમનો કાંઇ ગુન્હો કર્યો નથી. તેઓ માત્ર તમારાપર ક્રોધે ભરાય એ બનવા જેવું છે; કેમ કે આટલાં વર્ષ સુધી તમે રતિસુંદરીના નામથી ઓળખાયાં, અને હવે લક્ષ્મીદેવી બનીને તમે તેમનો રાજવિભવ પડાવી લેવાનો પ્રયત્ન કરો છો; પરંતુ જો જો ! હું તમારી આ મહત્વાકાંક્ષા સફળ થવા દઇશ નહિ. મહારાણીજી સમક્ષ હું તેમનો જ પક્ષ સ્વીકારીશ; કેમ કે એમના જેવી પતિપરાયણા પ્રમદાઓ પૃથિવીપર ભાગ્યે જ હશે !

માયાસુંદરીઃ–તું માત્ર મહારાણીજી પાસે એમનો પક્ષ સ્વીકારીશ; પરંતુ રાણા ગોપાલસિંહજીનું મન કોણ મનાવશે ?

નારંગીઃ–એમના મનનું પણ હું સમાધાન કરીશ. હું એમને

કહીશ કે, મનુષ્ય માત્રથી ભુલ થાય છે; પરંતુ એવી સામાન્ય ભૂલ તરફ સુજ્ઞ મનુષ્યો ધ્યાન આપતાં નથી ! એમણે આટલી બધી ચતુરાઇથી એમનું રાજ્ય ચલાવી કીર્તિ મેળવી તેનો યોગ્ય પુરષ્કાર તો તેમને મળવો જ જોઇએ !

માયાસુંદરીઃ-રાણા ગોપાલસિંહજીનો સ્વભાવ ઘણો ઉદાર છે; તેથી તેઓ ત્હારી ભલામણ સ્વીકારશે જ; પરંતુ આ રતિસુંદરી રાણીજી બનવાને અધીરાં બની ગયાં છે તેમનું શું થશે ? લક્ષ્મીદેવી તરીકે પોતાને ઓળખાવતાં આ બિચારાં આદર્શ ગુણોથી અલંકૃત થયેલાં માયાવિની મહારાણી માટે તેમના દિલમાં બિલકુલ દયા ઉપજતી નથી ! અરેરે ! આ કાંઇ સામાન્ય નિર્દયતા ન કહેવાય !

લક્ષ્મીઃ-ઠીક, ચાલો, હું માયાસુંદરીની ઇચ્છાનુસાર જ વર્તીશ. હવે હું કાંઇ નહિ બોલતાં ધનપતને પણ કારાગૃહમાંથી મુક્ત કરાવવાનો પ્રયત્ન કરીશ !

નારંગીઃ-બરાબર છે, રાણા ગોપાલસિંહજીના વિરહની અસહ્ય વ્યથાથી એ બિચારી આકુળ વ્યાકુળ બની ગઇ હશે અને આઠે પ્રહર એમના નામનો જપ જપ્યા કરતી હશે. એના તરફ દયા દર્શાવવાની જરૂર છે. જુઓને, મહારાણીજીને કમબખ્ત માખીઓ કેવી પજવે છે! એક દાસીને આજ્ઞા કરો કે તે ઝાડુ લઇ આવી તેમની માખો ઉડાવે.

માયાસુંદરીઃ-પિશાચપતિ એ કાર્ય બરાબર બજાવશે !

આ વાક્ય સાંભળી નારંગી શર્માઇ ગઇ, અને બીજી સર્વ હસી પડી. લક્ષ્મીદેવીએ સ્નેહપૂર્ણ દૃષ્ટિથી નારંગી તરફ જોઇને કહ્યુંઃ- “પિશાચપતિની તપાસનું પરિણામ એકાએક ફેરવાઇ જશે એમ જ મ્હને મ્હારો અંતરાત્મા કહે છે.”

"ઇશ્વર એવો સમય સત્વર બતાવે; તથા શ્રીમતી માયાવિનીની તપાસનું પરિણામ પણ ફેરવાઇ જઇ તેઓ મહારાણીના અધિકારપર કાયમ રહે એમ જ હું ઇચ્છું છું!" પદ્માવતીએ વિનોદમાં જ કહ્યું.

આવી રીતે ઘણા સમય સુધી તેઓ સર્વ માયાવિનીનો ઉપહાસ કરતી ત્યાં બેસી રહી.

---

## પ્રકરણ ૧૦ મું.

### પિશાચપતિની તપાસ.

આજે શ્યામગઢના કિલ્લામાં મહારાણા વીરસિંહજીની સવારી આવી પહોંચી હતી; તેથી સકળ જનો આનંદિત બની ગયેલાં જોવામાં આવતાં હતાં. ન્હાનાં ન્હાનાં બાળકો પણ પ્રસન્ન બની ગયેલાં હતાં. વળી જ્યાં રાણાવીરસિંહનો મુકામ હોય ત્યાં દાન ધર્મનો ખજાનો ખુલ્લો રહેતો હતો. જો કે જે જે સ્થળો તેના અધિકારમાં હતાં એ સર્વ સ્થળોએ દાનધર્મ થયા કરતો હતો; પરંતુ જ્યાં તે પોતે હાજર હોય ત્યાં વિશેષ દાનધર્મથી ગરીબ, અપંગ, નિરાધાર અને દુઃખી મનુષ્યોને વિવિધ પ્રકારે સંતોષવામાં આવતાં હતાં. કોઇ પણ મનુષ્યને નિરાશ થઇને પાછા ફરવું પડતું નહિ. જેને જે વસ્તુની જરૂર હોય તે તેને આપીને સંતુષ્ટ કરવામાં આવતું હતું. ત્રણ વર્ષથી મ્હોટી ઉમ્મરનાં અને બાર વર્ષથી ન્હાની ઉમ્મરનાં બાળકોને મીઠાઇ વહેંચવાનો હુકમ હતો. તે સાથે વસ્ત્રો વહેંચવાની પણ આજ્ઞા હતી. આમ હોવાથી શ્યામગઢનાં આબાલવૃદ્ધ મનુષ્યો અતિ આનંદિત બની ગયેલાં હતાં.

વળી આજે સર્વત્ર એવા સમાચાર ફેલાઇ ગયા હતા કે, માયાવિની નામની એક સ્ત્રી અને દારોગા નામનો એક પુરુષ કે જેઓ બન્ને રાણા વીરસિંહજીનાં શત્રુ છે તેઓ કેદ પકડાયા છે. તે ઉપરાંત પિશાચપતિ નામના એક બહુરૂપીને કેદ કરવામાં આવેલો હોઇ તેના અપરાધની તપાસ કરવાના ઉદ્દેશથી જ મહારાણા વીરસિંહજીનું શ્યામગઢમાં આગમન થયું છે.

વીરસિંહના બહુરૂપીઓએ નમ્રતાપૂર્વક, બનેલા સઘળા બનાવોનું વર્ણન કર્યું; કે જે બનાવોની હકીકત વીરસિંહ જાણતો નહોતો. પિશાચપતિની હકીકત સાંભળી તે ઘણો દિલગીર થયો; કેમ કે નારંગીપર પોતાની પુત્રી જેટલો તેનો પ્રેમ હતો. સઘળી હકીકત ધ્યાનથી સાંભળી રહ્યા પછી તે મહેલમાં ગયો, તથા બંસરીઆલા, માયાસુંદરી, લક્ષ્મીદેવી, પદ્માવતી, અલકકિશોરી વગેરેને મળ્યો. પિતાપુત્રીના સાથે જેવા ભાવથી મુલાકાત કરે તેવા જ ભાવથી તેણે તેમની સર્વની સાથે મુલાકાત કરી.

સર્વને દિલાસો આપ્યા પછી વીરસિંહે બહાર નીકળી આખો દિવસ જ્યોતિસિંહ સાથે ગુપ્ત મસલત કરવામાં પસાર કર્યો. બીજે દિવસે મધ્યાન્હકાળ પછી તેણે સમશેરખાન સાથે મુલાકાત કરી અને રાત્રિનો એક કલાક વીતી ગયા પછી પિશાચપતિની હકીકત સાંભળવાનો વિચાર પ્રકટ કર્યો. માયાવિની તથા દારોગાનો ન્યાય પિશાચપતિનો ન્યાય થઇ ગયા પછી કરવાની ઇચ્છા તેણે રાખી હતી.

રાણા વીરસિંહે જ્યોતિસિંહને એમ પણ કહી દીધું કે, પિશાચપતિની હકીકત મહેલમાં જ સાંભળવામાં આવશે, તથા એ સમયે પોતાના બહુરૂપીઓ સિવાય બીજા કોઇએ હાજર રહેવું નહિ. અંતઃપુરની સુંદરીઓ એ પ્રસંગે પડદામાં બેસી શકે એવો બંદોબસ્ત કરવો; પરંતુ

એક પણ દાસી પિશાચપતિની તપાસ સંબંધીનો એકે અક્ષર સાંભળી શકે નહિ એવો બંદોબસ્ત રાખવો.

આ સમયે વાંચકબંધુઓના અંતરમાં સ્વાભાવિક રીતે જ એવો પ્રશ્ન ઉત્પન્ન થવાનો સંભવ છે કે, જ્યારે તપાસ વખતે બીજા કોઇ માણસને હાજર રહેવાનો પ્રતિબંધ કરવામાં આવ્યો ત્યારે પછી માયાસુંદરી, પદ્માવતી, લક્ષ્મીદેવી વગેરેને પોતાની પાસે નહિ બેસાડતાં પડદામાં બેસાડવાની આજ્ઞા શા માટે કરવામાં આવી? આનો ઉત્તર એ છે કે, રાણા વીરસિંહે કદાચ એવો વિચાર કર્યો હોય કે, જે સમયે પિશાચપતિના અપરાધોની તપાસ કરવામાં આવશે, તથા એનાં પાપોનો ભેદ ખોલવાની સાથે એની જન્મપત્રિકા સ્વરૂપ પેલા પત્રો વાંચવામાં આવશે તે સમયે એ બાળિકાઓનાં કોમળ હૃદયપર અવશ્ય આઘાત થશે, તથા તેમના મુખભાવપરથી તેમની સ્થિતિ પ્રકટ થઇ જશે! આમ હોવાથી તેણે તેમને પર્દામાં રાખવાની આજ્ઞા કરેલી હોવી જોઇએ. આવી આજ્ઞા કરવામાં તેણે દૂરદર્શિતા જ વાપરેલી ગણી શકાય.

એક પ્રહર રાત્રિ પસાર થઇ ગઇ હતી. મહેલના મનોરંજક બેઠકખાનામાં દીપકોના પ્રકાશનો વિસ્તાર થઇ રહ્યો હતો. એ બેઠકખાનામાં એક બાજૂએ ચક નાખવામાં આવ્યો હતો, અને એ તરફ અંધકાર હોય એવો ભાસ થતો હતો. માયાસુંદરી, બંસરીબાલા, લક્ષ્મીદેવી, પદ્માવતી, અલકકિશોરી અને નારંગી એ ચકની પાછળ બેઠેલી હતી. બ્હારના ભાગમાં રાણા વીરસિંહની મૂલ્યવાન્ ગાદી બિછાવવામાં આવી હતી. તેની પાસે જ બલભદ્રસિંહની બેઠક હતી. જ્યોતિસિંહ પેલા ભયંકર પત્રોનું બંડલ લઇને તેમની પાસે બેઠેલો હતો, તથા તેજસિંહ સિવાય બીજા સઘળા બહુરૂપીઓ બન્ને બાજૂએ મૌનાવલંબન કરી ઉભા રહ્યા હતા. સ્હામેથી બેડીમાં જકડાયલા,

ભાગ્યદોષથી કેદી થઇ પડેલા પિશાચપતિને લઇ લક્ષ્મણસિંહ આવતો હતો. પિશાચપતિએ મહારાણા વીરસિંહ પાસે નમ્રતાપૂર્વક તેને પ્રણામ કર્યા, તથા તેણે કહ્યું:–"મહારાજાધિરાજ ! રાઇનો પર્વત બનાવીને મ્હને કેદ કરી રાખવામાં આવ્યો હતો; છતાં આપ નામદારની હુજૂરમાં હાજર થયા સિવાય કોઇ પણ પ્રકારનો ખુલાસો નહિ કરવાનો મ્હેં નિશ્ચય કર્યો હતે."

વીરસિંહઃ–જેની કાર્ય કુશળતાથી હું પ્રસન્ન રહી જેને મ્હારા પોતાના જ બહુરૂપી સમાન સમજતો હતો તેજ પિશાચપતિપર ગંભીર ગુન્હાનો આરોપ મૂકવામાં આવ્યો છે; તેથી હું ઘણો દિલગીર છું.

પિશાચઃ–આપ નામદાર જ્યારે એ માટે દિલગીર છો ત્યારે પછી આપ એવી ખાત્રી રાખજો કે, પિશાચપતિને આપની નજરમાંથી દૂર કરવા જેવો નિમકહરામ આપ નહિ જ ઠરાવી શકો. (ચોતરફ ફેરવીને ) પરંતુ અફસોસ મ્હારા મદદગાર હજી સુધી આવી પહોંચ્યા નથી. તેમને કોઇ સ્થળે કદાચ રોકાવું પડ્યું હશે !

બરાબર આ સમયે જ સર્વેએ સ્હામેથી પેલા યક્ષને આવતો જોયો, કે જેને જ્યોતિસિંહ પ્રથમ જોઇ ચુકયો હતો, તથા જેની હકીકત તેણે વીરસિંહને કહી સંભળાવી હતી. એ યક્ષની ચાલ તદ્દન નિર્ભય જણાતી હતી. તે ધીમે ધીમે ઘટનાસ્થળે ઉપસ્થિત થઇ એક બાજુએ ઉભો રહ્યો. એ યક્ષનું વર્ણન અમે પહેલાં કરી ચુકેલા હોવાથી અત્રે તેનો ફરીથી ઉલ્લેખ કરવાની જરૂર નથી. જો કે યક્ષ આશ્ચર્યજનક રીતે એકાએક ત્યાં આવી પહોંચ્યો હતો; પરંતુ તેની તથા પિશાચપતિની વાતચિત સાંભળીને જ્યોતિસિંહ સમજી ગયો હતો કે, યથા સમયે–પિશાચપતિની તપાસ વખતે એ આવ્યા સિવાય રહેશે નહિ. આ પ્રકાર તેણે સર્વને જણાવેલો હોવાથી તેના આવ

આકસ્મિક આગમનથી કોઇને આશ્ચર્ય ઉપજ્યું નહિ. વીરસિંહનો સંકેત થતાં જ લક્ષ્મણસિંહે એ યક્ષને પૂછ્યું:—"તમે તમારું નામ કહો તથા શા માટે તમે આ વખતે અત્રે આવ્યા છો એ જાણવાની મહારાણીજી ઇચ્છા રાખે છે."

યક્ષ:—મ્હારું નામ કૃષ્ણયક્ષ હોઇ હું પિશાચપતિની તપાસની હકીકત જાણવા તથા મ્હારા એક જુના મિત્રને મળવા અત્રે આવ્યો છું.

લક્ષ્મણ:—પિશાચપતિ સિવાય બીજા કોઇ તમારા મિત્ર અત્રે છે કે શું?

યક્ષ:—હા.

લક્ષ્મણ:—તેઓ ક્યાં છે?

યક્ષ:—તેઓ આ સ્થળે આપની સર્વની વચ્ચે જ છે.

લક્ષ્મણ:—જો એમ જ હોય તો તમે તેમને તમારી પાસે બોલાવો, તથા તેમની સાથે વાતચિત કરો.

યક્ષ:—એ વિષય સાથે આપને કશો સંબંધ નથી. પ્રસંગ આવશે એટલે હું એમ કરીશ.

લક્ષ્મણ:—તમે કોઈની ચિંતા નહિ રાખતાં બેઅદબીથી વાતચિત કરો છો એ આશ્ચર્યજનક છે! શું અમારી સાથે તમારે દુશ્મનાવટ છે કે હવે પછી દુશ્મનાવટ કરવાનો તમારો વિચાર છે?

યક્ષ:—ઇર્ષ્યા તેમજ ક્રોધ સિવાય દુશ્મનાવટ કરવામાં આવતી નથી, અને મ્હારામાં એમાંનું કાંઇ નથી. મ્હને કોઇનો ડર નથી તેમ જ કોઇને ડરાવવાની મ્હારી ઇચ્છા નથી. કોઇ મ્હારું કાંઇ અનિષ્ટ કરી શકે તેમ નથી તેમ જ કોઇનું અનિષ્ટ કરવાની મ્હારી મરજી નથી મ્હને કોઇ વાતની લાલસા પણ નથી. હવે આપ મ્હારો

વિચાર છોડી દઇ બેલાશક આપનું કાર્ય કરો, તથા મ્હારી હાજરી ગેરહાજરીને સરખી સમજો.

યક્ષના આવા ઉત્તરોથી સર્વને ઘણું આશ્ચર્ય લાગ્યું. તે સાથે કેટલાક બહુરૂપીઓના મનમાં તેનાપર ક્રોધ ઉત્પન્ન થયો; પરંતુ રાણા વીરસિંહનો સંકેત થતાં સર્વને ચુપ—શાન્ત રહેવું પડ્યું. વીરસિંહે જ્યોતિસિંહ તરફ જોઇને પિશાચપતિની તપાસ ચાલૂ કરવાની આજ્ઞા કરી.

જ્યોતિસિંહે ભૂમિકાની રીત પ્રમાણે થોડી પાછલી હકીકત કહીને પેલી ચાંદીની પેટી અને કાગળોના બંડલવાળી પોટલી છોડી. જેટલા પત્રો પહેલાં વાંચવામાં આવ્યા હતા તેટલા વંચાઇ રહ્યા પછી જ્યોતિસિંહ નવીન પત્ર વાંચવાની શુરુઆત કરતો હતો એવામાં પેલા અદ્ભુત યક્ષે કહ્યું:–"જો મહારાજા સાહેબને વ્યાજબી લાગે તો તેઓ દારોગા તથા સુંદરને પણ આ સ્થળે બોલાવી મંગાવે, તથા આ પત્રો એમની હાજરીમાં પુનઃ વાંચવાની આજ્ઞા કરે! જો કે આ સ્થળે સમશેરખાનની હાજરીની પણ જરૂર છે; પરંતુ આ તપાસ ચાલતાં કેટલીક એવી વાતો પ્રકટ થવાની છે કે જેની હકીકત સમશેરખાન ન જાણે એ જ ઉત્તમ છે."

સર્વેએ યક્ષની આ સલાહ પસંદ કરી, તથા વીરસિંહે માયાવિનીને હાજર કરવાની આજ્ઞા આપી દીધી. તત્કાળ તારાસિંહ માયાવિની તેમજ દારોગાને લઇ આવ્યો, માયાવિનીએ આવતાંની સાથે જ ગભરાઇ જઇને ચોતરફ જોયું. બલભદ્રસિંહના મ્હોં તરફ તે વિશેષ સમય સુધી સ્થિર દૃષ્ટિથી જોઇ રહી. યક્ષે આ સમયે વીરસિંહ તરફ જોઇને કહ્યું:–"હોશિયાર તથા નીતિકુશળ મહારાણાજી સુંદર અને બલભદ્રસિંહની આંખોને ઘણા ધ્યાન અને ગૂઢ વિચારથી જોઇ રહ્યા

હશે એવી મ્હને આશા છે.”

યક્ષનું આ વાક્ય હોશિયાર તથા બુદ્ધિમાનોના મનમાં એક નવીન રંગ ઉત્પન્ન કરવાના કારણરૂપ થઇ પડ્યું. જ્યોતિસિંહ તથા વીરસિંહે હાસ્યમુખે યક્ષ તરફ જોયું. એવામાં તેજસિંહ પણ આવી પહોચ્યો. તેને જ્યોતિસિંહે કાંઇ સમજાવીને બાગના જે ભાગમાં માયાવિનીને કેદ કરવામાં આવી હતી ત્યાં બે દિવસથી રાખેલો હતો એ પ્રકાર વાંચનાર જાણે છે. તેજસિંહના હાથમાં એક કાગળ હોઇ તે તેણે જ્યોતિસિંહના હાથમાં આપી દીધો, તથા તેણે પણ સ્મિતમુખે યક્ષ તરફ જોયું. તેજસિંહ નજરે પડતાં યક્ષના મ્હોંપર પણ હાસ્ય દર્શન દીધું; પરંતુ પોતાનો મનોભાવ છુપાવીને યક્ષે પોતાનું મ્હોં બીજી તરફ ફેરવી દીધું. તેજસિંહે જે પત્ર જ્યોતિસિંહને આપ્યો હતો તે તેણે વાંચીને હાસ્યસહ વીરસિંહના હાથમાં આપ્યો. રાણો વીરસિંહ પણ એ પત્ર વાંચીને હસી પડયો તથા યક્ષ અને તેજસિંહ તરફ જોવા લાગ્યો.

તેજસિંહ પાસેથી મળેલા પત્રમાં શી હકીકત લખેલી હતી એ જાણવા માટે સર્વનો જીવ અધીરો બની ગયો હતો; પરંતુ એનો ખરો ભેદ કોઇ જાણી શક્યું નહિ.

જે સમયે યક્ષે માયાવિની અને બલભદ્રસિંહના દૃષ્ટિમિલન તરફ સર્વનું ધ્યાન ખેંચ્યું તે સમયે માયાવિનીએ પોતાની દૃષ્ટિ બીજી તરફ ફેરવી; પરંતુ એ પ્રકારથી બલભદ્રસિંહને ઘણો ક્રોધ ઉપજવાથી યક્ષ તરફ જોઇને તેણે કહ્યું:—“ આ ખાનગી દરબારમાં નિમંત્રણ સિવાય તું આવેલો હોવા છતાં વચ્ચે ડહાપણ કેમ ડહોળે છે. અમારી વાતચિત વચ્ચે તું શા માટે માથું મારે છે? આવી અસભ્યતાનું કેવું પરિણામ આવશે તેનો તને વિચાર છે કે? ”

"પિશાચપતિના પક્ષકાર તરીકે હું અત્રે હાજર થયેલો હોવાથી ગમે તે વખતે મ્હને બોલવાનો અધિકાર છે; છતાં જો મહારાણાજી મ્હને ચુપ રહેવાની આજ્ઞા કરશે તો હું એક શબ્દનો ઉચ્ચાર કરીશ નહિ; કિન્તુ અફસોસ સહિત મ્હારે કહેવું પડે છે કે, ક્રોધ તથા સ્વાર્થથી તમારું ચિત્ત ભ્રમિત થઇ ગયું છે. વળી નિર્લજ્જતાને લીધે બોલવામાં તમે બહુ શૂરવીર બની ગયા છો. તમે એટલું પણ સમજતા નથી કે, આવા મ્હોટા સ્યામગઢના કિલ્લામાં, બલ્કે મહેલમાં જે માણુસ નિર્ભયતાથી આવ્યો છે તે ડરપોક અથવા નિર્બળ નહિ જ હોય! મહારાણા વીરસિંહજી તથા તેમના બાહોશ બહુરૂપીઓ પાસે વગર બોલાવ્યે આવીને જે નિર્ભયતાથી વાદવિવાદ કરે છે તેની બુદ્ધિ કાંઇ ચરવા માટે ચાલી નહિ ગઇ હોય! હું સારી રીતે જાણું છું કે, પ્રામાણિક, નિર્લોભ અને સ્વાર્થશૂન્ય માણુસને મહારાણાજી તથા તેમના ચાલાક બહુરૂપીઓ કાંઇ કહી શકતા નથી. તમે બેઇમાની, લાલચ, દગાબાજી અને નિર્લજ્જતાની સાથે પાપની ભારે ગાંસડી તમારા માથાપર ઉંચકી રાખી છે. હું એમ પણ જાણું છું કે, પર્દા પાછળ બેઠેલાં પદ્માવતી, લક્ષ્મીદેવી અને અલકકિશોરીને મ્હારાં આ વચનોથી ઘણું માઠું લાગશે; પરંતુ ધીરજ ધારણ કરીને હું જે કાંઇ કરું તથા કહું તે તેમણે જોવું તેમ જ સાંભળવું જોઇએ. મ્હારે હજી ઘણી હકીકત કહેવાની છે; કેમ કે શર્મથી પૃથિવીમાં સમાઇ જવાને બદલે તમે નિર્લજ્જતા ધારણ કરી છે તેમ જ મ્હને મ્હારી પ્રત્યેક વાતમાં હમણાંની માફક ટોકવાનો તમારા મન સાથે નિશ્ચય કરેલો છે; કિન્તુ તમારા જેવા બેઇમાન શયતાનનાં વચનો કિંવા તિરસ્કાર હવે હું હવે સહન કરી શકું તેમ નથી. પિશાચપતિને મહા ભયંકર ગુન્હાઓના ગુન્હેગાર ઠરાવેલા હોઇ હું તેમનો પક્ષકાર છું તેથી કાંઇ

તિરસ્કારપાત્ર નથી જ. તમે લક્ષ્મીદેવી, પદ્માવતી અને અલકકિશોરીના પિતા બનીને અધિકારનો ગર્વ ધરાવતા હો તો તે તમારો ગંભીર ભ્રમ છે. જો પિશાચપતિ ગુન્હેગાર છે તો તમે પણ તમારું મ્હોં બતાવવાને લાયક નથી. તમે એટલું અવશ્ય યાદ રાખજો. કે, આજે નહિ તો થોડા દિવસ પછી પણ પિશાચપતિની પ્રતિષ્ઠા તમારી પ્રતિષ્ઠા કરતાં વધી જશે !" આમ કહીને યક્ષે પિશાચપતિ તરફ જોઇને કહ્યું:-"કેમ, તમે આટલા બધા દબાઇ કેમ ગયા છો? તમને શાનો ભય છે?"

પિશાચપતિએ પેલી ચાંદીની પેટી તરફ ઇશારો કરીને કહ્યું:-"મ્હને માત્ર આ પેટીનો જ ભય છે. પેલા પત્રોનો મ્હને બિલ્કુલ ભય નથી."

યક્ષે કહ્યું:-"એ પેટીને લીધે જ બલભદ્ર તમારી સાથે આટલો મિજાજ કરે છે કે? ચિંતા નહિ. એ પેટીની જાદુઇ અસર દૂર કરવા માટે તેની બાજૂમાં હું એક કલમદાન મૂકું છું; જેથી તમારી વિરુદ્ધમાં બલભદ્ર એક શબ્દ પણ બોલવાનું સાહસ કરી શકશે નહિ, તથા તમારી તપાસ મહારાણીજી સરળતાથી કરી શકશે."

આમ કહીને યક્ષે પોતાની પાસેથી એક કલમદાન બ્હાર કાઢીને પેલી ચાંદીની પેટી પાસે મૂકી દીધી. એ કલમદાનની કારીગીરી ઘણી સુંદર તથા મનોરંજક હોઇ તે સુવર્ણની બનેલી હતી. તેના ઉપરના ભાગમાં ત્રણ મીનાકારી છબીઓ ચીતરવામાં આવેલી હતી એ કલમદાન જોઈ આનંદિત બની જઇ, પિશાચપતિએ યક્ષ તરફ જોઇને કહ્યું:-"આપના સંબંધમાં મ્હને શંકા હતી તેમજ આપની પાસે આવી અમૂલ્ય વસ્તુ હશે એવી કલ્પના આજ સુધી મ્હારા અંતરમાં ઉપજી નહોતી. આપ કોણ છો એ હું જાણતો નથી; છતાં એટલું તો ખરું છે કે,

આપ કોઈ સામાન્ય માણસ નથી જ." આમ કહી ઉંચું જોઇને ગદ્દગદ કંઠે તે કહેવા લાગ્યોઃ-" હે પરમાત્મા ! તમારી કળા અકળ છે."

યક્ષે ચાંદીની પેટી પાસે કલમદાન મૂકી એટલે બલભદ્રસિંહના પર તેની ઘણી વિચિત્ર અસર થઇ. તેનું શરીર કંપવા લાગ્યું. તે એક હાય પોકારી બેઠકપરથી ઉઠી બાગ તરફ નાસી જવા લાગ્યો; પરંતુ યક્ષે તત્કાળ તેને પકડી લાવીને કહ્યુંઃ-" બદમાશ ! આવી રીતે નાસી જઇને તું ત્હારો જીવ બચાવી શકે તેમ નથી; ચુપકીદીથી તું અહીં બેસી રહે !"

આ કલમદાનની અસર દારોગાપર પણ થઇ. તેનું શરીર પણ કંપવા લાગ્યું. રાણો વીરસિંહ તથા તેનાં બહુરૂપીઓ આશ્ચર્ય-યુક્ત દ્રષ્ટિથી એ કલમદાન તરફ જોઇ રહ્યા. એવામાં ચકમાંથી પદ્માવતીએ પણ એ કલમદાન જોવાની પોતાની ઇચ્છા પ્રકટ કરી. આ સમયે વીરસિંહે યક્ષ તરફ જોયું; તેથી યક્ષે કહ્યુંઃ-"આપ બેલાશક એ કલમદાનને અંદર મોકલાવો; કેમ કે લક્ષ્મીદેવી તેમજ પદ્માવતીએ તેને જોવાની જરૂર છે."

તત્કાળ જ્યોતિસિંહ કલમદાન લઇને ચકની અંદર ગયો. પદ્માવતીએ અધીરતાથી કલમદાન પોતાના હાથમાં લીધી; પરંતુ ત્યાં પ્રકાશ નહિ હોવાથી તે સર્વની સાથે પાસેના એક દીપકથી પ્રકાશિત થઇ રહેલા ઓરડામાં ગઇ. લક્ષ્મીદેવી સિવાય બીજી સઘળી સુંદરીઓ એ કલમદાન જોઇને પ્રસન્ન થઇ. કલમદાન નજરે પડતાં જ આંખોપર હાથ દાબી લક્ષ્મીદેવી જમીનપર બેસી ગઈ તથા બેહોશ બની જઇ ધરાપર ઢળી પડી. તેની આવી સ્થિતિ થવાથી ત્યાં ઘણી ગરબડ થઇ. પદ્માવતી, નારંગી વગેરે લક્ષ્મીદેવીને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરવા લાગી. તે શુદ્ધિમાં આવે

એટલે એ સંબંધીની ખબર બહાર પહોંચાડવાની સૂચના કરી કલમ-દાન લઇને જ્યોતિસિંહ બ્હાર ચાલ્યો ગયો, તથા કલમદાનને પુનઃ પેલી ચાંદીની પેટી પાસે મૂકી દઇને લક્ષ્મીદેવીના બેહોશ બની જવાના સમાચાર તેણે વીરસિંહને કહી સંભળાવ્યા. આ સમાચાર સાંભળવામાં આવતાં સર્વનું આશ્ચર્ય ઘણું વધી ગયું. વીરસિંહે જ્યોતિસિંહને ઉદ્દેશીને કહ્યુંઃ–" આ સઘળા ભેદોને ખુલ્લા કરીને તપાસનું કામ આપણે આજે જ પૂર્ણ કરી નાખવું જોઇએ."

" મ્હારી પણ એવી જ ઇચ્છા છે; કિન્તુ આ અદ્દભુત યક્ષની મદદ સિવાય આપણે આ તપાસનો અંત લાવી શકીએ તેમ નથી." જ્યોતિસિંહે કહ્યું.

" મહારાણાજી તેમ જ આપની ઈચ્છાને હું આધીન છું; છતાં લક્ષ્મીદેવીના શુદ્ધિમાં આવ્યા પછી તપાસનું કાર્ય ચાલૂ થાય તો ઠીક. વળી આ બદમાશ બલભદ્રસિંહને પણ આપ ચુપકીદીથી બેસી રહેવાની તથા પલાયન નહિ કરી જવાની આજ્ઞા કરો." યક્ષે કહ્યું.

બલભદ્રસિંહ ભયભીત બની ગયો હતો. જ્યોતિસિંહે તેનો હાથ પકડી તેને પોતાની પાસે લાવીને બેસાડયો. થોડા સમય સુધી મૌન રહ્યા પછી લક્ષ્મીદેવી શુદ્ધિમાં આવ્યાની ખબર મળી. પદ્માવતી, માયાસુંદરી વગેરે સર્વ પુનઃ ચક પાસે આવીને બેઠી એટલે વીરસિંહે જ્યોતિસિંહને કહ્યુંઃ–"તપાસ ચાલૂ કરવામાં આવે તે પૂર્વે લક્ષ્મીદેવીને પૂછી જોવું જોઇએ કે, આ કલમદાન જોઇને તેઓ બેહોશ કેમ બની ગયાં હતાં !"

" આપશ્રી એ કારણ જાણવાની ઇચ્છા રાખો છો તેથી મ્હને ઘણું આશ્ચર્ય લાગે છે." યક્ષે કહ્યું.

વીરસિંહે તત્કાળ એ કારણ જાણવાની ઇચ્છા દર્શાવી દઇ જ્યો-

તિસિંહને પેલા પત્રો વાંચવાની આજ્ઞા કરી. તરત જ જ્યોતિસિંહ એક પત્ર વાંચવા લાગ્યોઃ—

"પરમ સ્નેહી,

આજે જો દારોગાએ મ્હને અટકાવ્યો ન હોત તો મ્હેં બલભદ્રસિંહનો જીવ લઇ નાખ્યો હોત. મ્હેં એમ ધાર્યું હતું કે, બલભદ્રના જીવનનો અંત આવી જશે એટલે લક્ષ્મીદેવીનું લગ્ન થતું અટકશે તથા તેના બદલામાં સુંદરને પરણાવી દેવાનો સારો સુયોગ મળશે; પરંતુ દારોગાએ મ્હારા આ વિચારમાં સંમતિ નહિ દર્શાવતાં એમ કહ્યું કે, 'ગોપાલસિંહજી પણ લક્ષ્મીદેવી સાથે લગ્ન કરવાની ઉત્કટ ઇચ્છા ધરાવે છે. આવી સ્થિતિમાં જો તમે બલભદ્રસિંહને મારી નાખશો તો રાણા ગોપાલસિંહ બીજી કોઇ સુંદરી સાથે લગ્ન નહિ કરતાં એક વર્ષ સૂધી અવિવાહિત જ રહેશે. વળી લગ્નનો દિવસ ટળી જાય એ ઠીક નથી. લક્ષ્મીદેવીની માતાનું મૃત્યુ થયાને અગીઆર મહિના થઇ ગયા છે. બીજો પણ એક મહિનો વીતી જવા ઘો. આપણને જે કાંઈ કરવું પડશે તે આપણે લગ્નને દિવસે જ કરીશું. તે દિવસે જે કાર્ય કરવાનું છે તેનો બંદોબસ્ત પણ થઇ ગયો છે. એ દિવસે આપણે લક્ષ્મીદેવીને ગૂમ કરીશું તથા એની જગ્યાએ સુંદરને બેસાડી દઇશું. વળી એ કાર્ય કરતાં પૂર્વે જ બલભદ્રસિંહને એવા સ્થળે પહોંચાડી દેવામાં આવશે કે જ્યાંથી તે પાછો ફરી શકે જ નહિ. પછીથી આપણા કાર્યમાં આપણને કોઇ પણ પ્રકારની અડચણ વેઠવી પડશે નહિ. આટલું બધું કાર્ય કરવામાં આવ્યું છતાં હજી સૂધી આપે પરચુરણ ખરચ માટે રૂપિયા મોકલ્યા નહિ! ગમે તે રીતે બંદોબસ્ત કરીને રૂપિયા મોકલી આપો નહિ તો કર્યું કારવ્યું ધૂળધાણી થઇ જશે.

લી. પરિચિત પિશાચ."

આ પત્ર વંચાઇ રહ્યો એટલે વીરસિંહે પિશાચપતિ તરફ જો-ઇને પૂછ્યું:–"કેમ પિશાચપતિ! આ પત્ર ત્હેં લખ્યો છે કે?"

પિશાચપતિએ પોતાના બન્ને હાથ જોડીને કહ્યું;–"હા, મહા-રાજ! આ પત્ર મ્હારા હાથે જ લખાયલો છે."

વીરસિંહ:–ત્હેં આ પત્ર સ્વરૂપસિંહને મોકલ્યો હતો કે?

પિશાચ:–જી ના.

વીરસિંહ:–હમણાં જ! ત્હેં એમ કહ્યું કે, આ પત્ર ત્હારો લ-ખેલો છે અને પાછો ના કહે છે?!

પિશાચ:–મહારાજ! મ્હારું એવું કહેવું નથી કે, આ પત્ર મ્હારા હાથે લખાયલો નથી. મ્હારું કહેવું એવું છે કે, આ પત્ર મ્હેં સ્વરૂપ-સિંહ તરફ મોકલ્યો નહોતો.

વીરસિંહ:–ત્યારે કોણે મોકલ્યો હતો?

પિશાચપતિએ બલભદ્રસિંહ તરફ ઇશારો કરીને ઉત્તર આપ્યો:–"આ પત્ર એમણે મોકલાવેલો હોઇ એ સમયે એમણે પોતાનું નામ પિશાચ રાખ્યું હતું!"

વીરસિંહ:–જ્યારે આ પત્ર એણે સ્વરૂપસિંહ પાસે મોકલ્યો હતો ત્યારે પછી ત્હેં પત્રને શા માટે લખ્યો હતો? તું એનો નોકર હતો કે?

પિશાચ:–ના જી, એનું બીજું જ કારણ છે; આપના આ પ્ર-શ્નનો ઉત્તર આપતાં પૂર્વે હું આ બલભદ્રસિંહને બે ચાર પ્રશ્ન પૂછ-વાને ઇચ્છું છું.

વીરસિંહ:–ત્હારે તેને જે પૂછવું હોય તે બેલાશક પૂછ.

પિશાચપતિએ બલભદ્રસિંહ તરફ જોઇને પૂછ્યું:–"આ સઘળા પત્રો તમે વાંચી જોયા છે કે નહિ?"

બલભદ્રઃ–વાંચી જોયા છે.

પિશાચઃ–જે પત્ર હમણાં વાંચવામાં આવ્યો છે તે પછીના પત્રો કે જે હજી સુધી વાંચવામાં આવ્યા નથી તે આ વિષય સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ ધરાવે છે કે ?

બલભદ્રઃ–ના.

પિશાચઃ–તેનું કાંઇ કારણ ?

બલભદ્રઃ–એ પત્રોની મતલબ હું સમજી શકતો નથી.

પિશાચઃ–ત્યારે હવે બાકી રહેલા પત્રો વાંચવાની કાંઇ જરૂર નથી.

બલભદ્રઃ–જે પત્રો વાંચવામાં આવ્યા છે તે ત્હારા અપરાધ સાબિત કરવા માટે પુરતા નથી કે ?

પિશાચઃ–પુરતા છે. ઠીક, હવે હું એમ કહું છું કે, લક્ષ્મીદેવીના લગ્નને દિવસે તમને કેદ કરવામાં આવ્યા હતા કે ?

બલભદ્રઃ–હા.

પિશાચઃ–એ સમયે બાલાસિંહ ક્યાં હતો ? વળી હમણાં તે ક્યાં છે ?

આ પ્રશ્ન સાંભળી બલભદ્રસિંહ કંપી ઉઠયો તથા ગભરાઇ જઇને તેણે કહ્યુંઃ–"એ સઘળી હકીકત પૂછવાથી તને શો લાભ છે ?"

આમ કહીને તેણે દારોગા તેમ જ માયાવિની તરફ જોયું. તેમના બન્નેના મનપર પણ આ બાલાસિંહના નામને સાંભળી કાંઇ અસર થઇ હોય એમ લાગતું હતું. રાણા વીરસિંહ તથા તેના બહુરૂપીઓ પણ આવો પ્રકાર જોઇ વિસ્મિત બની ગયા. વીરસિંહે આ સમયે યક્ષ તરફ જોયું એટલે યક્ષે કહ્યુંઃ–"હું ધારું છું કે, બલભદ્રસિંહ તરફ હવે આપને આવવેક દર્શાવવો પડશે."

વીરસિંહઃ–ખરૂં છે; પરંતુ આ તપાસનો આજે અંત આવશે કે નહિ ?

યક્ષઃ–ના–એક દિવસમાં આ તપાસનો અંત આવી શકે તેમ નથી. જો આ તપાસનો ખરો ભેદ જાણવાની આપની ઇચ્છા હોય તો આપ પિશાચપતિને બંધનમુક્ત કરી તેને એક મહિનાની મુદત આપો. એક મહિનામાં તે ખરા બલભદ્રસિંહને શોધી લાવશે એટલે સઘળો ભેદ સહેલાઇથી ખુલ્લો થશે.

વીરસિંહઃ–પરંતુ કોની જામીનગીરીપર પિશાચપતિને મુક્ત કરવો ?

યક્ષઃ–મ્હારી.

વીરસિંહઃ–જ્યારે તમે પોતે જ એના જામીન થાઓ છો ત્યારે પછી એને મુક્ત કરવામાં મ્હને અડચણ નથી; પરંતુ આ વિષયમાં પદ્માવતી, લક્ષ્મીદેવી અને અલકકિશોરીની સંમતિ હોવાની જરૂર છે.

યક્ષઃ–એમણે આ પ્રકારમાં સંમતિ આપવી જોઇએ; કેમ કે ખરા બલભદ્રસિંહ સાથે એમનું મિલન થાય એ કરતાં વિશેષ આનંદજનક બીજો કયો પ્રકાર એમના માટે ગણાય ?

આ સમયે ચકની અંદરથી પદ્માવતીએ કહ્યું:–" એ માટે અમારો કાંઇ વાંધો નથી. મહારાણીજીને જેમ યોગ્ય લાગે તેમ તેઓ કરે."

વીરસિંહે યક્ષ તરફ જોઇને કહ્યું:–" ત્યારે હવે હું તમારા પ્રસ્તાવને માન્ય કરું છું." આમ કહ્યા પછી તેણે પિશાચપતિને પૂછ્યું:–"આ પત્ર ત્હેં પોતે લખેલો હોવા છતાં સ્વરૂપસિંહ તરફ એ મોકલ્યાની વાતનો અસ્વીકાર તું કેમ કરે છે ?"

પિશાચઃ–હું જ્યારે ખરા બલભદ્રસિંહને શોધી લાવીશ ત્યારે તેની ખરી હકીકત આપના જાણવામાં આવશે.

હવે બલભદ્રસિંહ બોલી ઉઠયો:–ના ના, પિશાચપતિને છોડી દેવો વ્યાજબી નથી. એ ઘણો બેઇમાન, લુચ્ચો, દગાબાજ તેમજ ધુર્ત્ત હોવાથી છુટીને ચાલ્યો જશે તો કદાપિ પાછો આવશે નહિ."

જ્યોતિસિંહે ક્રોધકર્કશ સ્વરે કહ્યું:–"ચુપ રહો, આ વિષયમાં કાંઇ તમારો અભિપ્રાય લેવું નથી!"

બલભદ્રસિંહે ઉઠી ઉભા થઇને કહ્યું:–"ઠીક ત્યારે હું અહીંથી ચાલ્યો જાઉં છું. જ્યાં આવો અન્યાય છે ત્યાં રોકાવું મ્હને વ્યાજબી લાગતું નથી."

બલભદ્રસિંહનું વાક્ય પૂર્ણ થતાં જ તેજસિંહે તેના હાથનું કાંડું પકડીને કહ્યું:–"આમ ઉતાવળા ન બની જાઓ. આપ ભલા માણસ છો તેથી આપે ક્રોધ કરવો જોઇએ નહિ. વળી જો અમારી સોબત નહિ પસંદ હોય તો આપને માયાવિની તથા દારોગાની સોબતમાં રાખવામાં આવશે. આપ ખુશી રહો એમ જ અમે કરીશું."

તેજસિંહે આમ કહીને બલભદ્રસિંહના કાંડાની એક નસ એવી રીતે દબાવી કે જેથી કોઇએ તેના શરીરની સઘળી શક્તિ ખેંચી લીધી હોય એમ તેને લાગ્યું. તે લથડીઉં ખાઇને કાંઇ પણ બોલ્યા સિવાય નીચે બેસી પડયો. એની આવી સ્થિતિ જોઇ સર્વને હસવું આવ્યું.

યક્ષે વીરસિંહને કહ્યું:–"હવે હું આપને તથા જ્યોતિસિંહને એકાન્તમાં બેચાર વાતો કહેવાને ઇચ્છું છું."

વીરસિંહ:–"મ્હારી પણ એવી જ ઇચ્છા છે.

આમ કહી વીરસિંહ અને જ્યોતિસિંહ લક્ષ્મણસિંહને કાંઇ ઇશારો કરીને ઉઠી ઉભા થયા તથા એક એકાન્ત ઓરડામાં ગયા. ત્યાં તેમણે અરધા કલાક સુધી એક બીજાની સાથે વાતચિત કરી. સર્વના મનમાં યક્ષ માટે જેટલું આશ્ચર્ય ઉત્પન્ન થયું હતું તેટલો તેમનો નિશ્ચય પણ થઇ ગયો હતો કે, યક્ષનો ભેદ રાણી વીરસિંહ, જ્યોતિસિંહ અને તેજસિંહને માલૂમ પડી ગયો છે; છતાં એ ભેદ તેઓ કોઇને કહેશે નહિ તેમજ કોઇ એ સંબંધી તેમને કાંઇ પૂછવાનું સાહસ કરી શકશે નહિ.

અડધા કલાક પછી એ ત્રણે જણા ઓરડામાંથી બ્હાર નીકળી યથાસ્થળે પાછા ગયા તથા જ્યોતિસિંહે લક્ષ્મણસિંહ તરફ જોઇને કહ્યું:-"પિશાચપતિને મુક્ત કરી તેને તથા યક્ષને તમે સંભાળથી પહાડ નીચે ઉતારી આવો."

તત્કાળ લક્ષ્મણસિંહે પિશાચપતિના હાથમાંની બેડી કાઢી નાંખી અને તે તેને તથા યક્ષને સાથે લઇ ત્યાંથી ચાલ્યો ગયો. પછી જ્યોતિસિંહ પદ્માવતી વગેરેની પાસે જઇ તેમને કાંઇ સમજાવી આવ્યો. બલભદ્રસિંહપર દેખરેખ રાખવાનું કામ તેજસિંહને સોંપવામાં આવ્યું તથા માયાવિની અને દારોગાને કેદ કરી રાખવાની આજ્ઞા ફરમાવી રાણો વીરસિંહ જ્યોતિસિંહની સાથે બ્હાર નીકળી પડયો.

---

## પ્રકરણ ૧૧ મું.

---

## તિલિસ્મીમાં ગોપાલસિંહ.

હવે અમે વાંચકોનું ધ્યાન જમાનીઆના તિલિસ્મી તરફ ખેંચીએ છીએ; કેમ કે યુવરાજ ઇન્દ્રજીતસિંહ તથા રાજકુમાર આનન્દસિંહને ત્યાં મૂકી આવ્યાને ઘણા દિવસ થઇ ગયા છે. અમે પ્રથમ લખી ચુકયા છીએ કે, યુવરાજ ઇન્દ્રજીતે તિલિસ્મી પુસ્તકને ધ્યાનથી વાંચી તેનો ભેદ આનન્દસિંહને બતાવ્યો. એવામાં મંદિરની પાછળથી કોઇની બૂમ તેના સાંભળવામાં આવી. તે સાથે એવું વાકય પણ સાંભળવામાં આવ્યું કે; "ઠીક, તું મ્હારું મસ્તક કાપી નાખ; મ્હારી પણ એવી ઇચ્છા છે કે, આ જીવનમાં મ્હારે ઇન્દ્રજીતસિંહ તથા આનન્દસિંહને દુઃખી હાલતમાં ન જોવા પડે.

અરેરે! યુવરાજ ! આ સમયે તમને મ્હારી બિલ્કુલ ખબર નહિ હોય !"

આ વાક્ય સાંભળી યુવરાજ ઇન્દ્રજીતસિંહ વ્યાકુળ તથા અસ્થિર બની ગયા.

" આ તો પદ્માવતીનો કંઠસ્વર હોય એમ લાગે છે." આમ આનન્દસિંહને કહી ઇન્દ્રજીત મંદિરની પાછળ જવા લાગ્યો.

જ્યારે યુવરાજ ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહ મંદિરની પાછળ જઇ પહોંચ્યા ત્યારે એક વિચિત્ર વેશધારી માણુસપર તેમની નજર પડી. એ માણુસની ઉમ્મર એંશી વર્ષથી ઓછી નહોતી. એના માથાના, દાઢીના તથા મુછોના સઘળા વાળ બરફ જેવા સફેદ થઇ ગયેલા હતા; આમ હોવા છતાં તેની ગરદન તથા કમરપર વૃદ્ધાવસ્થા પોતાનો અધિકાર બેસાડી શકી નહોતી; અર્થાત્ તેની ગરદન હાલતી નહોતી અને કમર વળી ગઇ નહોતી. એના ચહેરાપર જોકે થોડી કરચલીઓ પડેલી હતી તો પણ ચહેરો પ્રભાવદર્શક લાગતો હતો. તેના બન્ને ગાલપર હજી સુધી થોડી રતાશ જોવામાં આવતી હતી. નિર્બળતા, નિરાશા, આળસ વગેરે વૃદ્ધાવસ્થાના વિકારો એ વૃદ્ધનામાં પ્રવેશ કરી શકયા નહોતા.

એ વૃદ્ધનો પોષાક રાજા મહારાજાઓનો પોષાક જેવો મૂલ્યવાન નહોતો તેમ જ તે પરથી તે ગરીબ કિંવા અયોગ્ય લાગે એવો પણ નહોતો. એનો પોષાક રેશમી હોઇ ઘણો ચુસ્ત હતો; તેથી એ વૃદ્ધ એક પહેલવાન જેવો જણાતો હતો. તેની કમરપર એક ન્હાની તલ્વાર લટકી રહી હતી. તે સિવાય તેના જમણા હાથમાં સોનાની એક થાળી સુંદર રેશમી કપડામાં બાંધેલી હતી. બન્ને રાજકુમારોને જોઇ એ વૃદ્ધે મૃદુ હાસ્ય કર્યું. આ સમયે તેના મ્હોંમાં મોતીની માફક ચમકતા દાંત જોઇ તેણે પોતાની યુવાવસ્થાની નિશાનીઓ ગૂમાવી દીધી નથી એમ બન્ને રાજકુમારોએ વિચાર્યું. બન્ને કુમારોએ એમ ધાર્યું હતું કે,

મંદિરની પાછળ જવાથી પદ્માવતી યા તો બીજી કોઇ સ્ત્રી નજરે પડશે; પરંતુ ત્યાં આ વિચિત્ર પુરુષ સિવાય બીજું કોઇ નજરે નહિ પડયાથી તેમને ઘણું આશ્ચર્ય લાગ્યું. ઇન્દ્રજીતે પોતાની પાસેનું બીજું તિલિસ્મી ખંજર આનન્દસિંહને આપ્યું; પછી તેણે પેલા વિચિત્ર માણુસ પાસે જઇને પૂછ્યું:—" આ તરફથી એક સુંદરીનો કંઠસ્વર અમારા સાંભળવામાં આવ્યો છે; એ સુંદરી ક્યાં છે ? "

" અહીં તો કોઇ નથી ! " વૃદ્ધે આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી આસપાસ જોઇને કહ્યું.

" વાહ ! હમણાં જ અમે એનો અવાજ સાંભળ્યો છે ! " આનન્દસિંહ બોલ્યો.

આનન્દસિંહના આ શબ્દો તરફ ધ્યાન નહિ આપતાં એ વૃદ્ધે કહ્યું:—" કદાચ સાંભળ્યો હશે; પરંતુ અહીં તો એક પણ સ્ત્રી નથી ! "

ઇન્દ્રજીતઃ—ત્યારે એ અવાજ કોનો હતો ?

વૃદ્ધઃ—મ્હારો !

ઇન્દ્રજીતઃ—ના ના—તમારા અવાજ જેવો એ અવાજ નહોતો.

વૃદ્ધઃ—તમારી ઇચ્છા હોય તો એ શબ્દો જ હું ફરીથી એવી રીતે બોલી બતાવું ! એમ કરવાથી તો તમારી ખાત્રી થશે ને ?

આમ કહીને એ વૃદ્ધે પદ્માવતીના જેવા કંઠસ્વરથી ઉપરોક્ત શબ્દો ઉચ્ચાર્યા હવે બન્ને રાજકુમારોના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. ઇન્દ્રજીતે એ વૃદ્ધ તરફ જોઇને પૂછ્યું:—" આવી રીતે અપ્રાસંગિક શબ્દો તમે શા માટે ઉચ્ચાર્યા હતા ? "

વૃદ્ધઃ—ગઇ કાલથી હું આ તિલિસ્મીમાં તમારી શોધ કર્યા કરું છું. તમે તિલિસ્મીમાં અર્થાત્ મ્હારા નિવાસસ્થાનમાં પધારેલા હોવાથી તમારો યથોચિત આદર સત્કાર કરવો એ મ્હારું પરમ કર્ત્તવ્ય

છે, તથા એટલા માટે જ હું તમને શોધતો હતો.

ઇન્દ્રજીત:—જો તમે આ તિલિસ્મીમાં જ રહેતા હો અર્થાત્ આ તિલિસ્મી જ જો તમારું નિવાસસ્થાન હોય તો અમારી સાથે તમે સ્નેહભાવ રાખી શકશો નહિ; કેમ કે તિલિસ્મી તોડી નાખવા માટે જ અમે અત્રે આવ્યા છીએ. પોતાના નિવાસસ્થાનનો નાશ કરવા આવનારનો આદરસત્કાર કોઇ કરતું નથી. આમ હોવાથી અમારી સાથે તમે પ્રપંચ નહિ જ કરો એવો વિશ્વાસ અમે કેવી રીતે રાખી શકીએ.

વૃદ્ધ:—તમારું કહેવું ખરૂં છે, તથા બુદ્ધિશાળી માણસે પોતાના સંશયને પ્રથમથી જ દૂર કરવો જોઇએ; છતાં હું તમારો બન્ને બંધુઓનો શુભેચ્છક છું એમજ તમારે માનવું પડશે. વળી તમારો શત્રુ બનીને હું તમારું શું આનષ્ટ કરી શકું તેમ છું? તમારી મ્હારા-પર કૃપા હોય એમાં જ મ્હારું કલ્યાણ છે.

ઇન્દ્રજીત:—અમારી કૃપાથી તમારૂં શું કલ્યાણ થાય તેમ છે? આ તિલિસ્મીમાં તમે અમારો શો સત્કાર કરી શકશો? વળી કયા પ્રમાણથી અમે તમને અમારા સ્નેહી સમજીએ તથા તમારાં વચનપર વિશ્વાસ રાખીએ?

વૃદ્ધ:—તમારી મહેરબાનીથી મ્હને ઘણો લાભ છે. જો તમે ઇચ્છો તો મ્હારાપર કૃપા કરી શકો તેમ છો; અર્થાત્ મ્હારા આ અદ્ભુત તિલિસ્મીનું કેટલાક અંશે તમે રક્ષણ કરી શકો તેમ છો. મ્હારું કહેવું એવું નથી કે, તમારે આ તિલિસ્મી તોડવું નહિ, તથા તેથી થતો લાભ મેળવવો નહિ. મ્હારી આંતરિક ઇચ્છા તો એવી જ છે કે, તિલિસ્મીનો જેટલો ભાગ તોડવાથી તમને વિશેષ લાભ થાય તેમ હોય તેટલો ભાગ તમે બેલાશક તોડો; સામાન્ય લાભ માટે તમે

તિલિસ્મીના મનોહર તેમજ અદ્દ્ભુત ભાગને તોડશો નહિ. તિલિસ્મીમાં જે જે અદ્દ્ભુત વસ્તુઓ છે તે જોવામાં આવતાં ભલા ભલા બુદ્ધિમાનોની અક્કલ પણ ચ્હેર મારી જાય તેમ છે. તિલિસ્મીના થોડા ભાગને જો તમે યથાસ્થિત રહેવા દેશો તો તિલિસ્મીના સૌન્દર્યનો નાશ થશે નહિ, તથા તમારા સ્નેહી રાણા ગોપાલસિંહની પ્રતિષ્ઠાને હરકત પહોંચશે નહિ; ઉલટા તેઓ જ તિલિસ્મીના રાજા કહેવાશે. આ તિલિસ્મીમાં હું ઘણી સારી રીતે તમારો આદર સત્કાર કરી શકું તેમ છું, તથા હરેક સ્થળે તમને ફેરવી શકું તેમ છું. તમને હું તિલિસ્મીના કેટલાક એવા તમાશા બતાવવાને ઇચ્છું છું કે, જે તમાશાઓ તિલિસ્મીને તોડવા છતાં મ્હારી મદદ સિવાય તમે જોઇ શકો જ નહિ. હવે મ્હારે એ જાણવું જોઇએ કે, તમે મ્હારાપર વિશ્વાસ મૂકી શકો છો કે નહિ?

વૃદ્ધનાં આવાં ભેદ ભરેલાં વચનો સાંભળી થોડા સમય સુધી પોતાના મન સાથે કાંઇ વિચાર કર્યા પછી ઇન્દ્રજીતે પૂછ્યું:-"તમે રાણા ગોપાલસિંહજીને ઓળખો છો કે?"

વૃદ્ધ:-હું એમને ઘણી સારી રીતે ઓળખું છું, એટલું જ નહિ; પરંતુ અમારી ઉભયની વચ્ચે ઘણો સ્નેહસંબંધ છે.

ઇન્દ્રજીતઃ—આ ઉત્તરપર હું વિશ્વાસ મૂકી શકતો નથી.

વૃદ્ધઃ—અવિશ્વાસ રાખવાનું કારણ શું છે?

ઇન્દ્રજીતઃ—કારણ એ છે કે, આ તિલિસ્મી તમારું ઘર છે, કેમ ખરું છે ને?

વૃદ્ધઃ—હા, ખરું છે.

ઇન્દ્રજીતઃ—ત્યારે તો આ તિલિસ્મીનો પ્રત્યેક ખુણો તમે જોયલો

હશે તેમ જ રાણા ગોપાલસિંહજી કરતાં તિલિસ્મીનો વિશેષ ભેદ તમે જાણતા હશો.

વૃદ્ધ:—બેશક એમ જ છે.

ઇન્દ્રજીત:—આમ હોવા છતાં તમારો ગોપાલસિંહજી સાથે સ્નેહ-સંબંધ છે એ ઘણું આશ્ચર્ય પામવા જેવું છે.

વૃદ્ધ:—મ્હને તો એમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું લાગતું નથી.

ઇન્દ્રજીત:—ગોપાલસિંહજી જ્યારે તમારા સ્નેહી છે ત્યારે પછી આટલા દિવસ સુધી તમે તેમને દુષ્ટાચારિણી માયાવિનીની કેદમાં ઘણી દુ:ખયુક્ત સ્થિતિમાં શા માટે રહેવા દીધા? આ પ્રશ્નના ઉત્તરમાં તમારાથી એમ નહિ કહી શકાય કે, તેઓ કેદમાં હતા એ વિષય તમે જાણતા નહોતા.

ઇન્દ્રજીતનાં આ છેવટનાં વાક્યો સાંભળી વૃદ્ધ કાંઈ બોલી શક્યો નહિ. તે મસ્તક નમાવી પોતાના મન સાથે કાંઇ વિચારવા લાગ્યો. આ ઉપરથી યુવરાજ ઇન્દ્રજીતસિંહ અને રાજકુમાર આનન્દસિંહને એમ જ લાગ્યું કે, એ વૃદ્ધ અસત્યવાદી છે, અને તે તેમને છેતરવાનો પ્રયત્ન કરે છે. થોડા સમય સુધી સ્વગત કાંઇ વિચાર કર્યા પછી માથું ઉંચું કરીને હાસ્યમુખે વૃદ્ધે કહ્યું:—"વાસ્તવિક રીતે તમે ઘણા હોશિયાર છો. વાતમાં ને વાતમાંજ તમે મ્હારો સઘળો ભેદ જાણી લેવાને ઇચ્છો છો; પરંતુ તમારી ઇચ્છા પૂર્ણ થઇ શકશે નહિ. તમે જ્યારે આ તિલિસ્મી તોડી તેનાપર વિજય મેળવશો ત્યારે જ મ્હારો સઘળો ભેદ જાણી શકશો; છતાં રાણા ગોપાલસિંહજી મ્હારા મિત્ર છે એ વાતમાં અસત્યનો અંશ માત્ર પણ નથી. આ તિલિસ્મી પણ મ્હારૂં જ ઘર છે.'

ઇન્દ્રજીત:—તમે પોતે તમારાં વચનોથી જ અસત્યવાદી ઠરો છો.

એમાં મ્હારો શો વાંક છે ? જ્યારે રાણા ગોપાલસિંહજી તમારા મિત્ર છે ત્યારે પછી મ્હારા પ્રશ્નના યથાર્થ ઉત્તરો આપી તમે મ્હારા સંશયને દૂર કેમ કરતા નથી ?

વૃદ્ધઃ—ના ના–રાણા ગોપાલસિંહજીને પ્રપંચપરાયણા માયાવિનીના પંઝામાંથી મ્હેં શા માટે છોડાવ્યા નહિ એ પ્રશ્નનો ઉત્તર હમણાં હું આપી શકું તેમ નથી.

ઇન્દ્રજીતઃ—ત્યારે પછી મ્હારી શંકા ક્યાંથી દૂર થાય અને હું કેવી રીતે તમારાપર વિશ્વાસ મૂકી શકું ?

વૃદ્ધઃ—એ માટે હું બીજો ઉપાય કરી શકું તેમ છું.

ઇન્દ્રજીતઃ—તમે ગમે તે ઉપાય કરો એ માટે અડચણ નથી; છતાં આ તિલિસ્મી તમારું મકાન છે અને રાણા ગોપાલસિંહજી તમારા મિત્ર છે એટલી ખાત્રી તો તમારે કરી આપવી જ જોઇએ.

વૃદ્ધઃ—મ્હારે તમને માત્ર એટલી જ ખાત્રી કરી આપવાની જરૂર છે કે, હું તમારો દુશ્મન નથી.

આનન્દઃ—ના ના, અમારે બીજી કોઇ પણ જાતની ખાત્રી કરવી નથી. મ્હોટા ભાઇ કહે છે એટલી જ ખાત્રી તમે કરી આપો.

વૃદ્ધઃ—ત્યારે તો હમણાં હું વિના કારણ અત્રે આવ્યો ! જુઓ તો ખરા કે તમારે માટે હું ઉત્તમોત્તમ ખાદ્યસામગ્રી લઇ આવ્યો છું; પરંતુ તમે જ્યારે મ્હારાપર વિશ્વાસ મૂકી શકતા નથી ત્યારે પછી આ ખાદ્યસામગ્રીનો સ્વીકાર તમે નહિ જ કરો એમ મ્હને લાગે છે, અને તેથી મ્હારે અહીંથી પાછા ચાલ્યા જવું પડશે.

ઇન્દ્રજીતઃ—જ્યાં સુધી અમારા મનનું સમાધાન થાય નહિ ત્યાં સુધી અમે તમારી કોઇ પણ વસ્તુનો સ્વીકાર કરી શકીએ તેમ નથી.

આનન્દસિંહે વૃદ્ધ તરફ જોઇ સ્મિત મુખે કહ્યું:-" તમારાં આળ

બચ્ચાં પણ આ તિલિસ્મીમાં રહે છે કે શું? વળી જે વસ્તુઓ તમે લઇ આવ્યા છો તે બજારની છે કે ઘરની?"

વૃદ્ધે ઉત્તર આપતાં કહ્યું:–" મ્હારાં બાળબચ્ચાં નથી તેમ જ હું સંસારી પણ નથી. એક નોકર સુદ્ધાં મ્હારી પાસે નથી. આ વસ્તુઓ હું બજારમાંથી ખરીદ કરી લાવ્યો છું."

આનન્દઃ–ત્યારે તો તમે નિરંતર આ તિલિસ્મીમાં રહેતા હો એમ લાગતું નથી. જ્યારે જ્યારે તમાશા જોવાની ઇચ્છા થતી હશે ત્યારે જ તમે તિલિસ્મીમાં આવતા હશો!

ઇન્દ્રજીતઃ–ગમે તેમ હોય; એ સઘળા વિષય સાથે આપણો કાંઇ સંબંધ નથી. તેઓ જ્યારે પોતાની સત્યતાની આપણને ખાત્રી કરી આપશે ત્યારે જ આપણે તેમની સાથે વાતચિત કરીશું, તથા તેમની સાથે જઇને તેમનું નિવાસગૃહ જોઇશું.

આ વાકયોના ઉત્તરમાં વૃદ્ધે કાંઇ કહ્યું નહિ. તે મસ્તક નમાવીને ત્યાંથી ચાલ્યો ગયો. તે કયાં જાય છે અને શું કરે છે એ જોવાની ઇચ્છાથી ઇન્દ્રજીત અને આનન્દસિંહ પણ તેની પાછળ પાછળ જવા લાગ્યા. વૃદ્ધે પાછળ દૃષ્ટિ કરી તો તેણે બન્ને રાજકુમારોને પોતાની પાછળ આવતા જોયા; છતાં આ પ્રકારની ચિંતા નહિ રાખતાં તે આગળ જવા લાગ્યો.

પાછળ એક ઠેકાણે અમે લખી ચુકયા છીએ કે, આ બાગમાં પશ્ચિમ તરફની દિવાલ પાસે એક કૂવો આવેલો હતો. ઉપરોક્ત વૃદ્ધ એ કૂવા તરફ ચાલ્યો ગયો, અને કૂવા પાસે જઇને તે એ કૂવામાં કૂદી પડયો. ઇન્દ્રજીત અને આનન્દસિંહ પણ એ કૂવા પાસે જઇ પહોંચ્યા, તથા કમરમાંથી નીચા વળીને કૂવામાં જોવા લાગ્યા; કિન્તુ કૂવામાં કોઇ તેમની નજરે પડયું નહિ. આવો ચમત્કાર જોઇને આન-

ન્દસિંહે કહ્યું:-" એ વૃદ્ધ જ્યારે આ કૂવામાં કૂદી પડયો છે ત્યારે પછી આ કૂવામાંથી કોઇ ઠેકાણે જવાનો રસ્તો આવેલો હોવો જોઇએ એમ હું ધારું છું."

ઇન્દ્રજીતઃ-મ્હારી ધારણા પણ એવી જ છે.

આનન્દઃ-જો આપ આજ્ઞા આપતા હો તો હું કૂવામાં ઉતરું?

ઇન્દ્રજીતઃ-ના ના-એમ કરવામાં ડહાપણ નથી; કેમ કે તું આ તિલિસ્મીની સંપૂર્ણ હકીકત જાણતો નથી. હું સહેલાઈથી કૂવામાં જઇ શકું તેમ છું; કેમ કે તિલિસ્મી પુસ્તકને હું સંપૂર્ણ ધ્યાનથી વાંચી ગયો છું; છતાં તને અહીં એકલો મૂકીને જવાની મ્હારી ઇચ્છા નથી.

આનન્દઃ-ત્યારે હવે શું કરવું?

ઇન્દ્રજીતઃ-પ્રથમ તો તું આ તિલિસ્મી પુસ્તકને વાંચી જા, તથા એમાંની હકીકતને એવી રીતે યાદ કરી લે કે જેથી પુનઃ પુસ્તક જોવાની જરૂર પડે નહિ. ત્યાર પછી જે કરવું ઠીક લાગશે તે કરીશું. હમણાં એ વૃદ્ધની પાછળ જવું મ્હને ઠીક લાગતું નથી. વળી મ્હારી માન્યતા એવી છે કે, એ દગાબાજ વૃદ્ધ પોતે જ આપણી પાછળ પડશે, અને પુનઃ આપણી પાસે ઉપસ્થિત થશે. હવે કોઇ નવો જ ચમત્કાર થાય તો એમાં કાંઇ નવાઇ નથી.

આનન્દઃ-ઠીક, ત્યારે આપ મ્હને તિલિસ્મી પુસ્તક આપો એટલે આજ્ઞાનુસાર હું તેને પૂર્ણ ધ્યાનથી વાંચી લઉં.

બન્ને ભાઇ પાછા મંદિરની પાસે આવ્યા અને આનન્દસિંહ તિલિસ્મી પુસ્તક વાંચવામાં નિમગ્ન થઇ ગયો. બન્ને ભાઇઓ ચાર દિવસ સુધી એ બાગમાં રહ્યા. એ સમય દરમ્યાન તેમણે કોઇ કાર્ય કર્યું નહિ તથા બીજો કોઇ નવીન ચમત્કાર જોયો નહિ. આનન્દસિંહ તિલિસ્મી પુસ્તકને સારી રીતે વાંચી ગયો, તથા તેમાંની સઘળી હકી-

ફત તેણે યાદ કરી લીધી. લોહીથી લખાયલું એ તિલિસ્મી પુસ્તક કાંઇ બહુ મ્હોટું નહોતું. એ પુસ્તકના અંતિમ ભાગમાં આવી હકીકત લખેલી હતી:-

" તિલિસ્મી તોડનારની સ્મરણશક્તિ ઘણી સતેજ હોવાની જરૂર છે. તેણે આ પુસ્તક બરાબર વાંચી લેવું જોઇએ; કેમ કે પુસ્તક વાંચતાં એમ માલૂમ પડી આવશે કે, તિલિસ્મીની તપાસ કરનાર પાસે આ પુસ્તક રહેવાનું નથી. પુસ્તક કોઇ અન્ય કાર્યમાં જ ઉપયોગી થઇ પડશે. આવી સ્થિતિમાં એમાંની કોઇ વાત જો ભૂલી જવામાં આવશે તો તિલિસ્મીની તપાસ કરનારનો જીવ જોખમમાં આવી પડશે. જે માણસ આ પુસ્તકની આદિથી અંત સુધીની હકીકત યાદ ન કરી શકે તેણે તિલિસ્મીની તપાસ કરવામાં પ્રવૃત્ત થવું નહિ; નહિ તો તેને ઘણું દુઃખ ભોગવવું પડશે. "

દિવસનો એક પ્રહર થયો હતો. બન્ને રાજકુમારો સ્નાન સંધ્યાદિ નિત્યકર્મથી નિવૃત્ત થઇને તિલિસ્મી તોડવાની શુરુઆત કરવા જતા હતા. એવામાં રસ્તામાં જ એકાએક પેલા વૃદ્ધ સાથે તેમની મુલાકાત થઇ. એ વૃદ્ધે બન્ને રાજકુમારોને નમન કર્યું, તથા પોતાની પાસેથી એક પત્ર બ્હાર કાઢી યુવરાજ ઇન્દ્રજીતના હાથમાં આપતાં તેણે કહ્યું:-"લ્યો જુઓ, હું સ્વયં રાણા ગોપાલસિંહજીએ લખેલો ભલામણપત્ર લઇને આવ્યો છું. આ પત્ર વાંચીને કહો જોઇએ કે હવે મ્હારાપર વિશ્વાસ મૂકવામાં તમને શી અડચણ છે ? "

ઇન્દ્રજીતે એ પત્ર વાંચી જોઇ, આનન્દસિંહને બતાવ્યા પછી હસતાં હસતાં એ વૃદ્ધ તરફ જોયું. વૃદ્ધે કહ્યું:-" કહો જોઇએ કે, હવે તમને શું જોઇએ છીએ ? આ પત્રને તમે બનાવટી તો નથી ધારતા ને ?"

ઇન્દ્રજીતઃ-ના ના—આ પત્ર બનાવટી હોય એ તદ્દન અસંભવ.

નીય છે; પરંતુ પત્રમાં આ જે નિશાન છે તેને તમે ઓળખો છો કે? એ નિશાનનો ભેદ તમે જાણો છો કે?

વૃદ્ધે આનન્દસિંહના હાથમાંથી પત્ર લઇ નિશાન જોઇને ઉત્તર આપ્યો:-" એનો ભેદ તો તમે તથા રાણા ગોપાલસિંહ જાણતા હશો; હું શું જાણું! પરંતુ જો આપ જણાવો તો......"

વૃદ્ધનું છેલ્લું વાક્ય પૂર્ણ થતાં પહેલાં જ ઇન્દ્રજીત બોલી ઉઠયો:- "એની મતલબ એવી છે કે, " આ પત્ર બેશક ખરો છે; છતાં એમાં જે કાંઇ લખ્યું છે તે ઉપર ધ્યાન આપવું નહિ!"

વૃદ્ધ બોલી ઉઠયો:-" શું ગોપાલસિંહે તમને એવી સૂચના કરી રાખી છે કે, જે પત્રમાં આવું નિશાન તેમણે કર્યું હોય તે પત્રની હકીકતપર તમારે ધ્યાન આપવું નહિ?"

ઇન્દ્રજીત:-હા, તેમણે મ્હને એવી સુચના કરી રાખેલી છે; તેથી એમ લાગે છે કે, આ પત્ર એમણે પોતાની ઇચ્છાથી લખ્યો નથી; પરંતુ તેમનાપર જોર જુલ્મ કરીને બળાત્કારથી લખાવવામાં આવ્યો છે.

વૃદ્ધ:-ના ના-એમ કદાપિ હોઇ શકે કિંવા થઇ શકે નહિ મ્હને તો એમ જ લાગે છે કે, તમે ભૂલો છો. આ નિશાન સંબંધી તેમણે તમને બીજી જ કાંઇ સૂચના કરી હશે.

ઇન્દ્રજીત:-તમે ધારો છો એવો ભુલકણો હું નથી. ઠીક, હવે તમે જ કહો જોઇએ કે આ નિશાન તેમણે શા માટે બનાવ્યું છે?

વૃદ્ધ:-એટલા માટે જ કે, કોઇ બહુરૂપી એમના દોસ્તોને એમના લખાણની બાબતમાં છેતરી શકે નહિ; છતાં યુવરાજથી! તમે ઘણા બુદ્ધિમાન્ અને વિનોદી છો.

ઇન્દ્રજીત:-હવે કહો જોઇએ કે તમારી દાઢી હું ખેંચી લઉં?!

વૃદ્ધે હસીને કહ્યું:-" એ માટે તમારે તકલીફ ઉઠાવવાની જરૂર

નથી; હું જ મ્હારી બનાવટી દાઢી દૂર કરું છું !”

આમ કહી એ વૃદ્ધે પોતાની બનાવટી દાઢી ખેંચી લઇ દૂર ફેંકી દીધી, તથા તે તત્કાળ ઇન્દ્રજીતસિંહના કંઠમાં વળગી પડયો.

વાંચકબંધુઓ ! આ વૃદ્ધ ખરી રીતે રાણો ગોપાલસિંહ જ હતો અને તે વેશ બદલી તિલિસ્મી તોડવાના કાર્યમાં બન્ને રાજકુમારોને સહાયતા કરવાના સદુદ્દેશથી જ અત્રે આવ્યો હતો; છતાં રાજકુમારોની ચતુરાઇ આગળ તે પોતાની જાતને છુપાવી શકયો નહિ—તેને છેવટે પોતાના મૂળ સ્વરૂપમાં પ્રકટ થવું જ પડયું.

યુવરાજ ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહે સ્નેહાતિશયથી રાણા ગોપાલસિંહને આલિંગન કર્યું, તથા તેઓ બન્ને તેનો હાથ પકડીને તેને નહેરના કિનારે લઇ ગયા. પછીથી એક પાષાણશિલાપર બેસીને તેઓ એક બીજાની સાથે વાતચિતત કરવા લાગ્યા.

---

## પ્રકરણ ૧૨ મું.

### પત્નીની મુલાકાત.

જ્યારે પિશાચપતિ તથા યક્ષને પહાડની નીચે ઉતારીને લક્ષ્મણસિંહ પાછો ફર્યો ત્યારે તેઓ બન્ને નીચે પ્રમાણે વાતચિત કરતા કરતા પૂર્વ દિશા તરફ જવા લાગ્યા.

પિશાચપતિએ કહ્યું:—“ આપે મ્હારાપર ઘણી કૃપા કરી છે; જો આજે આપે મ્હને સહાયતા ન કરી હોત તો મ્હારી કેવી દુર્દશા થાત તેની કલ્પના સુદ્ધાં હું કરી શકતો નથી.”

યક્ષઃ—એ તો જાણે કે ઠીક છે; પરંતુ જુઓ આજે મ્હેં તમને મ્હારી જામીનગીરીપર એટલા માટે છોડાવ્યા છે કે, તમે કોઇ પણ રીતે ખરા બલભદ્રસિંહને શોધી કાઢો, તથા તેમને સાથે લઇને તમે મહારાણા વીરસિંહજી સમક્ષ ઉપસ્થિત થાઓ; છતાં એમ ન બને કે, બલભદ્રસિંહને શોધવા જતાં તમે જ પાછા ગૂમ થઇ જાઓ! રાણા વીરસિંહજી પાસે હું અસત્યવાદી ન ઠરું એ તમારે ધ્યાનમાં રાખવાનું છે.

પિશાચઃ—ના ના—એમ કદાપ નહિ બને. વળી મ્હને જો રાણા વીરસિંહજીના બહુરૂપી થવાની ઇચ્છા ન થઇ હોત તો હું આ બખે. ડામાં શા માટે પડત? કોઇ પણ પ્રકારના લાભની આશા રાખ્યા સિવાય તેમનું કાર્ય શા માટે કરત? રૂપિયાની મ્હને ફિકર નહોતી તેથી હું કોઈ દૂર દેશમાં ચાલ્યો જાત અને આનંદમાં મ્હારું જીવન પસાર કરત; પરંતુ મહારાણા વીરસિંહજીના પક્ષમાં રહેવાનો મ્હને અત્યંત ઉત્સાહ છે, તથા જે દિવસથી રાણા ગોપાલસિંહનો પત્તો લાગ્યો છે તે દિવસથી જ હું તેમના શત્રુઓની તપાસ કરવાના કાર્યમાં પ્રવૃત્ત થયો છું, અને ઘણી બાબતોનો પત્તો પણ હું મેળવી ચુકયો છું.

આ સમયે યક્ષ બોલી ઉઠયોઃ—"ત્યારે શું તમે એ જાણુતા નહોતા કે, માયાવિનીએ ગોપાલસિંહને કેદ કરીને કોઇ ગુપ્તસ્થાનમાં રાખેલા હતા?"

પિશાચઃ—ના—બિલકુલ નહિ.

યક્ષઃ—અને માયાવિની જ વાસ્તવિક રીતે લક્ષ્મીદેવી નથી એ પણ તમે જાણુતા નહોતા કે?

પિશાચઃ—એ વાત તો હું સારી રીતે જાણુતો હતો.

યક્ષઃ—ત્યારે પછી તમે રાણા ગોપાલસિંહજીનાં માણુસોને એ

વાત કેમ જણાવી નહિ ?

પિશાચઃ—એ વાત મ્હેં એટલા માટે જ કોઇને જણાવી નહિ કે, રાણા ગોપાલસિંહનું મૃત્યુ થવાની વાતપર મ્હારો સંપૂર્ણ વિશ્વાસ બેઠો હતો, તથા તે પહેલાં હું રણધીરસિંહને ત્યાં નોકર હતો. વળી બીજાં રાજ્યોના કલ્યાણાકલ્યાણ સાથે મ્હારો શો સંબંધ હતો ?

યક્ષઃ—તમારી અને સ્વરૂપસિંહની મિત્રાચારી હતી ત્યારે તમે કોના નોકર હતા ?

પિશાચઃ—મ્હારી અને સ્વરૂપસિંહની વચ્ચે મિત્રતાનો સંબંધ કદાપિ હતો જ નહિ. હું કેદખાનામાં હતો ત્યારે આપને કહી ચુક્યો છું કે, રાણા ગોપાલસિંહના છૂટયા પછી મ્હેં મ્હારી વિરુદ્ધના પત્રોનો પત્તો મેળવ્યો છે.

યક્ષઃ—ઠીક, મ્હને કહો જોઇએ કે, હવે તમે ક્યાં જશો અને શું કરશો ?

પિશાચઃ—ક્યાં જઇશ અને શું કરીશ તે હું પોતે પણ જાણતો નથી; કિન્તુ હું એ માટે આપની જ સલાહ લેવાનો વિચાર કરતો હતો.

યક્ષે આશ્ચર્ય પામીને કહ્યું:—"બલભદ્રસિંહજીને કોણે કેદ કર્યા છે તથા હમણાં તેમને ક્યાં રાખવામાં આવ્યા છે એ તમે જાણતા નથી કે શું ?"

પિશાચઃ—માયાવિનીના દારોગાએ તેમને કેદ કર્યા હતા એટલું જ માત્ર હું જાણું છું. હમણાં તેમને ક્યાં રાખવામાં આવ્યા છે એ સંબંધી હું સર્વથા અજ્ઞાત છું.

યક્ષઃ—ત્યારે પદ્માવતીના અજાયબઘરની બ્હાર તમે જ્યોતિસિંહને શા માટે એમ કહ્યું હતું કે, અસલ બલભદ્રસિંહનું દર્શન કરવાની ઇચ્છા હોય તે તમારી સાથે આવે ? આ ઉપરથી તો તમે

અસત્યવાદી ઠરો છો!

પિશાચઃ—જી હા. મ્હેં એવું કહ્યું હતું એ ભૂલ જ કરી છે; છતાં મ્હારો એવો નિશ્ચય થઇ ગયો છે કે, બલભદ્રસિંહજી હજી સુધી જીવતા છે.

યક્ષઃ—એટલા માટે તો હું તમને પૂછું છું કે, હવે તમે ક્યાં જશો અને શું કરશો?

પિશાચઃ—જો એ દારોગો મ્હારી આધીનતામાં હોત તો ઘણી સહેલાઇથી હું બલભદ્રસિંહજીનો પત્તો મેળવત; પરંતુ હવે એ માટે મ્હારે ઘણી મહેનત ઉઠાવવી પડશે. હમણાં તો હું જમાનીઆમાં રાણા ગોપાલસિંહજીની પાસે જાઉં છું. જો તેઓ મ્હને મદદ કરશે તો ઘણી ત્વરાથી હું બલભદ્રસિંહનો પત્તો મેળવી શકીશ; પરંતુ તેઓ મ્હને મદદ કરે એવી આશા નથી; કેમકે તેઓ જ્યારે મ્હારી તપાસ સંબંધીની હકીકત સાંભળશે ત્યારે મ્હને તદ્દન નાલાયક સમજશે. વળી આપ કોણ છો એ પણ હજી સુધી હું જાણી શકયો નથી. જો આપને હું પિછાનતો હોત તો આપની પાસે રાણા ગોપાલસિંહજીના નામપર હું એક પત્ર લખાવી લેત.

યક્ષઃ—હું યક્ષ છું, તથા પ્રત્યેક સ્થળે હાજર થવાની શક્તિ મ્હારામાં છે એ ઉપરાંત મ્હારો વિશેષ પરિચય તમને મળી શકે તેમ નથી. ઠીક, તમે રાણા ગોપાલસિંહજી પાસે જઇને તેમની મદદ માગો. હું તમને એક ભલામણપત્ર લખી આપું છું. તમારી પાસે લેખનસામગ્રી છે કે?

પિશાચઃ—જી હા, આપની કૃપાથી મ્હને મ્હારાં—બહુરૂપીનાં સાધનોનો વાટવો મળી ગયો છે, તથા તેમાં સઘળો સામાન તૈયાર છે.

આમ કહીને પાસે આવેલા એક વૃક્ષ નીચે બેસવાની પિશાચે

પતિએ યક્ષને વિનંતી કરી; પરંતુ તેની વિનંતિ તરફ ધ્યાન નહિ આપતાં આગલી બાજૂએ હાથનો ઇશારો કરીને યક્ષે કહ્યું:–" પેલા વૃક્ષ નીચે જઇને જ આપણે બેસીશું; કેમ કે ત્યાં હું મ્હારો ઘોડો રાખીને આવેલો છું."

થોડા સમયમાં જ તેઓ બન્ને જણા એ વૃક્ષ પાસે જઇ પહોંચ્યા. એ વૃક્ષના મજબૂત થડ સાથે બે સુસજ્જિત ચાલાક અશ્વને દોરડાથી બાંધી રાખેલા પિશાચપતિના જોવામાં આવ્યા; તે ઉપરાંત યક્ષના જેવા જ વેશવાળા અને તેના જેવી જ ચાલ ઢાલ જેવા એક માણુસને પણ એ બન્ને ઘોડાઓની પાસે ફર્યા કરતો તેણે જોયો. યક્ષ ઉપસ્થિત થતાં એ માણુસ તેને નમન કરી એક બાજૂએ ખસી જઇને ઉભો રહ્યો. યક્ષે પિશાચપતિ પાસેથી લેખનસામગ્રી લઇ એ સ્થળે બેસીને એક ભલામણુપત્ર લખી તૈયાર કર્યો, તથા એ પત્ર તેણે પિશાચપતિના હાથમાં આપીને કહ્યું:–" જાઓ, આ ભલામણુપત્ર તમે રાણા ગોપાલસિંહજીને આપજો. હવે અત્રે તમારે રોકાવાની જરૂર નથી."

આમ કહીને યક્ષ એક ઘોડાપર સવાર થઇ ગયો, તથા તેના જેવા જ વેશવાળો પેલો માણુસ બીજા ઘોડાપર સવાર થઇ ગયો. પછી પિશાચપતિની નજર આગળ જ તેઓ એ સ્થાનનો ત્યાગ કરી અલ્પકાળમાં અદૃશ્ય થઇ ગયા. આશ્ચર્ય તેમ જ વિસ્મયથી પિશાચપતિ ઉદાસ તથા સુસ્ત થઇ ગયો હતો, તથા થોડો સમય વિશ્રાંતિ લેવાના વિચારથી તે એ વૃક્ષ નીચે બેસી પેલા યક્ષે લખી આપેલા પત્રને વાંચવા લાગ્યો; કિન્તુ ઘણી માથાફોડ કરવા છતાં તે એ પત્રનો ભેદ કિંવા તેમાંના લખાણુનો આશય સમજી શકયો નહિ. એ પત્ર સાંકેતિક ભાષામાં લખાયલો હતો.

અડધા કલાક સુધી વિશ્રાન્તિ લીધા પછી પિશાચપતિ ઉઠી ઉભો

થઇ લામાધાટી તરફ રવાના થયો.

પિશાચપતિ હવે કાંઇક અંશે નિશ્ચિંત થયો. આજથી દશ દિવસ પૂર્વે તેનામાં જેટલી તાકત હતી એટલી જ તાકત તેનામાં આવી હતી. વાંચકબંધુઓ સારી રીતે જાણે છે કે, લુંટારાઓનો વેશ ધારણ કરી ઘણા માણસો પિશાચપતિની આધીનતામાં રહેતા હતા. એ માણસો આમતેમ ફરીને પિશાચપતિનું કાર્ય બજાવતા હતા. પિશાચપતિએ જ્યારથી બનાવટી બલભદ્રસિંહ પાસે એમ સાંભળ્યું હતું કે, તેની અતિપ્રિય વસ્તુ કે જે બલભદ્રસિંહના કબ્જામાં હતી તેને તે લામાધાટીમાં મૂકી આવ્યો હતો, ત્યારથી તે વિશેષ ચિંતાતુર બની ગયો હતો. પિશાચપતિની એવી અતિપ્રિય વસ્તુ કયી હતી ? એ વસ્તુ બીજી કોઇ નહિ; પરંતુ જેના પેટે કૃષ્ણલાલ ઉત્પન્ન થયો હતો તથા જેને તેણે નાગરની મેહેરબાનીથી પુનઃ પ્રાપ્ત કર્યો હતો તે તેની સ્ત્રી જ હતી. ખરી રીતે જોવા જતાં પિશાચપતિ તેની પ્રાણાધિકા પત્નીને લામાધાટીમાં મૂકી આવ્યો હતો.

જમાનીઆ તરફ જવાને બદલે પિશાચપતિ હમણાં લામાધાટી તરફ જ જવા લાગ્યો, તથા ત્રીજે દિવસે સંધ્યાકાળે તે લામાધાટી જઇ પહોંચ્યો. એ લામાધાટીને તે પોતાનું ઘર જ સમજતો હતો. આ લામાધાટી એક પહાડી સ્થાનનું નામ હતું. એ સ્થાનનું અત્રે થોડું વર્ણન કરીને અમે પિશાચપતિની તાકત તથા સ્વભાવ વગેરેનો વાંચકોને થોડો પરિચય કરાવીએ છીએ. લામાધાટીમાં કોઇ અજાણ્યો માણસ જઇ શકે એમ નહોતો. ધ્યાનશક્તિની સહાયતાથી જો આપણે ત્યાં જઇએ તો પ્રથમ એક ન્હાનો પહાડ આપણી નજરે પડે. એ પહાડપરથી ઉપર ચઢવાનાં પગથીઆં આવેલાં હતાં. એ પગ રસ્તે ઉપર જતાં અર્થાત્ પગથીઆં ચઢી જતાં ત્રણ તરફ મયદાન અને પશ્ચિમ તરફ માત્ર

અડધા ગાઉના અંતરે એક ઘણો ઉંચો પહાડ આવેલો હતો. એ ઉંચા પહાડપર જઇ શકાય એવો એકકે રસ્તો નજરે પડતો નહોતો. એ પહાડની નીચે જ ડાબી બાજૂએ થોડા અંતરપર પાણીનો એક ઝરો આવેલો હતો. એ ઝરાની પહોળાઇ બે ત્રણ હાથની હોઇ તે માર્ગની વચ્ચે થઇને વહેતો હતો. એ ઝરાની ડાબી બાજૂએ વીસ પચીસ હાથની ઉંચાઇપર એક ન્હાની ગુફા આવેલી હતી. એ ગુફામાં પુષ્કળ અંધકાર હતો, તથા બ્હાર કરતાં અંદર ગરમી વિશેષ હતી. એ ગુફામાં એક ગાઉ સૂધી જતાં બ્હાર નીકળી શકાતું હતું કે જ્યાં એક ન્હાનું મયદાન આવેલું હતું. એ મયદાનમાં જંગલી વૃક્ષો, પુષ્પલતાઓ વગેરેની વિપુલતા જોવામાં આવતી હતી. પ્રેક્ષકને માટે એ વૃક્ષો અને પુષ્પલતાઓ આનન્દજનક હતી; પરંતુ અંદર જનારને માટે તો એ એક પ્રકારની આફત જ હતી ! એ મયદાનમાં જનાર માણુસ ત્રીસ ચાળીસ ડગલાં ગયા પછી એવી રીતે સપડાઇ જતું કે, તેનાથી બ્હાર નીકળી શકાતું નહિ. એ મયદાનની ડાબી બાજૂએ થઇને પછીથી જમણી બાજૂ તરફ જવું પડતું હતું. એવી રીતે જતાં પશ્ચિમ અને ઉત્તર તરફના ખુણામાં ઉપસ્થિત થતાં ત્યાં બીજી એક ગુફા આવેલી નજરે પડતી હતી. એ ગુફામાં બસો ડગલાં જતાં એક મ્હોટા પત્થરોથી બનેલી દિવાલ આવતી હતી. એ દિવાલના મધ્યભાગમાં એક મ્હોટો લાકડાનો દરવાજો હતો. એ દરવાજામાંથી બ્હાર નીકળતાં એક મ્હોટી ઇમારત નજરે પડતી હતી. જો કે એ ઇમારત ઘણી પુરાણી હતી, તથા કેટલેક ઠેકાણેથી તૂટી ગયેલી હતી; છતાં તે હજી પચાસ વર્ષ સુધી વૃષ્ટિનો માર વેઠવાને શક્તીવાળી હોય એમ લાગતું હતું. હજી પણ એમાં કેટલાક ઓરડાઓ ઓરડીઓ વગેરે યથાસ્થિત જોવામાં આવતું હતું. આ ઇમારત કિંવા સ્થાનનું નામ જ લામાવાડી હતું. પિશાચપતિના

નોકર ચાકરો આ ઠેકાણે રહેતા હતા તથા તે પોતાની પત્નીને અત્રે મૂકી ગયો હતો. તેના સિપાહીઓ ઘણા બહાદુર, જવાંમર્દ અને પ્રામાણિક હતા. તેમની સંખ્યા પચાસથી ઓછી નહોતી. તેઓ પિશાચપતિના ખજાનાનું રક્ષણ ઘણી જ સંભાળથી કરતા હતા, તથા પિશાચપતિની આજ્ઞા થતાં જીવ સટોસટનાં કાર્યો બજાવવાને પણ તેઓ તત્પર થતા હતા. એ ઇમારતની ચારે તરફ ઘણું મ્હોટું મયદાન આવેલું હોઇ, વિવિધ પ્રકારની પુષ્પલતાઓ અને ન્હાનાં ન્હાનાં વૃક્ષોના શોભાસૌન્દર્યથી તે ઘણું મનોહર લાગતું હતું. વળી મયદાનની ચોતરફ જે પહાડો આવેલા હતા તેનાપર પણ જંગલી વૃક્ષો ઝૂકી રહેલાં જોવામાં આવતાં હતાં.

પિશાચપતિ આ લામાધાટીમાં જઇ પહોંચ્યો. તે સાથે જ ચોતરફથી તેના માણસોએ આવી આનન્દમાં જ તેને ઘેરી લીધો, તથા તેઓ તેને તેના કુશળ સમાચાર પૂછવા લાગ્યા. પિશાચપતિએ સર્વને મળી ‘બધું સારું છે, હું શા માટે આવ્યો છું એ પછીથી કહીશ’ એવા ઉત્તરો આપીને સર્વના મનનું સમાધાન કર્યું, તથા તે પોતાની પત્ની પાસે ચાલ્યો ગયો. તેની પત્ની તેના વિયોગથી વ્યાકુળ બની ગયેલી હતી. ઉભયનું આનન્દજનક મિલન થયા પછી તેમની બન્નેની વચ્ચે નીચે પ્રમાણે વાતચિત ચાલવા લાગી:—

સ્ત્રી:—તમે ઘણા દુર્બળ તથા ઉદાસ દેખાઓ છો!

પિશાચ:—હા, છેવટના થોડા દિવસ દુઃખમાં ગયા છે. જીવ બચ્યો છે એ જ સદ્ભાગ્યનો વિષય છે.

સ્ત્રી—તમે આમ કેમ બોલો છો? શું તમારો પેલો ભેદ ખુલ્લો થઇ ગયો છે?

પિશાચ:—હા, એ ભેદ ખુલ્લો થઇ ગયો છે.

સ્ત્રીએ એક નિશ્વાસ મુકીને કહ્યું:—" અરેરે ! ગજબ થયો ! હવે શું થશે ? "

પિશાચઃ—ઇશ્વરે જેમ ધાર્યું હશે તેમ થશે ?

સ્ત્રીઃ—તમારો એ છુપો ભેદ ખુલ્લો થઈ જવા છતાં તમે કેવી રીતે જીવિત સ્થિતિમાં અત્રે આવી શકયા ?

પિશાચઃ—ઇશ્વરે જ એક સહાયક મોકલ્યા કે જેમની જામીનગીરીથી હું છૂટો થઇ અત્રે આવી શકયો છું. મ્હને એક મહિના માટે છૂટો કરવામાં આવ્યો છે.

સ્ત્રીઃ—ત્યારે એક મહિના પછી પાછું તમારે હાજર થવું પડશે ?

પિશાચઃ—હા, થવું જ જોઇએ.

સ્ત્રી—કોની પાસે હાજર થવાનું છે ?

પિશાચઃ—રાણા વીરસિંહજી પાસે.

સ્ત્રીઃ—રાણા વીરસિંહજીનું તો તમે કાંઇ બગાડયું નથી; છતાં તેમની પાસે હાજર થવાનું કાંઇ કારણ ?

પિશાચઃ—એટલું સારું થયું કે, એ બીજા કોઇ પાસે નહિ જતાં સીધો લક્ષ્મીદેવી પાસે ચાલ્યો ગયો.

સ્ત્રીએ આશ્ચર્ય પામીને પૂછ્યું:—" હે ! લક્ષ્મીદેવી જીવતાં છે કે શું ? "

પિશાચઃ—હા, તેઓ જીવતાં છે. હું એમ જાણતો નહોતો કે રતિસુંદરી જ લક્ષ્મીદેવી છે. બાલાસિંહને એ પ્રકાર માલુમ પડી ગયેલો હોવાથી એ બારોબાર લક્ષ્મીદેવીની પાસે ચાલ્યો ગયો. જો લક્ષ્મીદેવીની મ્હને પ્રથમથી ખબર હોત તો આજે હું મહારાણા વીરસિંહજીના મુખે મ્હારી પ્રશંસા સાંભળવાને ભાગ્યશાળી થયો હોત.

પિશાચપતિની પત્નીએ આ ઉત્તર સાંભળી શંકાયુક્ત સ્વરે કહ્યું:—

" તમે એમ કહેતા હતા કે, બાલાસિંહ મરી ગયો છે."

પિશાચઃ—હું પહેલાં એમ જ જાણુતો હતો.

સ્રીઃ—તેણે જ તમારી પેટી ચોરાવી હતી.

પિશાચઃ—ખરું છે. જ્યારથી તેણે એ પેટી ચોરાવી હતી ત્યારથી હું અધમુઆ જેવો થઇ ગયો હતો; છતાં બાલાસિંહનું મૃત્યુ થયું છે એવું સાંભળી હું નિશ્ચિંત થયો હતો. પછીથી તે જ્યારે એકાએક મ્હારી પાસે હાજર થયો ત્યારે મ્હને ઘણું આશ્ચર્ય લાગ્યું. જે ન્હાની પોટલી ત્હારી પેટીમાંથી ચોરાઇ હતી તે એ વખતે એના હાથમાં હતી. એ પોટલીને જોતાં જ હું ઓળખી ગયો. અરેરે ! એ સમયે મ્હારી સ્થિતિ કેવી થઇ ગઇ હતી તેનું કાંઇ વર્ણન હું કરી શકું તેમ નથી. એ સ્થિતિનું વર્ણન કરવા જેવા શબ્દો પણ મ્હને સૂઝતા નથી. એ સમયે મ્હારી બુદ્ધિશુદ્ધિ ઠેકાણે નહોતી તથા હું મ્હને પોતાને મરણુતોલ થઇ ગયેલો જ સમજતો હતો. આ પ્રકાર બન્યો તેની બે ચાર દિવસ આગાઉ જ્યારે રાણા ગોપાલસિંહજીની સાથે હું માયાસુંદરી અને બંસરીબાલાને પદ્માવતીના અજાયબઘરમાં પહોંચાડવા ગયો હતો ત્યારે રતિસુંદરી લક્ષ્મીદેવી હોવા જોઇએ એવો સંશય મ્હારા મનમાં ઉત્પન્ન થયો હતો; છતાં બીજા કોઇ વિચારથી એ સમયે મ્હેં મૌન ધારણ કર્યું હતું. પછીથી જ્યારે એકાએક બાલાસિંહ સાથે મ્હારી મુલાકાત થઇ અને તેણે મ્હને એમ કહ્યું કે, 'આમાં સૌભાગ્યવતી રતિસુંદરીનું ભાગ્ય છુપાઇ રહેલું છે.' ત્યારે મ્હારી એવી ખાત્રી થઇ ગઇ કે, રતિસુંદરી જ ખરી રીતે લક્ષ્મીદેવી છે. પેલા કાગળો કે જે મ્હેં ઘણી મહેનતે મેળવી નકલ કરીને રાખ્યા હતા એ કાગળોનું બંડલ પણ એણે ચોરી લીધું, એ સમયે કિંકર્તવ્યવિમૂઢ બની જઇ હું એવો અફસોસ કરવા લાગ્યો કે, જે પત્રોથી

હું લાભ મેળવવાનો હતો તે જ પત્રો હવે મ્હારા સર્વસ્વનો વિનાશ કરશે; કેમકે; મ્હારો એ નિષ્ઠુર શત્રુ એ પત્રોથી જ મ્હને ગુન્હેગાર ઠરાવવાનો પ્રયત્ન કરશે. વળી જો પેલી પેટી એની પાસે ન હોત તો હું તદ્દન નિરાશ ન બની જાત; પરંતુ એ પેટીની ચિંતાથી જ મ્હારું ચિત્ત ભ્રમિત થઇ ગયું તથા જ્યારે એની બ્હેનપર મ્હારી નજર પડી ત્યારે તો હું તદ્દન મૃતપ્રાયઃ બની ગયો!

સ્ત્રીઃ—એની બ્હેન પણ જીવતી છે કે શું?

પિશાચઃ—હા, એ સમયે તે એની સાથે જ હતી, તથા થોડે છેટે આવેલી એક ઝાડીમાં છુપાઇ રહી હતી.

સ્ત્રીઃ—આ તો ઘણું અંધેર થયું; જો તમને એમ માલૂમ હોત કે એ જીવતો છે તો તમે તમારું નામ પિશાચપતિ શા માટે રાખત?

પિશાચઃ—એના મૃત્યુ માટે મ્હને યત્કિંચિત્ પણ સંશય હોત તો હું મ્હારું નામ પિશાચપતિ રાખત જ નહિ. માત્ર એટલું જ નહિ; પણ એ સમયે તેણે મ્હને એક એવી વાત કહી કે, જેથી મ્હારા શોક સંતાપનો પાર રહ્યો નહિ, અને તેથી જ તેની સાથે લઢવા જેટલી શક્તિ મ્હારામાં રહી નહિ.

સ્ત્રીઃ—એવી તે શી વાત તેણે કહી?

પિશાચઃ—ત્હારા સંબંધમાં તેણે મ્હને એવું કહ્યું કે, 'ત્હારી અતિપ્રિય વસ્તુ મ્હારા કબ્જામાં છે જે ત્હારી પાછળ ઘણા દુઃખમાં પડશે. એને તું લામાધાટીમાં મૂકી આવ્યો હતો.' આથી જ હું છૂટો થતાંની સાથે જ પ્રથમ અત્રે આવ્યો છું, તથા તું એ શયતાનના પંઝામાથી બચી ગયેલી છે એ માટે હું ઇશ્વરને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું.

સ્ત્રીઃ—એને સ્વપ્નમાં પણ અહીંનો રસ્તો માલૂમ પડે તેમ નથી.

તેથી એ અત્રે આવી શકે એ સર્વથા અશક્ય છે.

પિશાચઃ—એ તો હું પણ જાણું છું; પરંતુ લામાઘાટીનું નામ તેણે લીધેલું હોવાથી તેનું કહેવું મ્હને ખરું લાગ્યું હતું. મ્હેં એમ ધાર્યું હતું કે, એ લામાઘાટી ન ગયો હોત તો લામાઘાટી નામ તેના જાણવામાં આવત નહિ, તથા...

સ્ત્રીએ વચ્ચે જ કહ્યું:—"ના ના–બીજા કોઇ કારણથી જ લામાઘાટીનું નામ તેના જાણવામાં આવ્યું હશે!"

પિશાચઃ—બેશક એમ જ હોવું જોઇએ. હવે ત્હારા તરફથી તો હું નિશ્ચિંત થઇ ગયો છું. આત્મરક્ષણ કરવા માટે મ્હારે હવે ખરા બલભદ્રસિંહનો પત્તો મેળવવો જોઇએ.

સ્ત્રીઃ—તમે જે દિવસથી મ્હારાથી છૂટા પડયા તે દિવસ પછીથી આજ સુધીમાં શું શું બન્યું એ મ્હને ખુલાસાથી કહી સંભળાવો.

પિશાચપતિએ પોતાની સઘળી હકીકત તેની પત્નીને કહી સંભળાવી, તથા બીજી પણ કેટલીક વાતચિત કર્યા પછી તે બ્હાર નીકળી પડયો. એક મનોહર દિવાનખાનામાં તેના સઘળા નોકરો અધીરતાથી તેની રાહ જોઇને બેસી રહ્યા હતા. એ દિવાનખાનામાં દીપકના પ્રકાશનો પૂર્ણ વિસ્તાર થઇ રહેલો હતો. પિશાચપતિએ એ દિવાનખાનામાં પ્રવેશ કર્યો એટલે સઘળા નોકરો ઉઠી ઉભા થયા પિશાચપતિના આસનપર બેઠા પછી તેની આજ્ઞા મળતાં તેઓ પણ બેઠા. ત્યાર પછી વાતચિત ચાલવા લાગી. પિશાચપતિએ પૂછ્યું:—"તમે સર્વે કુશળતામાં છો ને?"

"આપની કૃપાથી અમે સર્વે કુશળતામાં છીએ." સર્વેએ ઉત્તર આપ્યો.

"તમારા કુશળ સમાચાર જાણી હું ઘણો આનન્દિત થાઉં.

છું." પિશાચપતિએ કહ્યું.

"આપ આટલા બધા દુર્બળ તથા ઉદાસ કેમ બની ગયા છો?" એક નોકરે પૂછ્યું.

"હું એક મહાન્ સંકટમાં સપડાયો હતો-અરે, હજી પણ સપડાયલો જ છું." પિશાચપતિએ ઉત્તર આપ્યો.

"એવું તે કયું મહાન્ સંકટ છે?" સર્વ નોકરોએ અધીર-ચિત્તે પૂછ્યું.

"સાંભળો, હું તમને સઘળી હકીકત કહું છું; કેમ કે તમે સર્વ મ્હારૂં ભલું ઇચ્છનાર છો; તમારી મદદપર મ્હને ઘણો વિશ્વાસ રહે છે." પિશાચપતિએ ગંભીરતાથી ઉત્તર આપ્યો.

"અમે સર્વ આપના તાબેદાર હોઇ આપનો સંકેત થતાં જ અમારો જીવ આપવાને તૈયાર છીએ. બીજાઓની વાત જાણે કે દૂર રહી; પરંતુ મહારાણા વીરસિંહની વિરુદ્ધ થવાને પણ અમે પ્રતિ ક્ષણે તૈયાર છીએ. અમારી પ્રમાણિકતાનો આજ સુધીમાં આપને સંપૂર્ણ પરિચય થઇ ગયેલો છે. પ્રસંગ આવ્યે માલિક માટે પ્રાણ આપવામાં પણ ઇમાનદાર નોકરે પાછી પ્હાની કરવી જોઇએ નહિ." સર્વ નોકરોએ કહ્યું.

"બેશક એમજ છે, અને તેથી તમારાથી હું કોઇ પણ વાત છુપાવતો નથી." આમ કહીને પિશાચપતિએ પોતાની હકીકત કહેવાનો આરંભ કર્યો. જે હકીકત તેણે પોતાની પત્નીને કહી હતી તે તથા બીજી ઘણી હકીકત તેણે પોતાના અનુચરોને કહી સંભળાવી. ત્યારપછી કેટલાક બહાદુરોને જૂદું જૂદું કામકાજ બતાવી તે પોતાની પત્ની પાસે ચાલ્યો ગયો.

બીજે દિવસે સ્હવારે પિશાચપતિ જ્યારે બ્હાર નીકળ્યો ત્યારે

તેને માલૂમ પડ્યું કે, તેની આજ્ઞાનુસાર તેના સિપાહીઓમાંથી ચાળીસ જણા લામાઘાટીની બ્હાર નીકળી પડયા હતા. પિશાચપતિ પણ ત્યાંથી રવાના થવાને તૈયાર જ હતો, તથા પોતાની પત્ની પાસેથી વિદાય લઇને જ તે બ્હાર નીકળ્યો હતો. હવે તે પણ પોતાની સાથે એક માણસને લઇ ચાલી નીકળ્યો, તથા બે કલાક પછી લામાઘાટીની બ્હાર આવેલા મયદાનમાં થઇ જમાનીઆ તરફ જતો તે નજરે પડ્યો.

---

## પ્રકરણ ૧૩ મું.

---

### પ્રાર્થનાનો અસ્વીકાર.

ઉપરોક્ત બનાવ બન્યા પછી થોડા દિવસના અંતરે મધ્યાન્હ-કાળે રાણો ગોપાલસિંહ ભોજનાદિથી નિવૃત્ત થઇ જમાનીઆમાં પોતાના મહાલયના એક મનોહર વિશ્રામભુવનમાં, પલંગમાં આડો પડી એકાગ્રચિત્તે કેટલાક પત્રો વાંચતો હતો. એવામાં ચોપદારે પિશાચપતિ આવી પહોંચ્યાના સમાચાર તેને જણાવ્યા. તત્કાળ ગોપાલસિંહે પિશાચપતિને પોતાની પાસે હાજર કરવાની ચોપદારને આજ્ઞા કરી. પિશાચપતિ ગોપાલસિંહ પાસે હાજર થઇ ચુપકીદીથી એક બાજૂએ ઉભો રહ્યો. એ સમયે એ સ્થળે તેમના બન્નેના સિવાય બીજું કોઇ હાજર નહોતું. ગોપાલસિંહે પુછ્યું:-“ કહો પિશાચપતિ ! ખુશી આનન્દમાં છો ને ? આટલા દિવસ સૂધી તમે ક્યાં હતા તથા શું કરતા હતા ? ”

પિશાચ:—આપની પાસેથી વિદાય થયા પછી હું મ્હોટી મુસીબતમાં ફસાઇ પડયો હતો.

ગોપાલ:-શી મુસીબત ?

પિશાચ:-શ્રીમતી પદ્માવતીના અજાયબઘરની બરબાદીના સમાચાર તો આપના જાણવામાં આવ્યા હશે જ.

ગોપાલ:-હા, એ સમાચાર મ્હારા જાણવામાં આવ્યા છે કે પદ્માવતીના અજાયબઘરને દુશ્મનોએ ઉજ્જડ કરી નાખ્યું છે તથા ત્યાં જે કેદીઓ હતા તે પલાયન કરી ગયા છે.

પિશાચ.-ઠીક, હવે એ વખતે માયાસુંદરી, બંસરીબાલા અને રતિસુંદરી પણ એ મકાનમાં હતાં; તેમના કાંઇ સમાચાર આપે સાંભળ્યા છે ?

ગોપાલ:-એમના સઘળા સમાચાર તો મ્હેં સાંભળ્યા નથી; છતાં હું માત્ર એટલું જ જાણું છું કે, પદ્માવતીની સાથે તેઓ સર્વે શ્યામગઢ જઇ પહોચ્યાં છે.

પિશાચ:-પરંતુ એમનાપર કેવી મુસીબત આવી પડી હતી એ આપ જાણતા હો એમ લાગતું નથી.

ગોપાલ:-ના, એમની સઘળી હકીકત જાણવા માટે મ્હેં એક માણસને શ્યામગઢ તરફ મોકલ્યો છે, તથા જ્યોતિસિંહપર એક પત્ર પણ લખી મોકલ્યો છે; છતાં હજી સુધી કાંઇ ઉત્તર આવ્યો નથી. પદ્માવતીના સાથે તમે પણ ત્યાં ગયા હતા કે શું ?

પિશાચ:-જી હા, હું શ્રીમતી પદ્માવતીની સાથે જ હતો.

ગોપાલ:-ત્યારે તો સઘળી હકીકત હું તમારી પાસેથી જ જાણી શકું તેમ છું. ઠીક કહો જોઇએ કે શું શું બન્યું છે ?

પિશાચ:-હું સઘળી હકીકત કહીને મ્હારી દુર્દશાના વર્ત્તમાન પણ આપને નિવેદન કરું છું.

આમ કહીને પિશાચપતિએ માયાસુંદરી, બંસરીબાલા, પદ્માવતી,

લક્ષ્મીદેવી, ભગવાની, સુંદરસિંહ અને બલભદ્રસિંહ વગેરેની અથેતિ હકીકત કહી સંભળાવ્યા પછી શ્યામગઢના કિલ્લામાં જે કાંઇ બન્યું હતું તથા કૃષ્ણયક્ષે જે કાર્ય કર્યું હતું એ સર્વેનું વર્ણન કર્યું.

પલંગમાં પડી રહીને જ ગોપાલસિંહે પિશાચપતિની સઘળી હકીકત સાંભળી. સઘળી હકીકત સાંભળી રહ્યા પછી પલંગપરથી ઉઠી એક ઉંચી ગાદી કે જે પલંગની પાસેજ બિછાવેલી હતી તેનાપર જઇને તે બેઠો, અને થોડા સમય સુધી પોતાના મન સાથે કાંઇ વિચાર કર્યા પછી તેણે કહ્યું:—“ આ ઉપરથી તો એમ માલૂમ પડી આવે છે કે રતિસુંદરી ખરી રીતે લક્ષ્મીદેવી છે. ”

પિશાચ:—હા જી; પહેલાં મ્હને એ વાતની બિલ્કુલ ખબર નહોતી.

ગોપાલ:—આ હકીકત અત્યંત રહસ્યમય છે; ઠીક; તમે મ્હને કૃષ્ણયક્ષનો ભલામણપત્ર આપો જોઇએ.

પિશાચપતિએ ગોપાલસિંહના હાથમાં અદ્દ્ભુત કૃષ્ણયક્ષનો પત્ર આપતાં કહ્યું:—“ આ પત્રમાં મ્હારી વિરુદ્ધ કાંઇ પણ નહિ લખવામાં આવ્યું હોય એવી મ્હને આશા છે. ”

ગોપાલસિંહે એ પત્ર વાંચીને કહ્યું:—તમારી આશા ખોટી નથી. આ પત્રમાં તમારા માટે ભલામણ કરેલી છે તથા તમને મદદ કરવા માટે લખેલું છે. ”

પિશાચ:—કૃષ્ણયક્ષને આપ ઓળખો છો ?

ગોપાલ:—હા, હું એને ઘણી સારી રીતે ઓળખું છું. બાલ્યાવસ્થાથી અમારી દોસ્તી છે. મ્હારા કેદ પકડાવાના સમાચાર તેઓ જાણતા નહોતા. પાંચ સાત દિવસ ઉપર જ તેઓ મ્હને મુબારકબાદી આપવાને આવ્યા હતા.

પિશાચઃ—ત્યારે આ કાર્યમાં આપ મ્હને મદદ કરશો એવી ઉમ્મીદ હું રાખું છું.

ગોપાલઃ—હા હા, આ કાર્યમાં દરેક રીતે હું તમને મદદ કરવાને તૈયાર છું; કેમ કે ખરી રીતે જોવા જતાં આ મ્હારું જ કાર્ય છે; છતાં તમને શી મદદ કરીશ એ હું સમજી શકતો નથી; કેમ કે આ સઘળી બાબતોથી હું બેખબર હતો અને છું.

પિશાચઃ—મ્હારે જે મદદ જોઇતી હશે તે માટે હું આપને અર્જ કરીશ; છતાં તે પહેલાં હું એ જાણવાને ઇચ્છું છું કે શું આપ રાણા વીરસિંહજી અને પદ્માવતી વગેરેને મળવા માટે શ્યામગઢ જશો ?

ગોપાલઃ—જ્યાં સૂધી રાણા વીરસિંહજી મ્હને બોલાવશે નહિ ત્યાં સૂધી હું તેમની પાસે જઇશ નહિ. પદ્માવતી તથા લક્ષ્મીદેવીને મળવાની પણ મ્હને ઉતાવળ નથી. જ્યારે તમારો ઇન્સાફ થઇ જશે ત્યારે સઘળું જોઇ લેવાશે.

ગોપાલસિંહનો આવો ઉત્તર સાંભળી પિશાચપતિ આશ્ચર્ય પામ્યો; કેમકે લક્ષ્મીદેવીના સમાચાર સાંભળવામાં આવતાં તેના મુખમંડળપર પ્રસન્નતા જોવામાં આવી નહિ, તથા બલભદ્રસિંહના સમાચાર સાંભળવામાં આવતાં દિલગીરી દેખાઇ નહિ. તિલિસ્માભુવનમાં ઉપસ્થિત થતાં પિશાચપતિએ ગોપાલસિંહના મુખપર જે શાન્તભાવનું દર્શન કર્યું હતું તે શાન્તભાવ હજી સૂધી કાયમ હતો! અંતે ઘણો વિચાર કર્યા પછી પિશાચપતિએ કહ્યુંઃ—"આપે ખાસ બાગમાં માયાવિનીના ઓરડાની તપાસ કરી હતી ?"

ગોપાલઃ—"તમે ભૂલો છો. ખાસબાગના કોઇ ઓરડા અથવા ઓરડીની તપાસ કરવાથી કાંઇ ફળ નથી. તમે સ્વરૂપસિંહના કોઇ પક્ષકાર—કે જે એ કારસ્થાનમાં મળેલો હોય તેને—કેદ કરો, અને તેમ

ન બની શકે તો દારોગાને પુષ્કળ દુઃખી કરીને સઘળી હકીકતનો તેની પાસેથી પત્તો મેળવો; પરંતુ અફસોસનો વિષય એ છે કે, હમણાં દુરાત્મા દારોગો મહારાણા વીરસિંહના કબ્જામાં છે, તથા તેના સંબંધી વીરસિંહને કાંઇ લખવું હું પસંદ કરતો નથી.

ગોપાલસિંહનાં આ વચનો સાંભળી પિશાચપતિ વિશેષ વિસ્મિત બની ગયો. તેણે કહ્યું:—" તપાસ સાથે મ્હારો કાંઇ સંબંધ નથી. મ્હને એવી બાતમી મળેલી છે કે, માયાવિની પાસે તસ્વીરોની એક ચોપડી હતી તથા જે માણસો એના ભયંકર કુટિલ કારસ્થાનમાં મળેલા હતા તેમની તસ્વીરો સુદ્ધાં એ પુસ્તકમાં હતી. મ્હને એ પુસ્તકની જરૂર છે—બીજી કોઇ વસ્તુની જરૂર નથી."

ગોપાલઃ—બરાબર છે. તમે કહો છો એવું એક પુસ્તક મ્હને મળ્યું હતું; પરંતુ એ સમયે હું ઘણા જ ક્રોધમાં હતો; તેથી આગળ પાછળનો વિચાર કર્યા સિવાય કમબખ્ત બનાવટી માયાવિનીનાં કપડાં લત્તાં વગેરે જે કાંઇ સરસામાન મ્હને મળી આવ્યો હતો એમાં એ તસ્વીરોવાળા પુસ્તકને રાખીને એ સામાન મ્હેં બાળી નાખ્યો હતો; પરંતુ એ પુસ્તકની ઉપયોગિતાનો વિચાર કરતાં મ્હારા એ કાર્ય માટે મ્હને હવે ઘણો ખેદ થાય છે !

હવે પિશાચપતિ એમ સ્પષ્ટ સમજી ગયો કે, ગોપાલસિંહ તેને બધુંખોટું સમજાવે છે, તથા તે તેને મદદ કરવાને ઇચ્છતો નથી. શું કરવું તેનો ઘણા સમય સુધી પિશાચપતિએ પોતાના મન સાથે વિચાર કર્યો. એવામાં ગોપાલસિંહે સૂક્ષ્મદષ્ટિથી પિશાચપતિના મ્હોં તરફ જોઇ રહીને કહ્યું:—" પિશાચપતિ ! મ્હારા ધારવા પ્રમાણે એ પુસ્તકમાં તમારી તસ્વીર પણ હતી ! "

પિશાચઃ—કદાચ હશે.

ગોપાલ:—એ પુસ્તક બળી ગયેલું હોવાથી એના સંબંધી વિશેષ વાટાઘાટ કરવી વૃથા છે.

પિશાચપતિએ એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:–"જેવું મ્હારૂં કિસમત! હું લાચાર છું એ પુસ્તક ઘણું ઉપયોગી થઇ પડે તેમ હોવાથી તે મેળવવા માટે હું આપની પાસે આવ્યો હતો. હવે હું જાઉં છું અને મ્હારા ભાગ્યમાં લખાયલું દુઃખ ભોગવું છું. મ્હારાથી બની શકશે ત્યાં સુધી તો હું ખરા બલભદ્રસિંહનો પત્તો જરૂર મેળવીશ."

ગોપાલ:—જમાનીઆમાંથી બ્હાર નીકળી તમે ક્યાં જશો તથા બલભદ્રસિંહનો પત્તો કેવી રીતે મેળવશો એ હું જાણું છું.

પિશાચપતિએ આશ્ચર્ય પામીને પૂછ્યું:–"આપ આ શું કહો છો?!"

ગોપાલ:—સર્વથી પ્રથમ તમે કાશીમાં આવેલા મનોરમાના મકાને જશો.

પિશાચ:—આપની ધારણા તદ્દન ખરી છે. હવે મ્હારો એવો વિશ્વાસ થઇ ગયો છે કે, આ કાર્યમાં આપ મ્હને ઘણી મદદ કરી શકો તેમ છો; છતાં આપ કોઇ પણ પ્રકારની મદદ કરતા નથી એ આશ્ચર્યજનક પ્રકાર છે.

ગોપાલ:—હું પણ હવે તમને સ્પષ્ટ કહી દેવું ઉચિત સમજું છું કે, કૃષ્ણયક્ષ સાથે મ્હારી મિત્રતા હતી, તથા હજી પણ તેઓ મ્હારાપર પ્રેમ રાખે છે; પરંતુ હવે મ્હારૂં મન તેમનાપરથી ઉઠી ગયું છે, તથા જે કાર્યમાં તેઓ પડેલા હોય તેમાં હાથ નહિ નાખવાની મ્હેં પ્રતિજ્ઞા કરેલી છે; પછી ભલેને તે કાર્યથી મ્હને નુકસાન થાય તેમ હોય! આમ હોવાથી જ હું તમને મદદ કરી શકતો નથી.

આ વાક્યો સાંભળી સ્વગત કાંઇ વિચાર કરીને પિશાચપતિએ કહ્યું:–"ઠીક ત્યારે, હવે આપ મ્હને બલભદ્રસિંહની શોધ કરવા જવા માટે રજા આપો."

ગોપાલસિંહ:—ભલે જાઓ, ઇશ્વર તમારા શ્રમની સાર્થકતા કરે એમ જ હું અંતઃકરણપૂર્વક ઇચ્છું છું.

પિશાચપતિ સલામ કરીને વિશ્રામગૃહની બ્હાર નીકળી પડયો. તેના વિદાય થયા પછી ગોપાલસિંહને હસવું આવ્યું તથા તેણે મૃદુ-સ્વરે કહ્યું;—"એણે તો એમ જ વિચાર્યું હશે કે, ગોપાલસિંહ તદ્દન બેવકૂફ અથવા પાગલ છે!"

પિશાચપતિ મહાલયની દેવડી પાસે ગયો. ત્યાં તેણે પોતાના સાથીદારને ઉભો રાખ્યો હતો. પોતાના સાથીદારને લઇ એ જમાનીઆની બ્હાર નીકળી પડયો. જ્યારે તેઓ બન્ને એકાન્ત—નિસ્તબ્ધ મયદાનમાં જઇ પહોંચ્યા ત્યારે પિશાચપતિને તેના સાથીદારે કહ્યું:—"ગોપાલસિંહની મુલાકાતનું શું પરિણામ આવ્યું?"

પિશાચ:—કાંઇ નહિ; મ્હને વિના કારણ ધક્કો પડયો.

સાથી:—શું થયું?

પિશાચ:—કોઇ પણ પ્રકારની મદદ કરવાની એમણે સાફ ના પાડી.

સાથી:—ઘણો આશ્ચર્યજનક પ્રકાર! આ કાર્ય તો ખરી રીતે એમનું જ છે!!

પિશાચ:—એ બધું ખરું પણ...

સાથી:—લક્ષ્મીદેવીનો પત્તો લાગ્યો એ એમને પસંદ પડતી વાત નથી?

પિશાચ:—હું કાંઇ સમજી શકતો નથી કે એ વાત એમને પસંદ પડતી છે યા નહિ! એમના મ્હોંપર હું બિલ્કુલ પ્રસન્નતા જોઇ શકયો નથી. લક્ષ્મીદેવી, બલભદ્રસિંહ, યક્ષ માયાત્રિની વગેરેની હકીકત સાંભળવા છતાં એમના મુખપરનો ગંભીરભાવ બિલ્કુલ બદલાયો નહોતો.

સાથી:—એમનો મિજાજ ઠેકાણે નહોતો કે શું ?

પિશાચ—એમ જ લાગે છે; તેઓ દીવાના બની ગયા હોય એમ હું ધારું છું. મ્હેં એમને પૂછ્યું કે, 'મહારાણા વીરસિંહજી અથવા લક્ષ્મીદેવીને મળવા માટે આપ શ્યામગઢ જશો કે ?' આ પ્રશ્નના ઉત્તરમાં તેમણે કહ્યું, 'જ્યાં સૂધી રાણા વીરસિંહજી મ્હને બોલાવશે નહિ ત્યાં સૂધી હું તેમની પાસે જઇશ નહિ. પદ્માવતી તથા લક્ષ્મીદેવીને મળવાની પણ મ્હને ઉતાવળ નથી.' કોઇ બુદ્ધિમાન્ માણસ આવા પ્રસંગે આવો ઉત્તર આપે કે ? મ્હને લાગે છે કે, એમનું ચિત્ત ભ્રમિત થઇ ગયું છે અગર તો તેઓ ધૂર્તતા કરવાને ઇચ્છે છે. હશે, જવા દો એ વાત. હમણાં તો હું સ્વતંત્ર છું. પછીથી છે જે થશે તે જોઇ લેવાશે. હવે મ્હારે કોઇ ઠેકાણે રોકાઇને આપણા માણસોની રાહ જોવી જોઇએ.

સાથી:—બરાબર છે, આપ પેલી ઝુંપડીમાં ચાલો; ત્યાં કોઇની પણ સાથે જરૂર મુલાકાત થશે.

પિશાચ:—ભલે ચાલો. હવે જો જો તો ખરા કે, આ પિશાચપતિ શું શું કરે છે અને કેવા ખેલ તમાશા બતાવે છે !

---

## પ્રકરણ ૧૪ મું.

---

### વચાહમાં વિઘ્ન.

હવે અમે લક્ષ્મીદેવીના લગ્નની હકીકત લખવાની જરૂર ધારીએ છીએ. જ્યારે લક્ષ્મીદેવીની માતા વિષમિશ્રિત મીઠાઇ ખાવામાં આવ્યાથી મરી ગઇ ત્યારે લક્ષ્મીદેવીની એક

સગી માશી કે જે વિધવા હતી તથા પોતાના શ્વસુરપક્ષમાં જ રહેતી હતી તેને બોલાવવામાં આવી. તે ઘણા જ પ્રેમથી લક્ષ્મીદેવી, પદ્માવતી તથા અલકકિશોરીનું લાલનપાલન કરવા લાગી; પરંતુ બલભદ્રસિંહ પોતાની સ્ત્રીના અકાળ મૃત્યુથી વિરક્ત તથા ઉદાસ બની ગયો હતો. એનું મન સંસાર વ્યવહારપરથી તદ્દન ઉઠી ગયું હતું. તે કોઇ પણ રીતે પોતાની ત્રણે પુત્રીઓને પરણાવી દઇ નિશ્ચિંત થઇ જવાની જ ચિંતા કર્યા કરતો હતો. લક્ષ્મીદેવીના સંબંધની વાત તો રાણા ગોપાલસિંહ સાથે થઇ ચુકી હતી; પરંતુ પદ્માવતી તથા અલક માટે હજી સૂધી તે કોઇ પણ પ્રકારના નિર્ણયપર આવ્યો નહોતો.

લક્ષ્મીદેવીની માતાના મૃત્યુને જ્યારે સોળ માસ થયા ત્યારે લક્ષ્મીના લગ્નની ગોઠવણ થવા લાગી, પેલી તરફથી રાણો ગોપાલસિંહ અને આ તરફથી બલભદ્રસિંહ લગ્નની તૈયારી કરવા લાગ્યા. એ વાત તો પ્રથમથી નક્કી થયેલી હતી કે રાણો ગોપાલસિંહ જાન લઇને બલભદ્રસિંહને ત્યાં આવશે નહિ; બલભદ્રસિંહને જ પોતાની પુત્રી ત્યાં લઇ જઇને તેનું લગ્ન કરી નાખવાનું હતું, અને અંતે થયું પણ તેમ જ.

શ્રાવણ માસના કૃષ્ણપક્ષની એકાદશીનો દિવસ હતો. તે દિવસે પોતાની પુત્રી સહ બલભદ્રસિંહ જમાનીઆ જઇ પહોંચ્યો હતો. એનાથી બીજે કે ત્રીજે દિવસે લગ્ન થવાનું હતું. હવે પેલી તરફથી છુપી રીતે દારોગાએ સ્વરૂપસિંહ તથા તેની પુત્રી સુંદરને પોતાને ત્યાં લાવીને રાખ્યાં હતાં. બલભદ્રસિંહ અને દારોગા વચ્ચે દોસ્તીનો સંબંધ હતો, તથા બલભદ્રસિંહ દારોગાપર ઘણો વિશ્વાસ રાખતો હતો; પરંતુ પૈસો એક એવી અજબ વસ્તુ છે કે, તે જે ચ્હાય છે તે કરાવી શકે છે. પૈસાથી વિશ્વસંસારમાં અનેક અનર્થની ઉત્પત્તિ થયા કરે છે. એક શાયરે સત્ય જ લખ્યું છે કે,

હવસકા દામ હય, ઇમાનકા બાજાર હય પયસા,
રંગે સબ્ઝા ખિરદકે વાસ્તે તલવાર હય પયસા,
ખુશામદ હય, ગરજ હય, દુશ્મનની હય પ્યાર હય પયસા,
ખુદાકો ભી ભુલા દે, વ્હો ખુદાઇ ખ્વાર હય પયસા !
ઇસીસે સબ બખેરે હય, ઇસીસે શોર હય, શર હય !
જિસે કહતા હય જર આલમ, વહી હર જગરેકા ઘર હય !

જો કે દારોગા અને બલભદ્રસિંહ વચ્ચે દોસ્તીનો સંબંધ હતો; પરંતુ નીચ અંતઃકરણના દારોગાનું ચિત્ત લક્ષ્મીલોભથી ચંચળ બની ગયું. તેણે ઇશ્વર તથા ધર્મ સંબંધીનો બિલકુલ વિચાર કર્યો નહિ, અને તે ઘણી દઢતાથી વિશ્વાસઘાત કરવાને તૈયાર થઇ ગયો.

જ્યારે બલભદ્રસિંહ પોતાની પુત્રી અને કેટલાક નોકરો સાથે જમાનીઆ જઇ પહોંચ્યો ત્યારે તેણે એક એકાન્ત બાગમાં મુકામ કર્યો. એ બગીચામાં તે રહી શકે એવો બંદોબસ્ત દુષ્ટબુદ્ધિ દારોગાએ પ્રથમથી જ કરી રાખ્યો હતો. જ્યારે હરેક પ્રકારનો સામાન ગોઠવાઇ ગયો ત્યારે બલભદ્રસિંહે પોતાના દગાબાજ દોસ્ત દારોગાને પોતાની પાસે બોલાવ્યો, તથા લગ્ન માટે લઇ આવવામાં આવેલી સઘળી વસ્તુઓ તેણે તેને બતાવી. તેણે પોતાના જમાઇ માટે જે વસ્ત્રાલંકારો આણ્યા હતા તે પણ દારોગાને બતાવ્યા. જે વસ્તુઓ ભેટ તરીકે આપવાની હતી તે બતાવી દીધા પછી છેવટમાં લગ્ન પ્રસંગે પોતાની પુત્રીને પહેરાવવાને જે વસ્ત્રો તૈયાર કરાવવામાં આવ્યાં હતાં તે પણ તેણે દારોગાને બતાવ્યાં. દારોગાએ બલભદ્રસિંહના અંતરમાં સંશય ઉત્પન્ન ન થાય એવા ભાવથી એક પછી એક સઘળી વસ્તુઓ ધ્યાનપૂર્વક જોઇ, તથા પ્રત્યેક વસ્તુની તેણે પ્રશંસા કરી. જે વસ્ત્રો લગ્ન વખતે લક્ષ્મીદેવીને પહેરાવવાનાં હતાં એ વસ્ત્રો તો તેણે ઘણા જ ધ્યાનથી જોયાં.

એકલો દારોગો જ બલભદ્રસિંહ પાસે આવ્યો નહોતો; પરંતુ થોડા નોકર તરીકે કામ કરતા સિપાહીઓને દરવાજાપર રાખી બે માણસને તે પોતાની સાથે લઇ આવ્યો હતો. બલભદ્રસિંહ એ બે માણસોને ઓળખતો નહોતો. દારોગાએ તેમને પોતાના મિત્રો તરીકે ઓળખાવ્યા હતા. એ બન્ને માણસોએ પણ લક્ષ્મીદેવી જે વસ્ત્રો પહેર વાની હતી એ વસ્ત્રો બરાબર જોયાં.

થોડા સમય સુધી આ વિષય પરત્વે વાતચિત કર્યા પછી દારોગો ઉઠયો તથા પોતાને ઘેર જઇ સ્વરૂપસિંહને તેણે એમ કહ્યું કે, "એ ચાલાક દરજીઓને સાથે લઇને હું બલભદ્રસિંહ પાસે ગયો હતો. એ દરજીઓએ, જે વસ્ત્રો લક્ષ્મીદેવી લગ્ન પ્રસંગે પહેરવાની છે તે બરાબર જોઇ લીધાં છે. વળી એવાં જ વસ્ત્રો સત્વર તૈયાર કરવાની મ્હેં તેમને આજ્ઞા કરી દીધી છે."

જે દિવસે લગ્ન થવાનું હતું તે રાત્રે પુષ્કળ અંધકારનો વસુંધરાપર વિસ્તાર થયેલો હતો. હાથને હાથ સુદ્ધાં સૂઝે તેમ નહોતું. જે બાગમાં માયાવિની રહેતી હતી એ અદ્ભુત બાગમાં જ લગ્ન કરવાની વ્યવસ્થા થયેલી હતી. માયાવિનીવાળા એ બાગનું ઘણું વર્ણન વાંચકોના વાંચવામાં આવી ગયેલું હોવાથી હવે તેનો પુનરુલ્લેખ કરવાની કાંઇ જરૂર નથી. એ બાગનો ઘણોખરો ભાગ લગ્નનો સરસામાન રાખવા માટે દારોગાએ પોતાને કબ્જે કરી લીધેલો હતો. એ ભાગમાં કેટલાક ઓરડા, ઓરડીઓ, દીવાનખાનાં, મંડપો અને ભોંયરા સુદ્ધાં હતાં. સ્વરૂપસિંહની પુત્રી સુંદરને દાસીનાં વસ્ત્રો પહેરાવી, દાસીઓની સાથે પ્રથમથી જ બાગમાં દાખલ કરવામાં આવી હતી, તથા તેને એક છુપા ભોંયરામાં છુપાવી રાખવામાં આવી હતી.

ત્રણ પ્રહર વીત્યા પછી કન્યાદાનનો સમય છે એવો પંડિતોએ

નિર્ણય કરેલો હતો, તથા જે પંડિતદ્વારા લગ્નક્રિયા થવાની હતી તેને દારોગાએ પ્રથમથી જ પોતાના પક્ષમાં લીધો હતો. મધ્યરાત્રિ થતાં પૂર્વે જ બલભદ્રસિંહને લક્ષ્મીદેવી સાથે બાગમાં દાખલ કરવામાં આવ્યો તથા વિવાહવિધિનો આરંભ થયો. બાગનો જે ભાગ દારોગાએ પોતાના કબ્જામાં રાખ્યો હતો એમાં એક સુંદર સુસજ્જિત ઓરડી હોઇ તેની નીચે ભોંયરું આવેલું હતું. દારોગાની ઇચ્છાથી ગોપાલસિંહના સકળ દેવતાઓનું સ્થાન એમાં નિયત કરવામાં આવ્યું. એ ઓરડીની નીચે જ દારોગાએ સુંદરને લક્ષ્મીદેવીના જેવો પોષાક પહેરાવીને છુપાવી રાખી હતી.

બલભદ્રસિંહનો દોસ્ત માત્ર એકલો દારોગો જ નહોતો; કિન્તુ દારોગાના ગુરુભાઈ ઇન્દ્રદેવ સાથે પણ તેની મૈત્રી હતી, તથા તેને એવો નિશ્ચય હતો કે, આ શુભ પ્રસંગે ઇન્દ્રદેવ પણ અવશ્ય આવશે. રાણો ગોપાલસિંહ પણ ઇન્દ્રદેવનું સંમાન સાચવતો હતો; છતાં લગ્નનો સમય ઉપસ્થિત થવા છતાં જ્યારે ઇન્દ્રદેવ આવ્યો નહિ ત્યારે બલભદ્રસિંહને અત્યંત આશ્ચર્ય લાગ્યું. એ સંબંધી તેણે જ્યારે દારોગાને પૂછ્યું ત્યારે દારોગાએ ઇન્દ્રદેવનો લખેલો એક પત્ર તેને આપ્યો. એ પત્રમાં ઇન્દ્રદેવે એવું લખેલું હતું કે, ' હું બીમાર હોવાથી આ શુભ પ્રસંગમાં ભાગ લઇ શકવાને દિલગીર છું. મ્હારી ગેરહાજરી માટે હું આપની તથા શ્રીમાન્ રાણાજીની ક્ષમા ચ્હાઉં છું. ' એ પત્ર વાસ્તવિક રીતે ઇન્દ્રદેવનો લખેલો હતો; પણ એમાં જે હકીકત લખેલી હતી તે સાચી નહોતી. ખરી વાત તો એ હતી કે, દારોગાનું કપટતંત્ર કોઇ પણ રીતે ઇન્દ્રદેવના જાણવામાં આવી ગયું હતું, તથા એ વાત તેને બિલ્કુલ પસંદ નહોતી. આ કારણથી જ તેણે વિવાહમાં ગેરહાજર રહેવાનું ખોટું કારણ દર્શાવ્યું હતું. તે કદાચ વેષ બદલીને વિવાહમાં

આવ્યો હોય તો એ બનવા જેવું હતું.

જ્યારે કન્યાદાન દેવાઇ ગયું ત્યારે પંડિતની આજ્ઞા પ્રમાણે લક્ષ્મી-દેવીની સાથે રાણો ગોપાલસિંહ પેલી ઓરડીમાંથી બ્હાર નીકળ્યો તથા જે દાસીઓ લક્ષ્મીદેવીની સાથે હતી તેમને પણ બ્હાર કાઢી મૂકવામાં આવી. આ સમયે એકાએક પ્રચંડ જોશથી વૃષ્ટિ થવા લાગી તથા શીતલ વાયુ ફુંકાવા લાગ્યો, આમ હોવાથી ત્યાં જે માણસો હતાં તેઓ ભીંજાઇ ગયાં. સર્વ જ્યાં જગ્યા જોવામાં આવી ત્યાં જઇ ભરાઈ ગયાં. પછી દારોગા અને પંડિતની આજ્ઞાનુસાર બલભદ્રસિંહ પણ પાલખીમાં બેસી પોતાના મુકામ તરફ રવાના થયો. બીજી તરફ ગોપાલ-સિંહ પોતાના વિશ્રામગૃહમાં જઇને બેસી રહ્યો. રંડીઓનો નાચ શુરુ થયો, તથા બાગમાં જે માણસો હતા તે તે મહફિલ તરફ જઇ પહોંચ્યા અને નાચ જોવા લાગ્યા. આ સમયે દારોગાને પણ પોતાનું કાર્યકર-વાનો સુયોગ મળ્યો. જે ઓરડીમાં લક્ષ્મીદેવી હતી એ ઓરડીમાં પ્રવેશ કરી પુજા કરવાનું બહાનું બતાવીને તે તેને ભોંયરામાં લઇ ગયો, તથા ભોંયરામાં છુપાવી રાખેલી સુંદરને બ્હાર લઇ આવી તેણે તેને લક્ષ્મીદેવીની જગ્યાએ બેસાડી. હવે લક્ષ્મીદેવી સમજી ગઇ કે, તેની સાથે કપટ કરવામાં આવ્યું છે. તે પોતાના ભાગ્યનો દોષ કાઢી ચિંતા કરવા લાગી. તેણે ઘણી બૂમો પાડી, હૃદયભેદક આક્રંદ કર્યું; પરંતુ તેનો કાંઇ ઉપયોગ થયો નહિ. તેનો અવાજ ભોંયરા તથા ઓરડીને ભેદી બ્હાર જઇ શક્યો નહિ.

ભોંયરામાંથી બાગની બ્હાર નીકળવાનો એક રસ્તો આવેલો હતો. એ માર્ગ ખુલ્લો રહી શકે એવી વ્યવસ્થા દારોગાએ પ્રથમથી જ કરી રાખી હતી, તથા દારોગાના માણસો છુપી રીતે બ્હારના દરવાજાની આસપાસ હાજર હતા. દારોગો લક્ષ્મીદેવીના મ્હોંમાં ડુચો મારી, તેને

હરેક રીતે લાચાર બનાવી સુરંગના કિંવા ભોંયરાના રસ્તેથી બ્હાર લઇ ગયો તથા તેને પોતાના માણસોના કબ્જામાં સોંપી, ભોંયરાનો દરવાજો બંધ કરી એ જ રસ્તેથી પાછો ચાલ્યો આવ્યો. એક કલાક પછી લક્ષ્મીદેવીએ પોતાને અજાયબઘરની એક ઓરડીમાં કેદી તરીકે ઉપસ્થિત થયેલી જોઇ. વળી તેના સાંભળવામાં એવા સમાચાર આવ્યા કે, વૃષ્ટિ થતી હતી એવા વખતે બલભદ્રસિંહ પાલખીમાં બેસી પોતાના મુકામ તરફ જતો હતો; તેનાપર લૂંટારાઓએ છાપો માર્યો છે તથા તેઓ તેને કેદ કરીને લઇ ગયા છે! જ્યારે આ ખબર રાણા ગોપાલ-સિંહના કાને જઈ પહોંચી ત્યારે મહફિલ બરખાસ્ત કરવામાં આવી. એટલી લક્ષ્મીદેવી (સુંદર) મહેલમાં પહોંચાડવામાં આવી. ગોપાલસિંહની આજ્ઞાથી સેંકડો માણસો બલભદ્રસિંહની શોધમાં નીકળી પડયા. એ સમયે વૃષ્ટિ બંધ થઇ હતી તથા પ્રભાતકાળના મનોરંજક પ્રકાશનો પૂર્વાકાશમાં આવિર્ભાવ થવા લાગ્યો હતો. ગોપાલસિંહના અનુચરોએ બે દિવસ સૂધી વિવિધ સ્થળોએ બલભદ્રસિંહની શોધ કરી; પરંતુ એ શોધનું પરિણામ સંતોષજનક આવ્યું નહિ; અર્થાત્ બલભદ્રસિંહનો પત્તો લાગ્યો નહિ. પત્તો લાગે પણ કેવી રીતે ? ખરો પ્રકાર તો એ હતો કે, બલભદ્રસિંહ સુદ્ધાં દારોગાના કપટનો ભોગ થઇ પડી અજા-યબઘરમાં એક કેદી તરીકે ફસાયલો હતો.

બલભદ્રસિંહને લૂંટારાઓ કેદ કરી ગયા છે એવી અફવા જ્યારે તેને ઘેર જઇ પહોંચી ત્યારે ત્યાં હાહાકાર થઇ રહ્યો. પદ્માવતી, અલકકિશોરી અને એની માશીએ રડી રડીને આંખો ફુલાવી દીધી. તેમના તરફ હાલ તરત ધ્યાન નહિ આપતાં અમે બલભદ્રસિંહ અને લક્ષ્મીદેવીની હકીકત લખીએ છીએ; કેમ કે એમની હકીકતનો આપણી આ નવલકથા સાથે વિશેષ સંબંધ છે.

બલભદ્રસિંહ અને લક્ષ્મીદેવી પોતાની કેદમાં જ રહે એવી દારોગાની ઇચ્છા નહોતી. તેની ઇચ્છા એવી હતી કે, જે માણસો લગ્ન પ્રસંગે આવ્યાં હતાં તેઓ સર્વે ઘેર ચાલ્યાં જાય એટલે બલભદ્રસિંહ અને લક્ષ્મીદેવીના પ્રાણનો સંહાર કરી નાખી પોતાના ભવિષ્યને નિર્ભય બનાવી દેવું ! પરંતુ ઇશ્વરની ઇચ્છા જૂદી જ હતી. લક્ષ્મીદેવી તથા તેના પિતાને જીવતાં રાખવાની તથા જીવિત સ્થિતિમાં અનેક પ્રકારનાં દુઃખ વેઠાડવાની તેની ઇચ્છા હતી. એથી થોડા દિવસમાં જ દારોગાનો વિચાર બદલાઇ ગયો, તથા તેણે તેમને બન્નેને ચિરકાળ માટે કેદમાં રાખવાનો જ નિર્ણય કર્યો. તે સાથે તેની એવી ખાત્રી થઇ ગઇ કે, સ્વરૂપસિંહ ઘણો બદમાશ તેમજ શયતાન માણસ છે અને સુંદર પણ કાંઇ સરળ સ્વભાવની સુંદરી નથી ! આવી ખાત્રી થવાથી પોતે જો લક્ષ્મીદેવી અને તેના પિતાને મારી નાખશે તો સ્વરૂપસિંહ અને સુંદર નિર્ભય બની જઇને પોતાને દૂધમાં પડેલી માખીની માફક તિરસ્કારથી અલગ કરી નાખશે એવો સંશય તેના અંતરમાં ઉપજ્યો. પોતાના કાર્યનો યથોચિત બદલો મેળવવાની લાલસાથી તથા સ્વરૂપસિંહ અને તેની પુત્રીને હમ્મેશાં પોતાના કબ્જામાં રાખવાના વિચારથી તેણે લક્ષ્મીદેવી તથા તેના પિતાને મારી નહિ નાખતાં કેદમાં જ રાખવાનો નિર્ણય કર્યો.

વાસ્તવિક રીતે દારોગાનો આ વિચાર કાંઇ ખોટો નહોતો. દારોગો કોઇ પણ રીતે લક્ષ્મીદેવી અને બલભદ્રસિંહનું કાસળ કાઢી નાખે તો પોતાનાથી સર્વથા નિશ્ચિંત થવાય એમ જ સ્વરૂપસિંહ ધારતો હતો; પરંતુ એ કાર્યમાં તેણે જ્યારે દારોગાની શિથિલતા જોઇ ત્યારે તેની ધારણા બદલાઇ ગઇ. દારોગાએ સ્વરૂપસિંહની સાથે સાથે જ સુંદરને પણ એમ કહી રાખ્યું હતું કે, " જુઓ, બલભદ્રસિંહ અને લક્ષ્મીદેવી

મ્હારા કબ્જામાં છે. જે દિવસે તમે મ્હારી સાથે લુચ્ચાઇ કરશો અગર તો મ્હારી આજ્ઞા અમાન્ય કરશો તે દિવસે જ હું લક્ષ્મીદેવી કિંવા બલભદ્રસિંહને જાહિર કરીને તમને બન્નેને જહન્નમમાં મોકલી દઇશ."

આવી રીતે બન્ને કેદીઓને કેદમાં રાખીને દારોગાએ ઘણો લાભ મેળવ્યો, તથા તે માલદાર બની ગયો. તે ઉપરાંત સુંદરના લગ્ન પછી એક જ માસમાં દારોગાની ચાલાકીઓથી સઘળાં માણસોને એવો વિશ્વાસ થઇ ગયો કે, બલભદ્રસિંહ લૂંટારાઓના હાથે માર્યો ગયો છે ! આ ખબર જયારે બલભદ્રસિંહને ઘેર જઇ પહોંચી ત્યારે તેની સાળી અને બન્ને પુત્રીઓના શોકનો પાર રહ્યો નહિ. વર્ષોનાં વર્ષો વીતી જવા છતાં પિતૃશોકનું અશ્રુજળ તેમનાં નેત્રોમાંથી સુકાયું નહોતું; છતાં સુંદર પોતે લક્ષ્મીદેવી છે એવી સર્વની માન્યતા કાયમ રાખવા માટે વારંવાર પદ્માવતી અને અલકકિશોરીને વિધવિધ વસ્તુઓ ભેટ તરીકે મોકલી આપતી હતી. પદ્માવતી અને અલક જો કે માબાપ વગરની થઇ ગઇ હતી; પરંતુ તેમની માશીનો તેમનાપર અત્યંત પ્રેમ હોવાથી માશીના સહવાસમાં તેઓ સુખસ્વચ્છંદતામાં રહી શકતી હતી. સુંદરનું લગ્ન થયા પછી ત્રીજા વર્ષે પદ્માવતી અને અલકની માશી પણ વિકાળ કાળનો ભોગ થઇ પડી. આ સમયે બન્ને બ્હેનોને જે શોક થયો તેનું વર્ણન નિર્જીવ લેખિનીથી થઇ શકે તેમ નથી; પરંતુ મૃત્યુનું-યમદૂતનું પ્રાબલ્ય જ અદ્ભુત છે એટલે પછી તેની પાસે તુચ્છ શક્તિ ધરાવનાર મનુષ્યનું શું ચાલી શકે ? એક ઉર્દુ શાયરે યથાર્થ લખ્યું છે કે,

મુહ્‌તાજ હો, ગ઼ની હો, અમીરો કબીર હો,
સુલ્તાન બેનજી઼ર હો, અહલે સરીર હો,
સરદાર હો, જરી હો, જવાં હો કે પીર હો,
નાદાન બેવકૂ઼ફ કે દાના, દબીર હો,

ઝગરા અજલ કે હાથાંસે યહ રોજ પાક હય,
જિસ ખાકસે બના હય, વહી મુસ્તે ખાક હય!

મારીનું મૃત્યુ થયા પછી થોડા દિવસ વીત્યા એટલે પદ્માવતી તથા અલકને સુંદરે પોતાની પાસે બોલાવી લીધી, તથા તેણે તેમની બન્નેની સાથે એવો વ્યવહાર રાખ્યો કે તે પોતાની ખરી ભગિની નહિ પરંતુ ભગિનીની વેશધારિણી છે એવો સંશય સુદ્ધાં તેમના મનમાં ઉપજ્યો નહિ. જો કે લક્ષ્મીદેવીની માફક સુંદર પણ ઘણી સૌન્દર્યસંપન્ના હતી; છતાં લક્ષ્મીદેવીનાં મ્હોં સાથે તેનું મ્હોં મળતું આવતું નહોતું. આ ફર્કને ઉમ્મરનો ફર્ક સમજી પદ્માવતીએ તથા અલકે પોતાના મનમાં શંકાને સ્થાન આપ્યું નહિ.

રાણા ગોપાલસિંહે સુંદરનું નામ માયાવિની રાખ્યું હતું. સુંદરના મનમાં નિરંતર એવી ચિંતા રહ્યા કરતી હતી કે, દારોગો કોઇ દિવસે પોતાનાથી વિરુદ્ધ થઇ પોતાનો સઘળો ભેદ રાણા ગોપાલસિંહ પાસે ખુલ્લો કરી દેશે. આ ચિંતા દૂર કરવા માટે તેણે રાણા ગોપાલસિંહને જ જગતમાંથી દૂર કરી નાખવાનો વિચાર કર્યો. તેણે પોતે રાજરાણી બની દારોગાપર આજ્ઞા ચલાવવાની મહત્વાકાંક્ષાનું પોતાના મનમાં પોષણ કર્યું. એની વિલાસલાલસાએ એના આ વિચારને વિશેષ દૃઢ કર્યો. એ સમય દરમ્યાન ધનપત નામના એક નવયુવકની માયાજાળમાં પાપપરાયણા માયાવિની ફસાઇ પડી તથા તેણે તેને આત્મસમર્પણ કર્યું. બીજી તરફથી દારોગો પણ કાંઇ નિશ્ચિંત થઇને બેસી રહ્યો નહોતો. એણે બલભદ્રસિંહ તથા લક્ષ્મીદેવીને એક જ કેદખાનામાં કેદ કરી રાખ્યાં હતાં; પરંતુ લક્ષ્મીદેવીને છેતરી એક નવીન કાર્ય કરવાની ચિંતામાં પડયો હતો. તેણે બલભદ્રસિંહ પાસેથી લક્ષ્મીદેવીને એવી ચાલાકીથી અલગ કરવાનો વિચાર કર્યો હતો કે જે પ્રકારથી લક્ષ્મી-

દેવી તદ્દન અજ્ઞાત રહે. વળી આ કાર્ય કરવામાં તેણે પોતાના મિત્ર વિજયપાલસિંહની મદદ લીધી હતી. આ સંબંધીની વિશેષ માહિતી યથાક્રમે વાચકબંધુઓના જાણવામાં આવશે.

---

## પ્રકરણ ૧૫ મું.

---

### બનાવટી બલભદ્રસિંહ.

અમે ઉપર લખી ચુક્યા છીએ કે, લક્ષ્મીદેવી અને બલભદ્રસિંહને અજાયબઘરમાં આવેલા એક ભોંયરામાં કેદ કરી રાખવામાં આવ્યાં હતાં; પરંતુ માયાવિની અને સ્વરૂપસિંહ એ વાત જાણતાં નહોતાં. કેદખાનામાં બલભદ્રસિંહ અને લક્ષ્મીદેવીને ઘણું દુઃખ ભોગવવું પડતું હતું. દુષ્ટાત્મા દારોગો વારંવાર બલભદ્રસિંહ પાસે જતો હતો અને તેનો તિરસ્કાર તે વેઠી લેતો હતો. એને કોઇ પણ પ્રકારની શર્મ ઉપજતી નહોતી. જે ભોંયરામાં બલભદ્રસિંહ અને લક્ષ્મીદેવીને કેદ કરવામાં આવ્યાં હતાં ત્યાં અંધકારનું પ્રાબલ્ય એટલું બધું હતું કે, રાત્રિ દિવસનો નિર્ણય સુદ્ધાં થઇ શકે નહિ. એ સ્થળે એક ક્ષીણતેજ દીપક સળગતો હોઇ તેના પ્રકાશમાં પિતા પુત્રી એક બીજાનું શોકાતુર મ્હોં જોઇ શકતાં હતાં. ભોંયરાની જે ઓરડીમાં તેઓ કેદ હતાં તે ઓરડીનું દ્વાર લોખંડના સળીઆઓનું બનેલું હતું. સ્હામે એક ઓરડો, જમણી તરફ એક ઓરડી અને ડાબી તરફ ઉપર જવાનો રસ્તો હતો.

એક દિવસે મધ્યરાત્રિના સમયે કાંઇ ખડખડાટ થતો સાંભળીને એક જીર્ણ શેતરંજીપર સુઇ રહેલી લક્ષ્મીદેવી ઉઠી બેઠી થઇ તથા સ્હામે

જોવા લાગી. તેણે સ્હામે આવેલાં પગથીઆંપરથી બુરખાવાળા એક માણસને નીચે ઉતરતો જોયો. પગથીઆં ઉતરી એ ઓરડીની જાળી પાસે આવી અંદરનાં કેદીઓ ઉંધે છે કે જાગે છે તે સંબંધીની તપાસ કરવા લાગ્યો. આ સમયે તેણે લક્ષ્મીદેવીને બેસી રહેલી જોઇને કહ્યુંઃ– "બ્હેન ! મ્હને તમારી બન્નેની આવી શોચનીય સ્થિતિ જોવામાં આવતાં અપાર ખેદ થાય છે; પણ શું કરું ? હું લાચાર છું કે હજી સુધી મ્હને જોઇએ એવો સુયોગ મળ્યો નથી; છતાં હું ગમે તે પ્રસંગે તમને બન્નેને આ સ્થળેથી અવશ્ય મુક્ત કરીશ; આજે આ સમયે હુ માત્ર એટલું જ કહેવાને આવ્યો છું કે, આજે બલભદ્રસિંહના ખોરાક માટે દારોગાએ જે વસ્તુઓ મોકલી હતી તેમાં ઝેર ભેળવેલું હતું. અફસોસ કે બીચારા બલભદ્રસિંહ એ વસ્તુઓ ખાઇ ચુકયા છે. તેઓ કલાક બે કલાકમાં આ અસાર સંસારનો ત્યાગ કરી જાય તો તેમાં કોઇ નવાઇ જેવું નથી. જો તમે તેમને જાગ્રત કરીને મ્હારા કહેવા પ્રમાણે વર્તશો તો તેમના જીવનનું જરૂર રક્ષણ થશે."

આવી ખબર જાણવામાં આવતાં બીચારી લક્ષ્મીદેવીની સ્થિતિ ઘણી શોચનીય થઇ ગઇ. તે ગભરાઇ જઇને જે ઠેકાણે તેનો પિતા સૂઇ રહ્યો હતો ત્યાં ગઇ. તેણે તેણે ઉઠાડવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તે ઉઠયો નહિ. આ સમયે લક્ષ્મીદેવીના અંતરમાં એવી શંકા ઉત્પન્ન થઇ કે, વિષમિશ્રિત ખોરાકથી પિતાની જીવનલીલાનો અંત આવી ગયો હશે; પરંતુ જ્યારે તેણે નાડી તપાસી જોઇ ત્યારે તે ત્વરાથી ચાલતી જણાઇ; આથી તેના અંતરમાં આશાનો સંચાર થયો. લક્ષ્મીદેવીનાં નેત્રોમાંથી અશ્રુજળની વૃષ્ટિ થયા કરતી હતી. તે ઝડપથી જાળી પાસે આવી પેલા બુરખાવાળા માણસને હાથ જોડી ગદ્દગદ કંઠે કહેવા લાગીઃ–"તમે કોઇ દેવતા છો તથા દયાભાવે અમારી

મદદે આવ્યા છો એમ જ હું ધારું છું. જો કે હું મહાકષ્ટમાં અત્રે મ્હારા દિવસો પસાર કરું છું; પરંતુ પિતાજી પાસે હોવાથી હું મ્હારા સકળ કષ્ટને ભૂલી જાઉં છું; છતાં અફસોસ કે દુષ્ટ દારોગો મ્હને આટલા સુખથી પણ વંચિત કરવાનો વિચાર રાખે છે! તમે કહ્યું છે તે બરાબર છે. આજે દુષ્ટ દારોગાએ મ્હારા પિતાને ઝેર ખવડાવ્યું હશે એ માટે મ્હને બિલ્કુલ શંકા નથી; તમે મ્હારા પિતાનું જીવન બચાવવાની જે વાત કહો છો એ વાતપર હું સંપૂર્ણ વિશ્વાસ મૂકું છું. તમારી કૃપાથી તેમના જીવનનું રક્ષણ થશે એવી મ્હારી ખાત્રી છે."

બુરખાવાળા માણસે એક પડીકું જાળીમાં ફેંકીને કહ્યું:-"આ દવા તમે એમના મ્હોંમાં નાખી દ્યો. એમ કરવાથી માત્ર એક જ કલાકમાં ઝેરની અસર દૂર થઇ જશે, તથા તે સાથે પ્રતિજ્ઞાપૂર્વક હું એમ કહું છું કે, આ દવાના પ્રભાવથી ભવિષ્યમાં કોઇ પણ પ્રકારના ઝેરની અસર તેમને થશે નહિ. તમે વિલંબ નહિ કરતાં સત્વર આ દવા એમને ખવડાવી દ્યો. લે હવે હું જાઉં છું. વિશેષ સમય સુધી હું અત્રે રોકાઇ શકું તેમ નથી."

આમ કહીને બુરખાવાળો માણસ ચાલ્યો ગયો, તથા લક્ષ્મીદેવીએ પડીકાની દવા પોતાના પિતાને ખવડાવી દીધી. આ સ્થળે એ કહી દેવું અમે ઉચિત સમજીએ છીએ કે, આ બુરખાવાળો માણસ બીજો કોઇ નહિ; પરંતુ દારોગાનો દોસ્ત વિજયપાલસિંહ હતો, તથા દારોગાએ તેને પોતાની ઇચ્છાનુસાર બરાબર પઢાવીને લક્ષ્મીદેવી પાસે મોકલ્યો હતો. વિજયપાલનું મ્હોં અને શરીર ગરમીના ફુટી નીકળવાથી ઘણું ગંદું દુર્ગંધયુક્ત બની ગયેલું હોવાથી જ લક્ષ્મીદેવીને મળવા આવતી વખતે તેણે પોતાના મ્હોંને કાળા બુરખામાં અને શરીરને કાળા

ઝભ્ભામાં ઢાંકી દીધું હતું. તે પોતાના એ ગરમીના જખમોથી જ દારોગાનું કામ પાર ઉતારવાની ઇચ્છા રાખતો હતો.

પેલી દવા ખાધા પછી કલાકેકના અંતરે બલભદ્રસિંહ શુદ્ધિમાં આવ્યો. એ સમયે લક્ષ્મીદેવી ઘણી પ્રસન્ન થઇ. તેણે પિતાની તબિયતના સમાચાર પૂછ્યા. બલભદ્રસિંહે ઉત્તરમાં કહ્યું:–"મ્હને શું થઇ ગયું હતું એ વિશે હું કાંઇ જાણુતો નથી. વળી હમણાં મ્હારા શરીરમાં જાણે કે અગ્નિ સળગી ઉઠયો હોય એવી વેદના મ્હને થાય છે."

લક્ષ્મીદેવી બુરખાવાળા માણુસની સઘળી હકીકત બલભદ્રસિંહને કહી સંભળાવી. એ હકીકત સાંભળીને તેણે કહ્યું:—"ઠીક છે, ત્હેં જે દવા ખવડાવી છે તેથી મ્હારો જીવ જો કે બચ્યો છે; પરંતુ ઝેરની અસર તદ્દન દૂર થઇ ગઇ હોય એમ મ્હને લાગતું નથી. દવાની ગરમી સમસ્ત અંગને બગાડશે એવો મ્હને ભય રહે છે."

આમ કહીને બલભદ્રસિંહ ચુપ થઇ ગયો, તથા ગરમીની વેદનાથી હાથ પગ પછાડવા લાગ્યો. સ્હવાર થતાં ન થતાંમાં તો તેના સઘળા શરીરપર ગરમીના ફોલ્લાઓ ઉપસી આવ્યા. એ ફોલ્લાની વેદનાથી તે અત્યંત વ્યાકુળ બની ગયો હતો.

બીજે દિવસે દારોગો જ્યારે ભોંયરામાંથી લક્ષ્મીદેવી પાસે આવ્યો ત્યારે બલભદ્રસિંહની સ્થિતિ જોઇને તે પાછો ફર્યો, તથા થોડા વખત પછી પુનઃ બે માણુસોને સાથે લઇ આવ્યો તથા તેમની પાસે બલભદ્રસિંહને હાથોહાથ ઉપડાવી બ્હાર લઇ ગયો. એ દિવસથી આઠ દિવસ સુધી બીચારી લક્ષ્મીદેવી પોતાના પિતાનું મ્હોં જોઇ શકી નહિ. નવમા દિવસે કમબખ્ત દારોગાએ બલભદ્રસિંહની જગ્યાએ વિજયપાલને રાખ્યો, તથા તે તાળું બંધ કરીને ચાલ્યો ગયો. વિજયપાલને જોઇને લક્ષ્મીદેવી વિસ્મિત તેમ જ ભયભીત બની ગઇ. તેણે

સાશંકદૃષ્ટિથી તેના તરફ જોઇને પૂછ્યું:-"તમે કોણ છો તથા તમને શા માટે અત્રે લાવીને રાખવામાં આવ્યા છે ?"

વિજયપાલ:—બેટા ! શું તું મ્હને માત્ર આઠ જ દિવસમાં ભૂલી ગઇ. શું તું જાણતી નથી કે, ઝેરની જાલિમ અસરથી મ્હારી આવી દુર્ગતિ થયેલી છે. ત્હારી નજર આગળ જ મ્હારા શરીરપર ગરમીના ફોલ્લા નહોતા નીકળ્યા કે ? તું કદાચ આ સ્થિતિમાં મ્હને નહિ ઓળખી શકે; કેમ કે મ્હારું સર્વાંગ ગરમીના જખ્મોથી ભરાઇ ગયેલું છે. મ્હારો ચ્હેરો બગડી ગયો છે; મ્હારો અવાજ બદલાઇ ગયો છે તથા હું ઘણો દુઃખી બની ગયો છું.

લક્ષ્મીદેવીના મનમાં તેના પિતા માટે શંકા ઉપજી હતી; પરંતુ મ્હોંપરની દાંતની એક નિશાનીથી તેનો એવો નિશ્ચય થઇ ગયો કે, વિજયપાલ જ તેનો પિતા બલભદ્રસિંહ છે. દારોગાએ જ વિજયપાલના મ્હોંપર બલભદ્રસિંહના જેવું દાંતનું નિશાન કરેલું હતું. થોડા સમય પછી લક્ષ્મીદેવીએ પૂછ્યું:-" દારોગાએ અહીંથી તમને લઇ ગયા પછી શું કર્યું ?"

બનાવટી બલભદ્ર:—ત્રણ દિવસ સૂધી તો હું તદ્દન બેશુદ્ધ સ્થિતિમાં હતો.

"પછી ?"

"ચોથે દિવસે જ્યારે હું શુદ્ધિમાં આવ્યો ત્યારે મ્હેં મ્હને એક ભોંયરામાં કેદી તરીકે પડી રહેલો જોયો. મ્હારી સ્હામે એક દીપક સળગી રહ્યો હતો, તથા એક ખુરસીપર બેઇમાન દારોગો બેસી રહેલો હતો. એક નોકર મ્હારા જખ્મોપર મલમ લગાવતો હતો !"

"દારોગાએ તમને ઝેર ખવડાવેલું હોવું છતાં તે તમારા જખ્મોપર પોતાના નોકર પાસે મલમ લગાડાવતો હતો એ એક આશ્ચર્યયુક્ત પ્રકાર છે."

"મ્હને પણ એ વાતનું આશ્ચર્ય થયા કરે છે કે, તે જ્યારે મ્હારો જીવ લેવાની જ ઇચ્છા રાખતો હતો તથા એટલા માટે તેણે મ્હને ઝેર આપ્યું હતું ત્યારે પછી અહીંથી લઇ જઇને તેણે મ્હને જીવતો કેમ છોડયો? તેણે મ્હારો જીવ નહિ લેતાં મ્હારા જખ્મોનો ઇલાજ શા માટે કરવા માંડયો?!"

"ઠીક, પછી શું થયું?"

"જ્યારે નોકર મલમ લગાવીને ચાલ્યો ગયો ત્યારે દારોગાએ મ્હને કહ્યું:—"જુઓ બલભદ્રસિંહ! તમે મ્હારા દોસ્ત હતા; પરંતુ દ્રવ્યલોભથી મ્હેં તમારી સાથે દુશ્મની કરી છે. જે કાંઇ કરવાની મ્હારી ઇચ્છા હતી તે હું કરી ચુકયો છું; અર્થાત્ તમારી પુત્રીની જગ્યાએ સ્વરૂપસિંહની પુત્રી સુંદરને રાજરાણી બનાવી દેવામાં આવી છે! પછીથી મ્હેં એમ વિચાર્યું કે, જો તમે બન્ને બચીને ચાલ્યાં જશો તો મ્હારો સઘળો ભેદ ખુલ્લો થઇ જશે, અને હું માર્યો જઇશ; તેથી મ્હેં તમને બન્નેને કેદ કરી રાખ્યાં છે. સ્વરૂપસિંહે એવો અભિપ્રાય પ્રકટ કર્યો છે કે, બલભદ્રસિંહને મારી નાખી સદાને માટે નિશ્ચિંત થઇ જવું; તેથી જ મ્હેં તમને ઝેર આપ્યું હતું; છતાં આશ્ચર્યનો વિષય છે કે, તેથી તમારું મૃત્યુ થયું નહિ. મ્હારી માન્યતા એવી છે કે, મ્હારા કોઇ બદમાશ નોકરે જ મ્હારી સાથે દગો કરેલો હોવો જોઇએ; અર્થાત્ મ્હારી દવાઓની પેટીમાંથી સંજીવની નામની દવા કે જે મ્હેં ઘણા વર્ષ સૂધી મહેનત કરીને બનાવી હતી તે તમને ખવડાવી છે. દવાઓની પેટી તપાસમાં જ્યારે એ સંજીવની નામક દવાનું પડીકું મ્હારા જોવામાં આવ્યું નહિ ત્યારે જ હું તમારા જીવનનું રક્ષણ કેવી રીતે થયું છે એ સમજી શકયો. જો કે એ દવાના પ્રભાવથી તમારો જીવ બચ્યો છે; છતાં મ્હેં તમને જે

તેજી ઝેર આપ્યું છે તેની અસરથી તમારું તનબદન તેમ જ મ્હોં આવી રીતે ગરમી ફુટી નીકળવાથી ખરાબ થઇ ગયું છે. હવે વધારેમાં વધારે ચાર વર્ષ સુધીમાં અસહ્ય યાતના ભોગવીને તમે મૃત્યુ પામશો. વસ્તુ-સ્થિતિ આવી હોવાથી હું હવે તમને મારી નાખવાની તકલીફ ઉઠાવવાને ઇચ્છતો નથી; ઉલટો હું તમારા જખ્મોને આરામ થાય એવો પ્રયત્ન કરું છું, તથા એમ કરવામાં હું મ્હારો ફાયદો સમજું છું!” આમ કહીને દારોગો ચાલ્યો ગયો, તથા કેટલાક દિવસ સુધી મ્હારે એ ભોંયરામાં જ રહેવું પડયું. એ સમય દરમ્યાન દિવસમાં ત્રણચાર વખત નોકર મ્હારી પાસે આવી, મ્હારા જખ્મોને મલમ લગાવી જતો હતો. જ્યારે મ્હારા જખ્મો મટવા આવ્યા અને એ નોકરે એમ કહ્યું કે, હવે મલમપટ્ટીઓ બદલવાની જરૂર નથી ત્યારે મ્હને પાછો અત્રે પહોંચાડવામાં આવ્યો.”

લક્ષ્મીદેવીએ એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:—“કોણ જાણે આપણે એવાં તે શાં મહાપાપ કર્યાં છે કે જેથી આપણને આવું અસહ્ય દુઃખ સહન કરવું પડે છે.”

આમ કહીને લક્ષ્મીદેવી રડવા લાગી, તથા બનાવટી બલભદ્ર-સિંહ તેને દિલાસો આપીને સમજાવવા લાગ્યો.

અમારા વાંચકોને આશ્ચર્ય લાગતું હશે કે, દારોગાએ આમ કેમ કર્યું? બનાવટી બલભદ્રસિંહ બનાવવાની એને શી જરૂર હતી? અસ્તુ. આ પ્રશ્નનું નિરાકરણ પણ અત્રે જ કરી નાખવું અમે ઉચિત સમજીએ છીએ.

કમબખ્ત દારોગાએ વિચાર્યું કે, ‘લક્ષ્મીદેવીની જગ્યાએ મ્હેં સુંદરને રાજરાણી તો બનાવી દીધી છે; છતાં બે ચાર વર્ષ પછી લક્ષ્મીદેવીનું કોઇ સગું વ્હાલું અથવા તો તેની બે બ્હેનો સુંદરને મળવા

આવી તેની સાથે પોતાના બાલ્યજીવનની વાતચિત કરવા માંડશે અને સુંદર તેમના પ્રશ્નોના સંતોષકારક ઉત્તરો નહિ આપી શકે તો પોતાનો સઘળો ભેદ ખુલી જશે. સુંદરતા તેમ જ મ્હોંના મળતાપણા માટે કોઇને શંકા ઉપજે એવો સંભવ નથી. વિવાહ થયા પછી સંસારવ્યવહારમાં-પડયા પછી સ્વાભાવિક રીતે જ સુંદરીઓના ચ્હેરામાં ફેરફાર થઇ જાય છે; પરંતુ સુંદરને લક્ષ્મીદેવીનાં સગાંવ્હાલાંનાં નામ, તેના બાલ્યાજીવનના મુખ્ય બનાવો, તેની સખી સાહેલીઓનાં નામ વગેરેનું જ્ઞાન હોવું જોઇએ. આ સઘળી હકીકત હું જો બલભદ્રસિંહને પૂછીશ તો તે મ્હને કાંઇ કહેશે નહિ; પરંતુ જો બીજા કોઇ માણસને બલભદ્રસિંહ બનાવીને તેને થોડા કાળ સૂધી લક્ષ્મીદેવીની પાસે રાખવામાં આવશે તો યુક્તિ પ્રયુક્તિથી તે ધીમે ધીમે સઘળી આવશ્યકીય હકીકત જાણી શકશે." આવો વિચાર કર્યા પછી જ દારોગાએ ઉપરોક્ત ચાલાકી કરી તથા તેમાં તે કૃતકાર્ય થયો; અર્થાત્ ટૂંક સમયમાં જ બનાવટી બલભદ્રસિંહ લક્ષ્મીદેવીના જીવનના ઇતિહાસથી સંપૂર્ણ પરિચિત થઇ ગયો. એણે એ સઘળી હકીકત દારોગાને કહી તથા દારોગાએ એ હકીકત સુંદરને સમજાવી દીધી. પછીથી તેણે બનાવટી બલભદ્રસિંહને કેદમાંથી બ્હાર કાઢી અને ઘણા કાળ સૂધી બીચારી લક્ષ્મીદેવીને કારાગૃહનું કષ્ટ ભોગવવું પડયું.

# પ્રકરણ ૧૬ મું.

## લક્ષ્મીદેવીની મદદે ઇન્દ્રદેવ.

એક દિવસે લક્ષ્મીદેવી કારાગૃહમાં બેસી રહી પોતાના દુર્ભાગ્ય માટે અફસોસ કર્યા કરતી હતી. એવામાં તેણે પોતાની જમણી તરફની ઓરડીમાંથી એક બુરખાવાળા માણસને નીકળતો જોયો. લક્ષ્મીદેવીએ એમ વિચાર્યું કે, જે બુરખાવાળાએ તેના પિતાનો જીવ બચાવ્યો હતો તે જ એ હશે ! પરંતુ થોડા સમયમાં જ એ કોઇ બીજો જ બુરખાવાળો છે એમ તેને માલૂમ પડયું; કેમ કે પેલા બુરખાવાળા અને આ બુરખાવાળાના કદમાં, શરીરમાં તેમજ ચાલમાં ફરક હતો. એ બુરખાવાળો જાળી પાસે આવ્યો એટલે લક્ષ્મીદેવીએ તેને પૂછ્યું:—તમે કોણ છો અને અહીં શા માટે આવ્યા છો?"

"હું મ્હારો પરિચય આપી શકતો નથી; છતાં એટલું કહી શકું છું કે, ઘણા દિવસથી તમને આ સ્થળેથી છોડાવવાની ચિંતામાં જ હું હતો. આજ સૂધીમાં એ કાર્ય કરવાનો સુયોગ મ્હને મળ્યો નહોતો. આજે સુયોગ મળવાથી મ્હારો હેતુ પાર પાડવાને હું અત્રે આવ્યો છું. ઉઠો, એક ક્ષણનો પણ વિલંબ ન કરો."

"મ્હારા પિતા ?"

"તેમને કયાં કેદ કરી રાખેલા છે તથા તેઓ કેવી હાલતમાં છે એ વિશે હું કાંઇ જાણતો નથી. જો એમનો પત્તો લાગશે તો એમને પણ હું જરૂર છોડાવીશ."

આ ઉત્તર સાંભળી લક્ષ્મીદેવી ચુપ થઇ રહી, તથા સજળ-નયને અને ચિંતાતુર ચિત્તે તે જાળીની બ્હાર નીકળી, બુરખાવાળો

તેને સાથે લઇ જે ઓરડીમાંથી તે આવ્યો હતો એ ઓરડીમાં ગયો. હવે લક્ષ્મીદેવીને માલૂમ પડયું કે તે એક સુરંગ અથવા ભોંયરાનું મ્હો છે. ઘણે દૂર સુધી બુરખાવાળાની પાછળ ભોંયરામાં થઇને તથા કેટલાક દરવાજાઓ ઓળંગીને લક્ષ્મીદેવી ખુલ્લા સ્થાનમાં ઉપસ્થિત થઇ. આસમાની આકાશ તેની નજરે પડયું. મયદાનની તાજી હવાથી તેનો જીવ કાંઇક સ્વસ્થ થયો. આ સમયે બુરખાવાળાએ તેને પૂછયું:–"હવે કહો જોઇએ કે, તમે કયાં જશો તથા શું કરશો ?"

"ક્યાં જઇશ તથા શું કરીશ એ સંબંધી હું હમણાં ચોક્કસ રીતે કાંઇ કહી શકતી નથી. હજી મ્હને એવો ભય રહે છે કે, કદાચ પાછો હું દુષ્ટ દારોગાના પંઝામાં ન ફસાઇ પડું ! જો તમે મ્હને મ્હારા ઘર સુધી પહોંચાડવાની કૃપા કરશો તો જીવનપર્યંત હું તમારા મહદુપકારનું વિસ્મરણ કરીશ નહિ."

બુરખાવાળાએ લક્ષ્મીદેવીનાં આવાં વાકયો સાંભળી એક નિશ્વાસ મૂકીને કહ્યું:—"તમને જણાવતાં મ્હને ઘણો ખેદ થાય છે કે, તમારું ઘર બરબાદ થઇ ગયું છે. ત્યાં કોઇ નથી. તમારાં માશી સ્વર્ગવાસી થઇ ગયાં છે. તમારી બન્ને ન્હાની બ્હેનો રાણા ગોપાલસિંહને ત્યાં ગયેલી છે, તથા માયાવિનીને તેઓ પોતાની સગી બ્હેન સમજીને તેની સાથે રહે છે."

"મ્હેં તો એમ સાંભળ્યું હતું કે, મ્હારે બદલે સુંદર રાજરાણી થઇ છે !" લક્ષ્મીદેવીએ વિસ્મિત બની જઇને કહ્યું.

"બરાબર છે. રાણા ગોપાલસિંહે જ સુંદરનું નામ માયાવિની રાખ્યું છે."

"ત્યારે હું મ્હારી બ્હેનોને અથવા રાણા ગોપાલસિંહને મળી શકું તેમ છું કે ?"

" ના. "

" કારણુ ? "

" કારણુ એ જ છે કે, લગભગ એક માસથી ગોપાલસિંહનું મૃત્યુ થયું છે. હવે ત્યાં તમારી દાદ ફરિયાદ સાંભળે એવું કોઇ રહ્યું નથી. વળી જો કદાચ તમે ત્યાં જશો, અને એ પ્રકાર માયાવિનીના જાણુવામાં આવશે તો તે તમારો જીવ લેવાનો પ્રયત્ન સુદ્ધાં કરશે. "

આ ઉત્તર સાંભળી લક્ષ્મીદેવી પોતાના કમનસીબની ચિંતા કરવા લાગી. તે રૂદન કરવા લાગી. બુરખાવાળો તેને સમજાવી તેનું સાંત્વન કરવા લાગ્યો. અંતે લક્ષ્મીદેવીએ કહ્યું:—" ઠીક, હવે તમે જ કહો જોઇએ કે, હું ક્યાં જાઉં અને શું કરું ? "

બુરખાવાળાએ સ્વગત કાંઇ વિચાર કરીને ઉત્તર આપ્યો:— "તમે મ્હારી સાથે મ્હારા નિવાસસ્થાને ચાલો હું તમને મ્હારી પુત્રીની માફક રાખીશ. "

" તમે મ્હને તમારો પરિચય આપતા નથી તેથી હું તમારી સાથે કેવી રીતે આવી શકું ? " લક્ષ્મીદેવીએ શંકાયુક્ત પ્રશ્ન કર્યો.

" લાચારીથી હવે મ્હને મ્હારી ઓળખાણુ તમને આપવી પડે છે. હું તમારા પિતાનો મિત્ર છું, તથા મ્હારું નામ ઇન્દ્રદેવ છે. "

આટલું કહીને બુરખાવાળાએ પોતાના ચહેરાપરથી બુરખો ઉતાર્યો. તથા પૂર્ણચંદ્રના પ્રકાશે તેના મુખને વિશેષ સ્પષ્ટતાથી દેખાડયું. લક્ષ્મીદેવી તેને જોતાંની સાથે જ ઓળખી ગઇ, તથા સજળનયને તેના ચરણોમાં નમી પડી. ઇન્દ્રદેવ તેને ઉભી કરી તેનું મસ્તક પોતાના હ્રદય સાથે ચાંપ્યું. તે તેને પોતાને ઘેર લઇ ગયો તથા ઘણી સંભાળથી તણે તેને પોતાના નિવાસસ્થાનમાં રાખી.

લક્ષ્મીદેવી પોતાની નવીન જીંદગીમાં હરેક પ્રકારનું કષ્ટ ભોગવી

ચુકી હતી, તથા હજી પણ તે પોતાના પિતાનો પત્તો મેળવવાની ચિંતામાં પડેલી હતી. તે સિવાય પોતાના શત્રુઓના વૈરનો બદલો લેવાનો વિચાર રાત્રિ દિવસ તેના મનમાં ઘોળાયા કરતો હતો. આ વિષયપરત્વે તેણે પુષ્કળ વિચાર કર્યો, તથા છેવટે એવો નિર્ણય કર્યો કે, ઇન્દ્રદેવ પાસેથી કોઇ પણ રીતે બહુરૂપીની વિદ્યાનું શિક્ષણ સંપાદન કરવું જોઇએ. ઇન્દ્રદેવ બહુરૂપીની વિદ્યામાં અત્યંત પ્રવીણ હતો એમ લક્ષ્મીદેવી જાણતી હતી. છેવટે તેણે પોતાના અંતરનો અભિપ્રાય ઇન્દ્રદેવ પાસે પ્રકટ કર્યો તથા ઇન્દ્રદેવે તેના અભિપ્રાયને પસંદ કર્યો. તે અંતઃકરણપૂર્વક પ્રયત્ન કરીને લક્ષ્મીદેવીને વેશધારીની વિદ્યાનું શિક્ષણ આપવા લાગ્યો, જો કે તે દુરાત્મા દારોગાનો ગુરુભાઇ થતો હતો; પરંતુ દારોગાનાં ભયંકર કાવત્રાંથી તે તેનાપર અત્યંત વિરક્ત થયો હતો; એટલું જ નહિ, પરંતુ દારોગાને માટે તેના મનમાં તિરસ્કારભાવ ઉત્પન્ન થયો હતો. લક્ષ્મીદેવી બહુરૂપીની વિદ્યામાં હોશિયાર થઇ દારોગાના વૈરનો બદલો લે એમાં તેને કાંઇ વાંધો નહોતો. તેણે ઘણા જ ધ્યાનથી લક્ષ્મીદેવીને બહુરૂપીની વિદ્યા શીખવાડી. મ્હોટા મ્હોટા બહુરૂપીઓની જીવનકથાઓ તેણે તેને કહી સંભળાવી. એક એકથી ચઢીઆતી યુક્તિઓ તેણે તેને બતાવી દીધી. આવી રીતે થોડા દિવસમાં જ લક્ષ્મીદેવી બહુરૂપીની વિદ્યામાં હોશિયાર બની ગઇ, તથા ઇન્દ્રદેવની મદદથી પોતાનું નામ રતિસુંદરી રાખીને તે દુશ્મનોના વૈરનો બદલો લેવાને ફરવા લાગી. લક્ષ્મીદેવીએ રતિસુંદરીનું નામ ધારણ કરી જે જે કાર્યો કર્યાં હતાં તે સર્વ કરતા પહેલાં તેણે ઇન્દ્રદેવની સલાહ લીધી હતી, તથા ઇન્દ્રદેવ પણ એક શુભેચ્છક તરીકે હમ્મેશાં તેના કલ્યાણની કામના કર્યા કરતો હોઇ તેને ઉચિત સલાહ આપતો હતો.

જો કે ઇન્દ્રદેવે લક્ષ્મીદેવીનો જીવ બચાવ્યો, તેણે તેનું પોતાની

પુત્રીની માફક પ્રતિપાલન કર્યું અને ઘણા દિવસ સુધી તેને પોતાની પાસે રાખી; પરંતુ તેના એક બે ખરા સ્નેહીઓ સિવાય લક્ષ્મીદેવીની હકીકત બીજા કોઇને માલૂમ નહોતી, તથા ઇન્દ્રદેવે તેનું મ્હોં સુદ્ધાં કોઇને બતાવ્યું નહોતું. આ સમય દરમ્યાન દારોગો ઘણી વખત ઇન્દ્રદેવને ત્યાં ગયો આવ્યો હશે; છતાં તે સુદ્ધાં એમ જાણી શક્યો નહોતો કે તેના શિકારને કેદમાંથી છોડાવીને ઇન્દ્રદેવે તેને પોતાના ઘરમાં આશ્રય આપ્યો છે.

ઇન્દ્રદેવે જ લક્ષ્મીદેવીનું નામ રતિસુંદરી રાખ્યું હતું. રતિસુંદરી જ્યારે હરેક રીતે હોશિયાર થઇ ગઇ તથા વખતના પ્રવાહ સાથે તેના ચહેરામાં ફેરફાર થઇ ગયો ત્યારે ઇન્દ્રદેવે તેને માયાવિનીને ત્યાં જઇ તેની બ્હેન પદ્માવતીને મળવાની તથા તેને પોતાની ખરી ઓળખાણ આપ્યા સિવાય તેનો પ્રેમ સંપાદન કરી માયાવિની સાથે તેનો વિરોધ થઇ જાય એવો પ્રયત્ન કરવાની ભલામણ કરી. તે સાથે નિમ્નલિખિત આશયનો એક પ્રશંસાપત્ર પણ ઇન્દ્રદેવે પદ્માવતીને આપવા માટે તેને લખી આપ્યો:—

"રતિસુંદરીને હું સારી રીતે જાણું છું. એ મ્હારી ધર્મની કન્યા છે. તેની ચાલચલણ ઘણી સારી છે, તથા પ્રામાણિક અને ધાર્મિક મનુષ્યોનો તે પૂર્ણ વિશ્વાસ મેળવી શકે તેમ છે."

ઇન્દ્રદેવે રતિસુંદરીને એમ પણ કહી દીધું હતું કે, આ પત્ર પદ્માવતી સિવાય બીજા કોઇને તેણે બતાવવો નહિ, તથા જ્યારે પદ્માવતી સાથે તેનો સ્નેહ સંબંધ થઇ જાય ત્યારે તેણે તેને એક વખત ઇન્દ્રદેવ પાસે લઇ આવવી. પછીથી ભવિષ્યના કાર્યની વ્યવસ્થા કરવાનો ઇન્દ્રદેવે વિચાર રાખ્યો હતો. અંતે થયું પણ તેમ જ. રતિસુંદરી ઇન્દ્રદેવની સહાયતાથી નિડર બનીને માયાવિનીના નિવાસસ્થાને

ગઇ તથા તેણે પદ્માવતીની નોકરી મેળવી લીધી. આ પ્રસંગે તેને કોઇ પિછાની શક્યું નહિ તથા તે ખરી રીતે લક્ષ્મીદેવી છે એવી શંકા સુદ્ધાં કોઇના મનમાં ઉત્પન્ન થઇ નહિ.

ત્રણ માસ જેટલા ટૂંક સમયમાં જ રતિસુંદરીએ પોતાની કાર્ય કુશળતાથી પદ્માવતીનો સ્નેહ મેળવી લીધો. તેણે આ સમય દરમ્યાન પદ્માવતીને માયાવિનીનાં એટલાં બધાં દુષણો બતાવ્યાં કે, તે તેની પાસેથી હમ્મેશાંને માટે વિદાય થઇ જવાના નિર્ણયપર આવી. તેણે જ્યારે પોતાનો નિર્ણય રતિસુંદરીને જણાવ્યો ત્યારે રતિસુંદરીએ ઇન્દ્રદેવને મળવાની તેને ભલામણ કરી. પદ્માવતી રતિસુંદરીની સાથે ઇન્દ્રદેવને ત્યાં ગઇ. ઇન્દ્રદેવે તેનો ઘણો સત્કાર કર્યો, તથા તે જો પોતાનો સઘળો ભેદ ગુપ્ત રાખશે તો પોતે હરેક રીતની તેને મદદ કરશે એવી ઇન્દ્રદેવે તેની પાસે પ્રતિજ્ઞા કરી.

એ વખતે તળાવના મધ્યભાગમાં આવેલું પેલું અદ્દભુત અજાયબઘર ઉજ્જડ પડેલું હતું. વળી ઇન્દ્રદેવ સિવાય એ અજાયબઘરનો ભેદ બીજા કોઇને માલૂમ નહોતો, ઇન્દ્રદેવના બતાવવાથી પદ્માવતીએ એ અજાયબઘરમાં મુકામ કર્યો તથા તે સર્વ પ્રકારે નિડરતાથી ત્યાં રહેવા લાગી. ત્યારપછી જે જે બનાવો બન્યા તે અમારા વાંચકોથી જાણીતા છે, અને જે પ્રકારો તેઓ નહિ જાણતા હોય તે હવે ધીમે ધીમે તેમના જાણવામાં આવશે.

---

## પ્રકરણ ૧૭ મું.

### ઇન્દ્રદેવ અને પિશાચપતિની મુલાકાત.

પિશાચપતિ રાણા ગોપાલસિંહથી છૂટો પડી પોતાના સાથીદારની સાથે શહેરની બ્હાર નીકળી પડ્યો અને વાતચિત કરતો કરતો મધ્યરાત્રિના અરસામાં તે એક એવા ઘીચ જંગલમાં જઇ પહોંચ્યો કે જ્યાં એક ઝુંપડી આવેલી હતી. એ ઝુંપડીના દ્વાર પાસે બેસીને બે માણસો વાતચિત કર્યા કરતા હતા. તેઓ બન્ને પિશાચપતિને જોતાંની સાથે જ ઉઠી ઉભા થયા તથા તેને સલામ કરીને તેઓમાંના એકે કહ્યું:—"ગોપાલસિંહજીની મુલાકાતથી આપનું કાંઇ કામ થયું?"

"ના."

"કારણ?"

"રહો, મ્હને જંપ વળવા દો, પછીથી કહું છું. બીજા લોકો ક્યાં ગયેલા છે?"

"તેઓ આટલામાં હરવા ફરવા ગયા છે; હવે આ તરફ જ આવતા હશે."

"ઠીક, કાંઈ ખાવાપીવાનું હોય તો લાવો."

પિશાચપતિનું છેવટનું વાક્ય સાંભળી એક માણસ ઝુંપડીમાં ગયો તથા એક લાંબી તેમ જ પહોળી શેતરંજી લઇ આવી બ્હાર બીછાવીને તે પાછો ફરીથી ઝુંપડીમાં ચાલ્યો ગયો. પિશાચપતિ એ શેતરંજીપર બેઠો. બીજો માણસ થોડી ખાદ્ય સામગ્રી અને સ્વચ્છ જળ લઇ

આવ્યો, તથા જે માણુસ પિશાચપતિની સાથે આવેલો હતો તેને ઇ-શારો કરીને તે ઝુંપડીમાં લઇ ગયો. પિશાચપતિ ખાઇ પીને નિશ્ચિંત થયો એટલામાં તેના બીજા માણુસો કે જેઓ આજૂબાજૂ ફરવા ગયા હતા તેઓ આવી પહોંચ્યા અને પિશાચપતિને સલામ કરી તેનો ઇશારો થતાં તેઓ તેની સ્હામે બેસી ગયા, તથા વાતચિત કરવા લાગ્યા. આ સમયે એ લોકોની વચ્ચે શી શી વાતચિત થઇ તે અત્રે લખવાની જરૂર નથી. સમસ્ત રાત્રિ વાતચિત કરવામાં તથા એક બીજાની સલાહ લેવામાં પસાર થઇ ગઇ. સ્હવાર થતાં જ પિશાચ-પતિ પોતાના માણુસોને કેટલાંક કાર્યો કરવાની સૂચના આપીને તે એકલો જ ત્યાંથી વિદાય થઇ ગયો, તથા તેણે ઇન્દ્રદેવના મકાન ત-રફ જવા માંડયું.

ઇન્દ્રદેવ જે પહાડી પ્રદેશમાં રહેતો હતો ત્યાં મધ્યાન્હકાળ થઇ ગયા પછી પિશાચપતિ જઈ પહોંચ્યો. પહાડ પાસે આવેલી પેલી ગુફાના દ્વાર પાસે ઉભો રહીને પિશાચપતિ આસપાસ દૃષ્ટિ ફેરવવા લાગ્યો. જ્યારે કોઇ નજરે પડ્યું નહિ ત્યારે તે એક પાષાણુશિલા-પર બેસી ગયો; કેમ કે ઇન્દ્રદેવના મકાન પાસે જવાના માર્ગથી તે જાણીતો નહોતો. તે માત્ર એટલું જાણુતો હતો કે, ઇન્દ્રદેવની આજ્ઞા સિવાય તથા જ્યાં સૂધી ઇન્દ્રદેવનો માણુસ પોતાની સાથે ન લઇ જાય ત્યાં સૂધી કોઇ એ ગુફામાંથી ઇન્દ્રદેવ પાસે જઇ શકતું નથી; પહેલાં એક વખતે પિશાચપતિ ઇન્દ્રદેવ પાસે ગયો હતો; એ સમયે ઇન્દ્રદેવ-નો માણુસ તેની આંખોપર પાટો બાંધીને તેને એ ગુફા અથવા તો સુરંગમાં લઇ ગયો હતો.

એક કલાક સૂધી પિશાચપતિ એ પાષાણુશિલાપર બેસી રહ્યો. ત્યાર પછી ઇન્દ્રદેવનો એક માણુસ ગુફાની બ્હાર નીકળ્યો. એ મા-

ણુસ પિશાચપતિને ઓળખતો હોઇ પિશાચપતિ પણ તેને સારી રીતે પિછાનતો હતો. એ માણુસે નમન કર્યા પછી પિશાચપતિને પૂછ્યું:–" કહો જોઇએ કે, આપ અત્રે કેમ આવ્યા છો ?"

" હું આપના માલિક શ્રીમાન્ ઇન્દ્રદેવને મળવા માટે અત્રે આ- વેલો છું, તથા લગભગ એક કલાકથી આ પાષાણુશિલાપર બેસી રહ્યો છું." પિશાચપતિએ ઉત્તર આપ્યો.

" ત્યારે આપના આગમનના સમાચાર ઇન્દ્રદેવ મહાશયને પ- હોંચાડવા પડશે કે ?"

" હા. "

" ઠીક, આપ થોડો વખત રાહ જુઓ. હું હમણાં જ જઇને આપના આગમનના સમાચાર શ્રીમાન્ ઇન્દ્રદેવને નિવેદન કરું છું."

આમ કહીને એ માણુસ પાછો ગુફામાં ચાલ્યો ગયો, તથા અડધા કલાકમાં જ બીજા બે માણુસોને પોતાની સાથે લઇ બ્હાર આવ્યો. ઇન્દ્રદેવના સ્થાન અને મકાનનું વર્ણન પ્રથમ એક વખત અમે કરી ચુકયા છીએ તેથી તેને ફરીથી લખવાની જરૂર રહેતી નથી.

જે સમયે પિશાચપતિ ઇન્દ્રદેવ પાસે જઇ પહોંચ્યો એ સમયે ઇન્દ્રદેવ પોતાના વિશ્રામભવનમાં એક વિરામાસનપર બેસી એક પુસ્તક વાંચ્યા કરતો હતો. પિશાચપતિને જોઇ સ્મિતહાસ્ય કરીને તેણે કહ્યું:–" આવો પિશાચપતિ ! આ વખતે તો ઘણા દિવસ પછી તમારી મુલાકાત થઇ."

પિશાચપતિએ નમન કરીને કહ્યું:–" બેશક, ઘણા દિવસ પછી આજે હું આપનાં દર્શનનો અલભ્ય લાભ મેળવી શકયો છું. શું કરું ? ભાગ્યદેવીની ભયંકરતાથી મ્હારાપર એવાં સંકટો આવી પડયાં છે કે જેનું વર્ણન કરવા જેટલી શક્તિ પણ મ્હારામાં રહી નથી. હું તદ્દન

દુર્બળ–કમજોર બની ગયો છું."

ઇન્દ્રદેવે હસીને કહ્યું:–"શું તમે દુર્બળ બની ગયા છો? જે પિશાચપતિ હજારો બળવાન્ બહાદુરો સાથે ટક્કર ઝીલવાનું સામર્થ્ય ધરાવે છે તે પોતાને કમજોર કહે છે?!"

પિશાચ:–બેશક એમ જ છે. આજ સુધી હું મ્હને પોતાને એક બહાદુર સમજતો હતો; પરંતુ હવે મ્હારાપર એવાં સંકટો આવી પડયાં છે કે, મ્હારી અક્કલ બિલ્કુલ કામ કરી શકતી નથી.

ઇન્દ્રદેવ:–શું બન્યું છે તે કહો તો ખરા?

પિશાચ:–મ્હારી સઘળી હકીકત આપને નિવેદન કરી આપની મદદ મેળવવા વિચારથી જ હું અત્રે આવેલો છું.

ઇન્દ્રદેવ:–શું તમે મ્હારી મદદ મેળવવાના વિચારથી અત્રે આવ્યા છો?

પિશાચ:–જી હા, આપના તરફથી ઘણી મદદ મળશે એવી હું આશા રાખું છું.

ઇન્દ્રદેવ:–માયાવિનીના તિલિસ્મી દારોગા મ્હારા ગુરુભાઈ થાય છે એ પ્રકાર તમે નહિ જાણતા હો તેથી જ આવી આશા રાખો છો; વળી દારોગાની સાથે તમારી દુશ્મનાવટ છે, કેમ ખરુંને?

પિશાચ:–એ સઘળું ખરું હોઇ તે હું જાણું છું; છતાં આપ મ્હને નિરાશ નહિ કરતાં જોઇતી મદદ કરશો જ એવા દૃઢ વિશ્વાસથી જ હું આપની સેવામાં ઉપસ્થિત થયો છું.

ઇન્દ્રદેવ:–આ તમારો વિશ્વાસ સર્વથા ભ્રમયુક્ત છે.

પિશાચ:–ના મહાશય! મ્હારો વિશ્વાસ ભ્રમયુક્ત નથી. જો કે આપ દારોગાનો ગુરૂભાઇ છો એ ખરૂં છે; પરંતુ આપના તથા તેના વર્તનમાં આસમાન જમીન જેટલું અંતર હોવાથી તેનાપર આપ

હમ્મેશાં વિરક્ત રહો છો. વળી જે કાર્યમાં હું આપની મદદ લેવા આવ્યો છું એ કાર્ય ધર્મનું અને પ્રામાણિકતાનું છે.

ઇન્દ્રદેવે કાંઇ વિચાર કરીને કહ્યું:–"હું તમને મદદ નહિ કરું એમ સમજીને જ તમારે તમારા કાર્યની હકીકત મ્હને કહેવી હોય તો કહો; જેથી હું તેનો સ્પષ્ટ ઉત્તર તમને આપી દઇશ."

પિશાચ:–આપના તરફથી કોઇ પણ પ્રકારની મદદ નહિ મળે એમ તો હું સમજી શકતો નથી. મ્હારી તો એવી ખાત્રી છે કે, આપ અંતઃકરણપૂર્વક મ્હને મદદ કરશો; કેમ કે બલભદ્રસિંહ સાથે આપની મૈત્રી હતી, તથા એ મૈત્રીનો દારોગાએ તમને જેવો બદલો આપ્યો હતો તેવો બદલો તો આપ નહિ જ આપી શકો!

આ સમયે એ સ્થળે પેલા ત્રણ માણસો કે જેઓ પિશાચપતિને લઇ આવ્યા હતા તેઓ હાજર હતા; તેમને ત્યાંથી વિદાય કરી દઇને ઇન્દ્રદેવે પિશાચપતિને કહ્યું:–"જે બલભદ્રસિંહનું મૃત્યુ થયાને આજકાલ કરતાં કેટલાક વર્ષ વીતી ગયાં છે તેમના વિષયમાં તમે મ્હારી મદદ મેળવવાને ઇચ્છો છો?"

પિશાચ:—હા જી, બલભદ્રની લક્ષ્મીદેવી નામની પુત્રી કે જે રતિસુંદરી નામ ધારણ કરી શ્રીમતી પદ્માવતીના સહવાસમાં રહે છે તેમનો ભેદ ખુલ્લો થઇ ગયો છે તથા શ્રીમાન્ બલભદ્રસિંહજી હજી સુધી જીવતા છે એવી મ્હારી માન્યતા હોઇ એ વિષયમાં મ્હને તમારી મદદની ઘણી જરૂર છે.

ઇન્દ્રદેવે આશ્ચર્ય પામીને પૂછ્યું:—"શું રતિસુંદરીએ પોતાનો સઘળો ભેદ ખુલ્લો કરી નાખ્યો છે? વળી તમને એવું કોઇ પ્રમાણ મળી આવ્યું છે કે જે ઉપરથી બલભદ્રસિંહજી જીવતા છે એમ સમજી શકાય?"

પિશાચ:—હા જી, રતિસુંદરીનો ભેદ એકાએક પ્રકટ થઇ ગયો.

છે. અત્યાર સુધી હું પણ નહોતો જાણતો કે, રતિસુંદરી જ લક્ષ્મીદેવી છે ! વિશેષમાં શ્રીમાન્ બલભદ્રસિંહજી જીવતા હોવાનું પ્રમાણ પણ મ્હને મળી ગયું છે; છતાં આપની વાતચિતપરથી મ્હને એમ લાગે છે કે, રતિસુંદરીનો ભેદ આપ પ્રથમથી જાણતા હોવા જોઇએ.

ઇન્દ્રદેવઃ—ના ના—હું કેવી રીતે જાણી શકું કે રતિસુંદરી જ લક્ષ્મીદેવી છે. એ પ્રકાર તો આજે તમારા કહેવાથી જ હું જાણી શક્યો છું. ઠીક. હવે તમે પ્રથમ એ તો કહો કે રતિસુંદરીનો ભેદ કેવી રીતે પ્રકટ થયો ? તમે શી મુસીબતમાં આવી પડયા છો તથા શ્રીમાન્ બલભદ્રસિંહજી જીવતા હોવાનું શું કારણ તમને મળી આવ્યું છે ? તેઓ જાણી જોઇને કોઇ ઠેકાણે છુપાઇ રહેલા છે કે કોઇએ તેમને કેદ કરી રાખ્યા છે ?

પિશાચઃ—ના ના—તેઓ જાણી જોઇને છુપાઇ રહેલા નથી. તેમને કોઇ સ્થળે તેમના દુશ્મને કેદ કરી રાખેલા છે. હું એમને છોડાવવાની ચિંતામાં પડયો છું તથા એ કાર્યમાં આપની મદદ મેળવવાની મ્હારી ઇચ્છા છે. જો શ્રીમાન્ બલભદ્રસિંહજીનો પત્તો લાગી જશે તો બે જીવને બચાવવાનું મહદ્ પુણ્ય આપને પ્રાપ્ત થશે.

ઇન્દ્રદેવઃ—એવો બીજો જીવ કોણ છે ?

પિશાચઃ—બીજો હું જ છું. જો શ્રીમાન્ બલભદ્રસિંહજીનો પત્તો નહિ લાગે તો હું જરૂર માર્યો જઇશ.

ઇન્દ્રદેવઃ—ઠીક છે, પ્રથમ તમે તમારી હકીકત મ્હને કહો ?

આ પ્રશ્નના ઉત્તરમાં પિશાચપતિએ જ્યારથી વેશધારી બલભદ્રસિંહ સાથે ભગવાનીની હાજરીમાં પોતાની મુલાકાત થઇ હતી ત્યારથી બનેલી સઘળી હકીકત ઇન્દ્રદેવને કહેવા માંડી. પિશાચપતિએ કેદીની હાલતમાં પોતાનું શ્યામગઢ ઉપસ્થિત થવું, કૃષ્ણયક્ષ સાથે મુલાકાત

થવી, માયાવિની અને દારોગા વગેરેનું કેદ પકડાવું, રાણા વીરસિંહ-જીની હાજરીમાં તપાસ ચાલવી, કૃષ્ણયક્ષની અદ્દ્ભુત કલમદાનનો ચમત્કાર, બલભદ્રસિંહને શોધી કાઢવા માટે પોતાને મળેલી મુદત તથા રાણા ગોપાલસિંહ પાસેથી મદદ નહિ મળવાથી ઇન્દ્રદેવ પાસે પોતાનું આવવાનું પ્રયોજન વગેરે સઘળી હકીકત વિસ્તારથી કહી સંભળાવી. એ સઘળી હકીકત સાંભળી રહ્યા પછી થોડા સમય સુધી ઇન્દ્રદેવે પોતાના મન સાથે કાંઇ વિચાર કર્યા કર્યો. પિશાચપતિએ ઇન્દ્રદેવના મ્હોંનો ભાવ થોડા થોડા સમયને અંતરે બદલાતો જોયો. એ ભાવપરથી તેના અંતરની સ્થિતિ સુદ્ધાં પ્રકટ થઇ જતી હતી. વિચારોને અંતે ઇન્દ્રદેવે શંકાયુક્ત સ્વરે કહ્યું:-" તમારી આ હકીકતપરથી એવું કોઇ પ્રમાણ તો નથી મળી આવતું કે જેથી બલભદ્રસિંહજી જીવતા છે એમ માની શકાય."

પિશાચ:-શું આપને મ્હેં હમણાંજ એમ નથી કહ્યું કે, ખરા બલભદ્રસિંહ જીવતા હોવાનો શક મ્હને થયો હતો; તથા કૃષ્ણયક્ષે મ્હારા શકને વિશ્વાસના રૂપમાં ફેરવતાં એમ કહ્યું છે કે, 'ખરા બલ-ભદ્રસિંહ હજી સુધી કોઇની કેદમાં છે માટે તું બનતા પ્રયત્ને તેમનો પત્તો મેળવ.'

ઇન્દ્રદેવ:—બરાબર છે, આમ તો તમે મ્હને કહ્યું છે; છતાં કૃષ્ણયક્ષ કોણ છે એ હું જાણતો નહિ હોવાથી તેના શબ્દોપર કેવી રીતે વિશ્વાસ મૂકી શકાય?

પિશાચ:—કૃષ્ણયક્ષની મ્હેં આપને જે હકીકત કહી સંભળાવી છે તે તરફ આપે વિશેષ ધ્યાન આપ્યું હોય એમ લાગતું નથી. જો કે હું પોતે એમને ઓળખતો નથી; પરંતુ જે સમયે કૃષ્ણયક્ષે પેલી અદ્દ્ભુત કલમદાન સર્વના સમક્ષ મૂકી તથા એ કલમદાનને જોઇ બ-

નાવટી બલભદ્રસિંહ અધમુઆ જેવો થઇ ગયો, લક્ષ્મીદેવી બેહોશ બની ગયાં તથા મ્હારા મનમાં બચાવની આશા ઉપજી એ સમયે મ્હારી ખાત્રી થઇ ગઇ કે, કૃષ્ણયક્ષ કોઇ અદ્દ્ભુત શક્તિસામર્થ્ય ધરાવનાર વ્યક્તિ છે. એ કલમદાનને જોતાંની સાથે જ હું ઓળખી ગયો હતો. તેના પર મીનાકારીની ત્રણ તસ્વીરો બનેલી હતી, તથા વચ્ચેની તસ્વીર નીચે મીનાકારીના મ્હોટા સુંદર અક્ષરોમાં 'ઇન્દિરા' લખેલું હતું.

ઇન્દ્રદેવે ચમકી ઉઠીને પૂછ્યું:-" શું કહ્યું? શું લખેલું હતું? ઇન્દિરા!"

આટલું બોલતાં ઇન્દ્રદેવના ચહેરાનો રંગ ઉડી ગયો, તથા આશ્ચર્યે તેના મનપર અધિકાર મેળવ્યો. પિશાચપતિએ કહ્યું:—" હા હા, 'ઇન્દિરા.' બેશક એમ જ લખેલું હતું."

હવે ઇન્દ્રદેવ કોઇ પણ રીતે મનોનિગ્રહ કરી શક્યો નહિ. તે ગભરાઇને ઉઠી ઉભો થયો તથા ધીમે ધીમે નીચે લખેલાં વાક્યો સ્વગત ઉચ્ચારતો આમ તેમ ફરવા લાગ્યો:—

" અરેરે! હું છેતરાયો! હે દુષ્ટ દારોગા! જે ઇન્દ્રદેવે તને ત્હારા સેંકડો અપરાધોની ક્ષમા આપી છે એ ઇન્દ્રદેવની સાથે પણ ત્હેં લુચ્ચાઇ કરી! ત્હારા રુદન અને પશ્ચાત્તાપપર વિશ્વાસ મૂકી મ્હેં તને રાણા વીરસિંહજીના કારાગૃહમાંથી છોડાવ્યો એ ઉપકારનો બદલો તો ત્હેં ઘણી સારી રીતે વાળ્યો! નરાધમ વિજયપાલ! તને તો હું એવો રીબાવી રીબાવીને મારીશ કે ગંદકીપર બેસનારી માખીઓને પણ ત્હારી દુર્દશા માટે દયા આવશે! લક્ષ્મીદેવીના પિતા બની ત્હેં; દારોગા અને માયાવિનીને મદદ કરી છે! હે કૃષ્ણયક્ષ! ઇશ્વર ત્હારું કલ્યાણ કરશે! છતાં તને પણ આ સઘળી હકીકત હમણાં જ માલૂમ.

પડી હોય એમ લાગે છે. વાસ્તવિક રીતે દારોગા તથા તેનાં સાથી- ઓએ મ્હને ઘણી સફાઇથી છેતર્યો છે ! ઠીક છે, હવે હું મ્હારો સપાટો એ દુષ્ટોને બતાવ્યા સિવાય શાન્ત થઇ શકીશ નહિ. પિશાચપતિએ જો કે પહેલાં કેટલાંક ઘણાં કુટિલ કાર્યો કરેલાં છે; છતાં હવે તે પોતાના અપરાધોનું પ્રાયશ્ચિત્ત એવી રીતે કરે છે કે સર્વ પ્રકારે તે ક્ષમાપાત્ર છે." સ્વગત આટલું બોલી ઇન્દ્રદેવે પિશાચપતિ તરફ જોઇને કહ્યું:–" ઠીક છે, પેલી કલમદાન મ્હારા જોવામાં નહિ આવે ત્યાં સૂધી મ્હારો જીવ સ્વસ્થ થશે નહિ. એ કલમદાન જોઇ લીધા પછી હું તમને જોઇતી મદદ કરીશ."

પિશાચપતિ ઘણા જ ધ્યાનથી ઇન્દ્રદેવના ઉપરોક્ત વચનો સાંભળી રહ્યો હતો. તેણે કહ્યું:—" આપ મ્હારી સાથે શ્યામગઢ ચાલો જેથી એ કલમદાન જોઇ શકશો."

ઇન્દ્રદેવ:—તમારે મ્હારી સાથે આવવાની જરૂર નથી. તમે અહીં રહો. હું એકલો જ શ્યામગઢ જઇ બનતી ત્વરાથી અત્રે પાછો આવીશ.

આમ કહીને ઇન્દ્રદેવે તાળી વગાડી, તથા તાળીનો અવાજ થતાં જ બે માણસો ત્યાં હાજર થયા. એ માણસોને પિશાચપતિ સુખ- સ્વચ્છંદતામાં રહી શકે એવી વ્યવસ્થા કરવાની તેણે આજ્ઞા કરી. પછી તે બ્હાર નીકળી પડયો તથા એક બીજા વિશ્રામગૃહનું તાળું ઉઘાડીને તે તેમાં ચાલ્યો ગયો. એ વિશ્રામગૃહના તાળાની કુંચી હમ્મેશાં તેની પાસે જ રહેતી હતી. એ વિશ્રામગૃહની ખીંટીઓપર જૂદી જૂદી જાતનાં વસ્ત્રો, બહુરૂપીનાં સાધનોના વાટવાઓ, રંગબેરંગી બુરખાઓ વગેરે સરસામાન હતો. વિશ્રામગૃહની એક બાજુએ કેટલીક લોઢાની અને લાકડાની પેટીઓ પડી રહેલી હતી.

ઇન્દ્રદેવે એક મૂલ્યવાન્ પોષાક પહેરી લીધો, તથા પ્રથમ પહે-

રેલાં વસ્ત્રો એક ખીંટીપર ભરવી દીધાં. પોતાના મ્હોંપર એક બુરખો નાખ્યો તથા બહુરૂપીનાં સાધનોનો વાવરો તેમ જ જરૂરી હથિયારો લઇને, ઓરડાની બ્હાર નીકળી, પિશાચપતિને ફરીથી મળ્યા સિવાય તે ધ્રચ્છિત સ્થળે જવા લાગ્યો.

## પ્રકરણ ૧૮ મું.

### વીરસિંહ અને ઇન્દ્રદેવની મુલાકાત.

શ્યામગઢના રાજમહાલયમાંના એક સુસજ્જિત દિવાનખાનામાં મહારાણો વીરસિંહ ઉંચી ગાદીપર બેઠો હતો. તેની પાસે જ્યોતિસિંહ તથા લક્ષ્મણસિંહ બેઠેલા હતા. માયાસુંદરી, બંસરીબાલા, લક્ષ્મીદેવી, પદ્માવતી અને અલકકિશોરી મર્યાદાસહ એક બાજૂએ બેઠેલી હતી. મહારાણો વીરસિંહ તથા તેના બન્ને બહુરૂપી મિત્રો એ સઘળી સુંદરીઓની કર્મકથા સાંભળતા હતા. દિવાનખાનાના દ્વારપર તેજસિંહ અને તારાસિંહ પહેરો ભર્યા કરતા હતા. કોઇ દાસીને પણ ત્યાં આવવાની રજા નહોતી. માયાસુંદરી, પદ્માવતી, નારંગી અને લક્ષ્મીદેવી પોતાની કર્મકથા કહી ચુકી હતી તથા આ સમયે અલકકિશોરી પોતાની હકીકત કહેતી હતી. પોતાની હકીકત કહેતાં તેણે કહ્યું:-" જ્યારે માયાવિનીની આજ્ઞાનુસાર ધનપતિ અને હું કૃષ્ણલાલ તથા માયાસુંદરી સાથે દુશ્મનાવટ કરવા માટે જમાનીઆથી નીકળી પડયાં ત્યારે શહેરની બ્હાર જઇ અમે બન્ને છૂટાં પડયાં. પછી અનાયાસે ધનપતિ પણ સ્ત્રીનો વેશ ધારણ કરી અત્રે આવીને રહ્યા તથા માયાસુંદરી અત્રે હોવાની ખ-

ખબર મળવાથી હું પણ વેશ બદલી અહીં આવી તથા મ્હેં દિગ્વિજયસિંહની રાણીની નોકરી સ્વીકારી. અહીં આવીને મ્હેં મારું નામ લાલી રાખ્યું હતું તથા ધનપતિએ પોતાનું નામ કુંદન રાખ્યું હતું. અમે બન્ને ઘણા દિવસ સુધી એક જ ઠેકાણે એકબીજાંની સાથે રહ્યાં છતાં કુંદન ધનપતિ છે એમ હું સમજી શકી નહિ તથા હું જ અલક છું એમ ધનપતિ સમજી શક્યો નહિ! મહારાજાધિરાજ! માયાસુંદરીની સાથે મ્હેં પૂર્વે જે શત્રુતા કરેલી છે તેનું વર્ણન કરતાં હવે હું અત્યંત શર્માઉં છું. એમની એ વખતની શોચનીય સ્થિતિ માટે મ્હને મ્હારા મનમાં ઘણો અફ્સોસ થતો હતો; પરંતુ હું માયાવિનીની આધીનતામાં હોવાથી તેની આજ્ઞાનુસાર વર્ત્યા સિવાય મ્હારો છુટકો નહોતો. મ્હારી એવી ખાત્રી હતી કે, જો હું માયાવિનીની આજ્ઞા અમાન્ય કરીશ તો તે જરૂર મ્હારો શિરચ્છેદ કરશે." આમ કહીને અલકકિશોરી રુદન કરવા લાગી.

વીરસિંહે અલકનું સાંત્વન કરવાના ઉદ્દેશથી કહ્યું:—"બેટા! હવે વૃથા અફ્સોસ કે શોક કરવાનું પ્રયોજન નથી. જો કોઇ ધાર્મિક અને પ્રમાણિક માણસ ભાગ્યયોગથી શયતાન માણસના પંઝામાં ફસાઇ પડે છે તો લાચારીથી તેને શયતાનની આજ્ઞા સ્વીકારવી પડે છે. હું સારી રીતે જાણું છું કે, તું પ્રામાણિક છે, ત્હારો બિલ્કુલ અપરાધ નથી. દારોગો અને માયાવિની જ સઘળા અનર્થોનાં મૂળ છે. તું કોઇ પણ પ્રકારની ચિંતા રાખ્યા સિવાય ત્હારી હકીકત કહી સંભળાવ."

વસ્ત્રના પાલવથી અશ્રુજળ સ્વચ્છ કરીને અલકકિશોરી પુન: કહેવા લાગી:—"માયાસુંદરીને હું મ્હારે કબ્જે કરી લેવાની ઇચ્છા રાખતી હતી, તથા પેલા તિલિસ્મી ભોંયરામાંથી તેમને બ્હાર લઇ જઇને માયાવિની પાસે પહોંચાડી દેવાનો મ્હારો વિચાર હતો. ધન-

પતિનો વિચાર પણ મ્હારો જેવો જ હતો. વળી અહીંનું તિલિસ્મી ભોંયરું એક ન્હાનું તિલિસ્મી હોઇ જમાનીઆના તિલિસ્મી સાથે સંબંધ ધરાવે છે. અહીંના ભોંયરાનો ઘણો ખરો ભેદ માયાવિની જાણતી હોઇ તે તેણે મ્હને તથા ધનપતિને બતાવી દીધો હતો. માયાસુંદરીને સાથે લઇ અહીંના ભેદી ભોંયરામાંથી પલાયન કરી જવાનું કામ મ્હારા કે ધનપતિના માટે વિશેષ મુશ્કેલી ભર્યું નહોતું. તે ઉપરાંત અત્રે એક ડોશી રહેતી હોઇ તે દિગ્વજયસિંહની ફોઇ થતી હતી. એ ડોશી ઘણી ભલી તથા ધર્મપરાયણા હતી. તે ઘણું સાદું જીવન ગુજારતી હતી. મ્હેં એમ સાંભળ્યું છે કે, તેનું મૃત્યુ થયું છે. જો તે જીવતી હોત તો આપની સાથે હું તેનો મેળાપ કરાવત. એ ડોશી ભોંયરાના કેટલાક ભેદભરમો જાણતી હોવાથી મ્હેં ધીમે ધીમે તેની સાથે સંબંધ કર્યો. માયાસુંદરી માટે તેને પણ ઘણી ચિંતા રહેતી હતી, તથા તેઓ અત્રેથી છૂટી આપના આશ્રયમાં આવી શકે એમ તે અંતઃકરણથી ઇચ્છતી હતી. તેની આવી ઇચ્છા જ્યારે મ્હારા જાણવામાં આવી ત્યારે મ્હેં તેને એમ કહ્યું કે, ' હું માયાસું-દરીને અહીંથી છોડાવી મહારાણા વીરસિંહજી પાસે પહોંચાડી દેવાનો જ વિચાર રાખું છું, ' મ્હારો આવો વિચાર જાણવામાં આવતાં તે પાર ઉતરી શકે એ માટે તે મ્હને મદદ કરવા લાગી. તેણે મ્હને ભોંયરાના કેટલાક છુપા ભેદભરમ બતાવ્યા, તથા પેલા માર્ગેથી પલાયન કરી જવાની યુક્તિ બતાવી. કુંદન મ્હારા કામમાં ઘણી અડચણ કરતી હોવાથી કોઇ પણ રીતે તેને દબાવવાનો પ્રયત્ન હું કરવા લાગી. એક દિવસે મધ્યરાત્રે હું મ્હારા ઓરડામાંથી નીકળી કુંદનના ઓરડા તરફ જતી હતી એવામાં કોઇનાં પગલાંનો અવાજ સાંભળીને હું એક બાજૂએ ગુપચુપ ઉભી રહી. આ સમયે એક માણસને મ્હેં કુંદનના

ઓરડામાં જતો જોયો. એ માણુસ ઓરડામાં ગયો એટલે હું પણુ ધીમે પગલે એ ઇમારત પાસે ગઇ. એ ઇમારતનો ઓટલો ઉંચો હોઇ સાતેક પગથીઆં ચઢી ઓટલાપરથી દિવાનખાના તરીકે વપરાતા ઓરડામાં જઇ શકાતું હતું. ઓટલાનાં પગથીઆંની બન્ને બાજૂએ ચમેલીનાં વૃક્ષોની ઘટા થઈ રહેલી હોવાથી ત્યાં સંતાઇ રહીને એ માણુસની બ્હાર નીકળવાની રાહ હું જોવા લાગી. લગભગ અડધા કલાક પછી એ માણુસ કુંદનની સાથે જ દિવાનખાનાની બ્હાર નીકળ્યો. તે પગથીઆં ઉતરતો હતો એવામાં કુંદને તેને ઉભો રાખીને કહ્યું, 'હું ફરીથી પણુ કહું છું કે, આપના ઉપર જ મ્હેં સઘળી આશા રાખેલી છે. જેવી રીતે આપ ગુપ્ત રસ્તેથી આ કિલ્લામાં આવો છો તેવી જ રીતે મ્હને માયાસુંદરીસહ અહીંથી બ્હાર લઇ જઇ શકો તેમ છો'. આ વાક્યોના ઉત્તરમાં એ માણુસે કહ્યું, 'હા હા–એ કાર્ય કરવાની હું તમારી પાસે પ્રતિજ્ઞા કરી ચુકયો છું. તમે માયાસુંદરીને તમારા કાબૂમાં લાવવાનો પ્રયત્ન કરો. ત્રીજે ચોથે દિવસે આવીને હું તમારી ખબર અંતર જોઇ જઇશ.' કુંદને ફરીથી કહ્યું, 'પરંતુ જે રાત્રે આપ અત્રે આવવાના હો તે રાત્રે મ્હને આપના આગમનના સમાચાર પ્રથમથી જ મળવા જોઇએ.' આ વાક્યના ઉત્તરમાં એ માણુસે પોતાની પાસેથી એક નારંગી કાઢી તે કુંદનના હાથમાં આપીને કહ્યું,—'જે રાત્રે હું તમને મળવા માટે અત્રે આવવાનો હોઇશ તે દિવસે સંધ્યાકાળે આ બાગના ઉત્તર તથા પશ્ચિમવાળા ખુણામાં આવા જ રંગની નારંગી તમારા જોવામાં આવશે.' કુંદને એ નારંગી પોતાના હાથમાં લઇ લીધી. પગથીઆંની બન્ને બાજૂએ પુષ્પલતાઓનાં કેટલાંક કુંડાં ગોઠવેલાં હતાં. કુંદને પોતાના હાથમાંથી નારંગી એક કુંડામાં મૂકી તથા તે પેલા માણુસને થોડે સૂધી મૂકવા ગઇ. આ સુયોગનો લાભ લઇ

વૃક્ષોની ઘટામાંથી બ્હાર નીકળી છુપી રીતે પેલી કુંડામાંની નારંગી ઉપાડી લઇને હું મ્હારા ઓરડા તરફ જતી રહી. માયાસુંદરીએ પોતાની હકીકત કહેતાં આપને જણાવ્યું છે તે પ્રમાણે એક દિવસે મ્હેં એ નારંગી કુંદનને બતાવી તેના અંતરમાં ભય ઉત્પન્ન કર્યો હતો. જો તેનો ભેદ હું રાણા દિગ્વિજયસિંહને જણાવી દઉં તો તેનો તથા તેને મળવા આવનાર પેલા માણુસનો જીવ જશે એવો ભય ઉપજવાથી તે મ્હારાથી દબાઇને રહેતી હતી. મ્હેં ધાર્યું હોત તો હું તેને મળવા આવનાર માણુસને સહેલાઇથી પકડાવી શકત તથા રાણા દિગ્વિજયસિંહ એ માણુસને મારી નાખત......"

વીરસિંહે વચ્ચે જ પૂછ્યું:—" કુંદન પાસે એ કયો માણુસ આવતો હતો તે તું જાણી શકી છે કે ?"

અલક:—પાછળથી એમ માલૂમ પડી ગયું કે, એ માણુસ બીજા કોઇ નહિ; પરંતુ શેરસિંહજી હતા, તથા કુંદનના વિષયમાં તેઓ છેતરાયા હતા.

આ સમયે લક્ષ્મણસિંહે વીરસિંહ તરફ જોઇને કહ્યું:—" એક વખતે મ્હેં આપશ્રીને એવી અર્જ કરી હતી કે, શેરસિંહે કુંદનના વિષયમાં છેતરાવાની હકીકત પોતાને મુખે જ વર્ણવી હતી, તથા લાલીને દબાવવાની ઇચ્છાથી 'લોહીથી લખાયલા પુસ્તક' અને 'વસ્ત્રના પાલવપરના ગુલામી દસ્તાવેજ'નો ભેદ તેમણે જ કુંદનને બતાવ્યો હતો. શેરસિંહે એ ભેદ કોઇ બીજા માણુસની વાતચિત છુપી રીતે સાંભળીને જાણી લીધો હતો."

વીરસિંહ:—એ બરાબર છે; પરંતુ શેરસિંહજી કોની વાતચિત સાંભળીને એ ભેદ જાણી શકયા હતા તે હજી સુધી માલૂમ પડયું નહિ.

લક્ષ્મણ:—મ્હારી માન્યતા પ્રમાણે એ માણુસો કોણ હતા તે અલકકિશોરી જાણતાં હશે.

અલક:—હાજી, હું જાણુંછું. જ્યારે હું અહીંથી પાછી ફરીને માયાવિની પાસે ગઇ ત્યારે મ્હને માલૂમ પડયું કે, એ માણુસો માયાવિનીના બહુરૂપીઓ બિહારીસિંહ અને હરનામસિંહ હતા. તેઓ અમારી તપાસ કરવાના તથા બન્ને રાજકુમારોને કેદ કરવાના ઉદ્દેશથી આ તરફ આવ્યા હતા.

વીરસિંહ:—ઠીક છે, હવે હું એ જાણુવાની ઇચ્છા રાખું છું કે, 'લોહીથી લખાયલા પુસ્તક' અને 'ગુલામી દસ્તાવેજ'નો શો ભેદ છે તથા તું એ બન્ને વાક્ય સાંભળી શા માટે ડરતી હતી ?

અલક:—લોહીથી લખાયલું પુસ્તક કે જેનું બીજું નામ રક્તગ્રંથ છે તેને તો આપ જાણો જ છો. એ રક્તગ્રંથ હમણાં આપના યુવરાજ ઇન્દ્રજીતસિંહના કબ્જામાં છે.

વીરસિંહ:—બરાબર છે, એ તો અમારું જ પુસ્તક હોવાથી હું એને સારી રીતે ઓળખું છું. એ પુસ્તક અમારી પાસેથી જ ચોરાઇ ગયું હતું.

અલક:—ખરું છે. એ વાક્યોના વિષયમાં હું ઘણી છેતરાઇ છું. જો હું કુંદનને ઓળખી ગઇ હોય તો એ વાક્યો સાંભળીને ભય પામત નહિ. એ લોહીથી લખાયલા પુસ્તક અથવા રક્તગ્રંથ સાથે જેટલો મ્હારો સંબંધ હતો તેટલો જ સંબંધ કુંદનનો હતો; પરંતુ કુંદને એમ ધાર્યું હતું કે, હું પિશાચપતિની કોઇ સગી વ્હાલી હોઇશ કે જે પિશાચપતિએ રક્તગ્રંથની ચોરી કરી હતી ! મ્હેં એમ વિચાર્યું કે, કુંદનને મ્હારો ખરો ભેદ માલૂમ પડી ગયો છે. તે એમ જાણી ગઇ છે કે, હું માયાવિનીની બ્હેન અલકકિશોરી છું, તથા રાણા દિગ્વિજયસિંહને છેતરીને અહીં રહું છું. એ વાતને હું ઘણી સારી રીતે જાણુતી હતી કે, આ શ્યામગઢના ભોંયરાનો જમાનીઆના તિલિસ્મી સાથે

સંબંધ હોવાથી જો એ રક્તગ્રંથ દૈવયોગે રાણા દિગ્વિજયસિંહને મળી આવશે તો તે અત્યંત પ્રસન્ન થશે, કેમ કે રક્તગ્રંથની ઘણી ખરી મતલબ એ જાણતો હોઇ પિશાચપતિ પાસેથી એ રક્તગ્રંથ મેળવવાનો પ્રયત્ન માયાવિની કર્યા કરતી હોઇ એ વિષયમાં હું જ વિશેષ કાર્ય માયાવિની તરફથી બજાવતી હતી. આ સઘળી હકીકત કમબખ્ત દારોગાના કહેવાથી દિગ્વિજયસિંહ જાણી શક્યો હતો; કેમ કે તે વારંવાર દિગ્વિજયસિંહને મળવા આવતો હતો. જો મ્હારો ભેદ રાણો દિગ્વિજયસિંહ જાણી શક્યો હોત તો તે મ્હને કેદ કરીને રક્તગ્રંથ માટે મ્હારી ઘણી દુર્દશા કર્યા સિવાય રહેત નહિ. આવા ભયથી હું વ્યાકુળ બની ગઇ હતી. શું દિગ્વિજયસિંહ કદાપિ એવો વિચાર કરતો હતો કે, દારોગાનો મ્હારી સાથે સંબંધ હોઇ તે મ્હારો પક્ષકાર છે ? આવો વિચાર તેણે કદાપિ કર્યો નહોતો. એ ઘણો મતલબી અને લુચ્ચો હતો.

વીરસિંહઃ—બેશક એમ જ છે. ત્હારો ભય ખોટો નહોતો; કિન્તુ હજી સુધી એક વાત ત્હેં મ્હને કહી નહિ !

અલકઃ—શી વાત ?

વીરસિંહઃ—પેલા પાલવ લખાયલા ગુલામી દસ્તાવેજ કિંવા દાસત્વખતનો ભેદ શો છે ?

રાણા વીરસિંહનો આ પ્રશ્ન સાંભળી અલકકિશોરી લજ્જિત બની ગઇ. તેણે પોતાના અંતરની સ્થિતિ પ્રકટ નહિ કરતાં મસ્તક નીચું નમાવ્યું. જ્યારે રાણા વીરસિંહે તેને ફરીથી એજ પ્રશ્ન પૂછ્યો ત્યારે પોતાના બન્ને હાથ જોડીને તેણે કહ્યું:—“ હું આશા રાખું છું કે, આ પ્રશ્નનો ઉત્તર આપવાનો વિશેષ આગ્રહ આપ મ્હને નહિ જ કરો, તથા મ્હને મ્હારા આટલા અપરાધની આપશ્રી ઉદારતાથી

ક્ષમા આપશો. આ પ્રશ્નનો ઉત્તર હમણાં આપવાની મ્હારી ઇચ્છા નથી તથા ખોટા ખુલાસાથી આપના મનનું સમાધાન કરવું મ્હને ઉચિત લાગતું નથી."

અલકનાં આ વાક્યો સાંભળી મહારાણો વીરસિંહ ચુપ રહ્યો તથા તે બીજી વાત પૂછવા જતો હતો એવામાં તેજસિંહ ત્યાં હાજર થયો. વીરસિંહે તેના તરફ જોઇને પૂછ્યું:-"કેમ, શું છે?"

તેજસિંહે નમ્રતાથી પ્રણામ કરીને કહ્યું:-"બ્હારથી એવી ખબર આવી છે કે, દારોગાના ગુરુભાઇ ઇન્દ્રદેવ કે જેમની હકીકત એક વખત હું આપને નિવેદન કરી ચુકયો છું તેઓ મહારાજશ્રીનાં દર્શન કરવા માટે આવેલા છે. તેમને થોડો વખત રાહ જોવાનું કહેવડાવ્યું; કિન્તુ તેઓ એમ જણાવે છે કે, તેમનાથી એક ક્ષણ માટે પણ અત્રે રોકાઇ શકાય તેમ નથી, તથા તેઓ સત્વર આપની મુલાકાત કરવાને ઇચ્છે છે વળી મહેલમાં લક્ષ્મીદેવીની હાજરીમાં જ તેઓ આપશ્રી સાથે મુલાકાત કરવાનો વિચાર દર્શાવે છે. જો આપશ્રીને અડચણ ન હોય તો શ્રીમતી લક્ષ્મીદેવીનો અભિપ્રાય પૂછી આપ આપને યોગ્ય લાગે એવી આજ્ઞા કરો."

મહારાણો વીરસિંહ લક્ષ્મીદેવીનો અભિપ્રાય પૂછે તે પૂર્વે જ લક્ષ્મીદેવી પોતાની ખુશીને રોકી નહિ શકાયાથી ઉઠી ઉભી થઇ તથા પોતાના હાથ જોડીને કહેવા લાગી:-"મહારાજશ્રીને હું સવિનય પ્રાર્થના કરું છે કે, ઇન્દ્રદેવજીને અત્રે આવવા દેવાની આજ્ઞા આપવામાં આવે. તેઓ મ્હારા ધર્મના પિતા છે. મ્હારી કર્મકથા કહેતી વખતે હું આપને નિવેદન કરી ચુકી છું કે, શ્રીમાન્ ઇન્દ્રદેવજીએ જ મ્હારા જીવનનું રક્ષણ કર્યું છે. તેઓ આપણા સર્વના કલ્યાણની જ કામના કર્યા કરે છે."

વીરસિંહઃ—ખરું છે. હું એમને અત્રે જ બોલાવું છું. મ્હારી પુત્રીઓને તેમનાથી પર્દો રાખવાની કાંઇ જરૂર નથી. તેજસિંહ! સત્વર જઇને ઇન્દ્રદેવને અત્રે લઇ આવ.

"જેવી આજ્ઞા." કહી પુનઃ પ્રણામ કરી તેજસિંહ ચાલ્યો ગયો. તથા થોડા સમયમાં જ ઇન્દ્રદેવને પોતાની સાથે લઇને આવી પહોંચ્યો. લક્ષ્મીદેવી તત્કાળ ઇન્દ્રદેવના ચરણોમાં નમી પડી, તથા અશ્રુજળની વૃષ્ટિ વર્ષાવવા લાગી. ઇન્દ્રદેવે તેના મસ્તકપર હાથ ફેરવીને તેને શુભાશીર્વાદ આપ્યો. પદ્માવતી તથા અલકકિશોરીએ પણ ઇન્દ્રદેવને સવિનય પ્રણામ કર્યા. રાણા વીરસિંહે ઘણા જ સંમાનથી તેને પોતાની પાસે બેસાડયો, તથા હાસ્યમુખે પૂછ્યું:—"આપ કુશળતામાં છો ને? રસ્તામાં કાંઇ અડચણ પડી નથી ને?"

ઇન્દ્રદેવે પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:—"આપની કૃપાથી હું કુશળતામાં છું. વળી પ્રવાસમાં હજારો દુઃખ વેઠનાર વ્યક્તિ પણ આપનાં દર્શનથી કૃતાર્થ થાય છે તો પછી મ્હારી શી વાત છે! એટલું જ નહિ પણ વિચારોની વિશેષતાથી પ્રવાસના સુખદુઃખનો વિચાર એક ક્ષણ માટે કરવાનો અવકાશ સુદ્ધાં મ્હને મળ્યો નથી."

વીરસિંહઃ—ત્યારે તો આપ કોઇ ઘણા જરૂરી કાર્યાર્થે અત્રે આવ્યા હો એમ લાગે છે. શું આ વખતે દારોગાને ફરીથી અમારી કેદમાંથી છોડાવી લઇ જવાનો આપનો વિચાર છે કે?!

આમ કહી વીરસિંહે હાસ્ય કર્યું. ઇન્દ્રદેવે લજ્જામિશ્રિત મૃદુહાસ્ય કરીને કહ્યું:—"ના જી, હવે હું એ કમબખ્તને કોઇ પણ પ્રકારની મદદ કરવાને ઇચ્છતો નથી. જેને મ્હેં મ્હારો ગુરુભાઇ સમજી, સત્ય તથા ધર્મના માર્ગપર ચાલવાની પ્રતિજ્ઞા કરાવી એક વખત આપની કેદમાંથી છોડાવવાનો અપરાધ કર્યો હતો એ દારોગાની દુષ્ટતાનો

કોઇ પાર નથી હમ્મેશાં તેની નીચતાની નવી વાતો મ્હારા સાંભળવામાં આવતી હોવાથી તેના માટે મ્હારા મનમાં સખ્ત તિરસ્કાર ઉપજ્યો છે."

વીરસિંહઃ—આ તરફની હકીકત કદાચ આપે નહિ સાંભળી હોય.

ઇન્દ્રદેવઃ—પિશાચપતિના મુખે મ્હેં સઘળી હકીકત સાંભળી છે, તથા તેથી જ હમણાં હું અત્રે હાજર થયો છું. લક્ષ્મીદેવીને આપની પાસે બેસવાનું માન મળેલું જોઇ હું અત્યંત પ્રસન્ન થયો છું.

વીરસિંહ—લક્ષ્મીદેવીને હું મ્હારી પુત્રી સમાન સમજું છું, તથા તેની સાથે આપે જે ભલાઇ કરી છે તે જાણી આપના માટે પણ મ્હારા અંતરમાં ઘણું માન ઉપજ્યું છે. આ સમયે અમને મળ- વાની ઇચ્છા મ્હને થઇ આવી હતી, તથા આપના તરફ કોઇ માણ- સને મોકલવાના વિચારમાં જ હું હતો, એવામાં એકાએક આપ આવી પહોંચ્યા. બલભદ્રસિંહ અને પિશાચપતિના રહસ્યથી તો અમે ઘણા આશ્ચર્યચકિત અને કિંકર્ત્તવ્યવિમૂઢ બની ગયા છીએ. હવે કદાચ તમારા મુખે એ રહસ્યનો ભેદ જાણી શકાય તો તે બનવા જેવું છે.

ઇન્દ્રદેવઃ—જે બનાવ બનવાની મ્હને સ્વપ્ને પણ આશા નહોતી તે જ બનાવ દૈવયોગે બન્યો છે.

લક્ષ્મીદેવીએ ઇન્દ્રદેવને ઉદ્દેશીને કહ્યું:-"પરમપૂજ્ય કાકા! પિશાચપતિના મુખે જ્યારે સઘળી હકીકત આપે સાંભળી છે ત્યારે પછી મ્હારી માફક આપનો પણ એવો દૃઢ વિશ્વાસ થઇ ગયો હશે કે, મ્હારા પિતા બલભદ્રસિંહજી હજી સુધી જીવતા છે, તથા તેઓ કોઇની કેદમાં ફસાઇ પડેલા છે!"

ઇન્દ્રદેવઃ—બેશક એમ જ છે.

વીરસિંહઃ—ત્યારે પિશાચપતિ તેમને શોધી કાઢશે કે શું?

ઇન્દ્રદેવઃ—એ માટે મ્હારા મનમાં સંદેહ રહે છે; કેમ કે એ

કાર્ય પાર ઉતારવા માટે તે મ્હારી મદદ મેળવવાને આવ્યો હતો. તેના મુખે સઘળી હકીકત સાંભળીને જ હું અત્રે આવ્યો છું.

વીરસિંહ:—ત્હારે આપ તેને આ કાર્યમાં મદદ કરશો કે ?

ઇન્દ્રદેવ:—અવશ્ય કરીશ. પિશાચપતિ કરતાં મ્હને બલભદ્રસિંહનો પત્તો મેળવવાની વિશેષ ચિંતા છે. વળી તેઓ હજી સુધી જીવતા છે એવાં સર્વના કરતાં મ્હને જ વધારે વિશ્વાસ છે; આમ હોવાથી બલભદ્રસિંહજીનો પત્તો લગાડવામાં મ્હારી બુદ્ધિ જેટલું કામ કરી શકે તેમ છે તેટલું કામ પિશાચપતિની બુદ્ધિ કરી શકે તેમ નથી. અફસોસ ! બે દિવસ પહેલાં મ્હને સ્વપ્ને પણ એવો વિચાર આવ્યો નહોતો કે મ્હારા મિત્ર બલભદ્રસિંહજી જીવતા હશે તથા મ્હારે જ તેમનો પત્તો મેળવવો પડશે !

વીરસિંહ:—આપની વાતપરથી એમ લાગે છે કે, પિશાચપતિનાં વચનોપર અમારા સર્વના કરતાં તમારો વિશેષ વિશ્વાસ બેઠો છે. જો એમ જ છે તો આ પ્રકાર આપને અથવા બીજા કોઇને પિશાચપતિએ જણાવેલો નહિ હોવાથી તે અપરાધી ગણાશે ?

ઇન્દ્રદેવ:—મહારાજ ! આ પ્રકારની પહેલાં પિશાચપતિને પણ ખાત્રી નહોતી. એ માટે તેના મનમાં શંકા હોવાથી પોતાની શંકા દૂર કરવાના જે પ્રયત્નો તેણે કર્યા એ પ્રયત્નોનું પરિણામ તેના હિતવિરુદ્ધ આવ્યું છે. એ વિશેના પ્રયત્નોએ એના શત્રુની ગરજ સારી છે. વળી જો પહેલાં કદાચ પિશાચપતિએ બલભદ્રસિંહજી જીવતા હોવાની હકીકત મ્હને કહી હોત તો હું તેની હકીકતપર વિશ્વાસ નહિ મૂકતાં તેને અસત્યવાદી જ ધારત !

વીરસિંહ:—ત્યારે તો પિશાચપતિના કહેવા ઉપરાંત બલભદ્રસિંહજી હયાત હોવાનું બીજું કાંઇ પ્રમાણ પણ આપને મળી આવેલું

હોવું જોઇએ, તથા પિશાચપતિએ લખેલા જે પત્રો વાંચી જોતાં તે અપરાધી જણાય છે એ માટે તે અપરાધી હોય એમ લાગતું નથી !

આ સમયે અધીરતાથી લક્ષ્મીદેવીએ પૂછ્યું:—"પિતાજી હયાત હોવા સંબંધીની હકીકત બીજા કોઇએ પણ આપને જણાવી છે કે શું ?"

ઇન્દ્રદેવ:—ના.

લક્ષ્મી:—ત્યારે પછી પિશાચપતિની જે હકીકત થોડા દિવસ પુર્વે આપ ખરી ન માનત તે વાતને હવે ખરી કેમ માનો છો ?

ઇન્દ્રદેવ:—પિશાચપતિએ મ્હને એમ કહ્યું છે કે, કૃષ્ણયક્ષે અત્રે એક કલમદાન રજૂ કરેલી હોઇ તેનાપર મીનાકારીની ત્રણ તસ્વીરો છે. એ કલમદાન જોવામાં આવતાં બનાવટી બલભદ્રસિંહના હોશકોશ ઉડી ગયા હતા. આટલી હકીકતપરથી જ બલભદ્રસિંહજી જીવતા હોવાની ખાત્રી થાય છે. એ કલમદાન કૃપાપૂર્વક મ્હને બતાવશો કે ?

લક્ષ્મીદેવી આ વખતે બોલી ઉઠી:—"મ્હારાં કાકીએ મ્હારા વિવાહ વખતે જે કલમદાન......"

લક્ષ્મીદેવી વિશેષ બોલી શકી નહિ. તેનું ગળું રુંધાઇ ગયું, તથા તે રુદન કરવા લાગી. આ સમય દરમ્યાન જ્યોતિસિંહે પોતાના વાટવામાંથી કલમદાન બ્હાર કાઢી ઇન્દ્રદેવના હાથમાં આપી. કલમદાનને જોઇને ઇન્દ્રદેવ બોલી ઉઠયો:—"પિશાચપતિએ જે કાંઇ કહ્યું છે તે સર્વથા સત્ય છે. અફસોસ ! કમબખ્તોએ છેતરવામાં કાંઇ કમી રાખી નથી ! ઠીક હવે ઇશ્વર જે કરે તે ખરું !"

લક્ષ્મી:—આ એ જ કલમદાન છે ને ?

ઇન્દ્રદેવ:—હા, તમે આને એ જ કમદાન સમજો.

આમ કહી ક્રોધે ભરાઇ ઇન્દ્રદેવ બોલી ઉઠયો:—"હવે હું સહન

કરી શકતો નથી; એક પણ ક્ષણ નકામી ગૂમાવવાનો મ્હારો વિચાર નથી. મહારાજ વીરસિંહજી ! મ્હારા કાર્યમાં આપ મ્હને મદદ કરી શકશો કે ? ”

વીરસિંહઃ—મ્હારાથી બની શકતી મદદ આપને કરવાને હું તૈયાર છું. હું જ્યારે મ્હારી નજર સમક્ષ બલભદ્રસિંહજીને સહિસલામત જોઇશ ત્યારે મ્હારા હર્ષનો પાર રહેશે નહિ.

ઇન્દ્રદેવઃ—આપ મ્હારાપર વિશ્વાસ રાખી શકશો ને ?

વીરસિંહઃ—હું ઇન્દ્રજીત અને આનન્દસિંહપર જેટલો વિશ્વાસ રાખી શકું તેમ છું તેટલો જ વિશ્વાસ આપના માટે પણ રાખી શકું છું.

ઇન્દ્રદેવઃ—ત્યારે મ્હારાં બન્ને સ્નેહીઓનું હવે હું સત્વર દર્શન કરી શકીશ એવી દૃઢ આશા મ્હારા મનમાં ઉત્પન્ન થઇ છે.

વીરસિંહે આશ્ચર્ય પામીને પૂછ્યુંઃ–“બીજું કોણ તમારું સ્નેહી છે?”

લક્ષ્મીદેવીએ ચમકી ઉઠીને કહ્યુંઃ—“ઓહ ! હું સમજી ગઇ ! ઇશ્વર ! આ શું ? શું મ્હારી વ્હાલામાં વ્હાલી ઇન્દિરાનું દર્શન પણ હું કરી શકીશ કે ? ”

ઇન્દ્રદેવઃ—હા, જો ઇશ્વરેચ્છા હશે તો તમારી આશા સફળ થશે.

વીરસિંહઃ—ઠીક, હવે કહો જોઇએ કે, તમારો વિચાર શો છે ?

ઇન્દ્રદેવઃ—હું બનાવટી બલભદ્રસિંહ, દારોગો તથા માયાવિનીને જોવાને ઇચ્છુંછું, તથા એ લોકોની સાથે ઇચ્છામાં આવે એવું વર્તન ચલાવવા દેવાની આપ મહાનુભાવ પાસે આજ્ઞા માગું છું. એ ત્રણમાંથી કદાચ કોઇને મ્હારે મ્હારી સાથે લઇ જવાની પણ જરૂર પડે તેમ છે.

ઇન્દ્રદેવનાં આ વચન સાંભળીને વીરસિંહે જ્યોતિસિંહ તરફ જોઇ સંકેતથી એવી રીતે તેનો અભિપ્રાય પૂછ્યો કે, આ પ્રકાર તેમના સિવાય અન્ય કોઇના જાણવામાં આવ્યો નહિ. જ્યોતિસિંહે પણ સંકે-

તદ્દારા જ પોતાનો અભિપ્રાય વીરસિંહને જણાવી દીધો એટલે વીર. સિંહે ઇન્દ્રદેવને ઉદ્દેશીને કહ્યું:—"એ ત્રણે ગુન્હેગારોએ લક્ષ્મીદેવીનું જ સર્વથી વિશેષ અનિષ્ટ કરેલું છે તથા લક્ષ્મીદેવીને હું મ્હારી પુત્રી તુલ્ય સમજું છું. આમ હોવાથી એ કેદીઓના વિષયમાં આપને જે કાંઇ પૂછવું હોય કિંવા રજા મેળવવી હોય તે લક્ષ્મીદેવી પાસેથી જ મેળવી લ્યો. એમાં અમને કોઇને બિલકુલ અડચણ નથી."

રાણા વીરસિંહજીનાં આ વાક્યો શ્રવણ કરી પ્રસન્નતાપૂર્વક લક્ષ્મીદેવીએ કહ્યું:—"મહારાણાજીની મ્હારાપર જ્યારે આટલી બધી કૃપા છે ત્યારે પછી એ ત્રણે કેદીઓ સાથે ઇચ્છામાં આવે એવું વર્તન ચલાવવાની તથા તેઓમાંથી ઇચ્છા હોય તેને સાથે લઇ જવાની હું મ્હારા કાકાશ્રીને રજા આપું છું."

આ વખતે વીરસિંહે ઇન્દ્રદેવ તરફ જોઇને પૂછ્યું:—"એ કેદીઓને અત્રે હાજર કરવાની આજ્ઞા કરું કે?"

ઇન્દ્રદેવઃ—એમને કયાં રાખવામાં આવ્યા છે?

વીરસિંહઃ—અહીંના તિલિસ્મી ભોંયરામાં.

ઇન્દ્રદેવે અલ્પકાળ સુધી સ્વગત કાંઇ વિચાર કરીને કહ્યું:—"હું જ ભોંયરામાં જઇને એ કેદીઓને મળું એ મ્હને ઠીક લાગે છે. તેમની સાથે વાતચિત કર્યા પછી જેની જરૂર જણાશે તેને હું મ્હારી સાથે લઇ જઇશ."

વીરસિંહઃ—જેવી આપની ઇચ્છા. જો કહેતા હો તો હું પણ આપની સાથે ભોંયરામાં આવું?

ઇન્દ્રદેવઃ—આપ મ્હારી સાથે જરૂર પધારો. જો અહીંના ભોંયરાનું રહસ્ય આપે બરાબર નહિ જોયું હોય તો તે હું આપને બતાવીશ. વળી લક્ષ્મીદેવી, માયાસુંદરી, પદ્માવતી વગેરે આપણી સાથે આવશે

તો પણ અડચણ નથી; કિન્તુ આ કાર્ય હું રાત્રે કરવાને ઇચ્છું છું. હમણાં તો માત્ર એટલી જ તપાસ કરવાની મ્હારી ઇચ્છા છે કે, પિશાચપતિએ મ્હને જે જે વાતો કહી છે તે ખરી છે કે નહિ ?!

વીરસિંહ:—ઠીક, આપ આપની ઇચ્છા હોય તેમ કરો.

પછી ઘણા સમય સુધી ઇન્દ્રદેવ, લક્ષ્મીદેવી, પદ્માવતી, માયા-સુંદરી, અલકકિશોરી, જ્યોતિસિંહ અને વીરસિંહ વગેરે વચ્ચે વાત-ચિત ચાલ્યા કરી. જે વાતો બની ગયેલી હતી તેની હકીકત ઇન્દ્રદેવે ઘણા જ ધ્યાનથી સાંભળી લીધી. પછી ભોજનનો સમય થવાથી બે ત્રણ કલાક માટે સર્વ એક બીજાંથી છૂટાં પડયાં. રાણા વીરસિંહ-જીની આજ્ઞાથી ઇન્દ્રદેવની ઘણી આગતા સ્વાગતા થઇ, તથા જ્યાં સુધી તે એકલો રહ્યો ત્યાં સુધી તેણે બલભદ્રસિંહ તથા કૃષ્ણયક્ષ વિશેના વિચારો જ કર્યા. સંધ્યા સમયે પાછાં સર્વ દિવાનખાનામાં એકઠાં થયાં અને વાતચિત ચાલવા લાગી. ઇન્દ્રદેવે રાણા વીરસિંહને પૂછ્યું:—"કૃષ્ણયક્ષની ખરી હકીકત આપના જાણવામાં આવી છે કે નહિ ? એણે પોતાનો પરિચય આપને આપ્યો છે કે ?"

વીરસિંહ:—પહેલાં તો તેણે પોતાની જાતને છુપાવવાનો ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ તેજસિંહે છુપી રીતે તેનો પીછો પકડીને તેનો પરિચય પ્રાપ્ત કરી લીધો. પછી કૃષ્ણયક્ષને જ્યારે એમ માલૂમ પડયું કે, તેની હકીકત તેજસિંહના જાણવામાં આવી ગઇ છે, ત્યારે તેણે તેજસિંહને વિવિધ પ્રકારે સમજાવી તેની પાસે એવી પ્રતિજ્ઞા કરાવી કે, મ્હારા, જ્યોતિસિંહના અને તેના સિવાય તેણે કૃષ્ણયક્ષની હકીકત કોઇને જણાવવી નહિ, તથા અમારા ત્રણ જણામાંથી કોઇએ પણ તેના ભેદને ખુલ્લો કરવો નહિ; છતાં મ્હને હવે એમ લાગે છે કે, આપનું કાર્ય સરળ થાય એ માટે આપને કૃષ્ણયક્ષનો ભેદ જાણવાની જરૂર છે;

પણ બીજી તરફથી અમે અમારી પ્રતિજ્ઞાનો ભંગ પણ કરી શકીએ તેમ નથી.

ઇન્દ્રદેવઃ—કૃષ્ણયક્ષનો ભેદ જાણવાની જો કે મ્હને ઘણી જ જરૂર છે; પરંતુ તે સાથે આપનામાંથી કોઇની પ્રતિજ્ઞા ભંગ થાય એ જોવાની મ્હારી બિલકુલ ઇચ્છા નથી. વળી કૃષ્ણયક્ષને હું એક વખત જોઇશ કે તરત જ હું તેને ઓળખી શકીશ એવી મ્હારી ખાત્રી છે

વીરસિંહઃ—આપનું કહેવું ખરું છે. હું પણ એમ જ ધારું છું.

ઇન્દ્રદેવઃ—ઠીક ત્યારે હવે આપણે પેલા કેદીઓની પાસે જવું જોઇએ.

વીરસિંહઃ—ચાલો, હું તૈયાર છું, જ્યોતિસિંહ, લક્ષ્મણસિંહ, લક્ષ્મીદેવી, પદ્માવતી અને માયાસુંદરી વગેરેને પણ સાથે રાખીશું ને ?

ઇન્દ્રદેવઃ—હા, એમને પણ આપણી સાથે રાખો તથા જ્યોતિષીજી અને તેજસિંહને પણ આપણી સાથે લઇ લ્યો.

રાણો વીરસિંહ ઉઠી ઉભો થયો, અને સર્વને સાથે લઇ ભોંયરા તરફ રવાના થયો. જગન્નાથ જ્યોતિષીજીને બોલાવી લાવવા માટે લક્ષ્મણસિંહને મોકલવામાં આવ્યો. વીરસિંહ સર્વની સાથે ભોંયરા પાસે જઇ પહોંચ્યો એવામાં જ્યોતિષીને સાથે લઇ લક્ષ્મણસિંહ પણ આવી પહોંચ્યો, તથા સર્વ સાથે ભોંયરાંમાં જવા લાગ્યાં. આ ભોંયરામાં જવાના માર્ગનું વર્ણન પહેલાં અમે કરી ચુકયા હોવાથી અત્રે એ વર્ણન ફરીથી કરવાની જરૂર રહેતી નથી.

સર્વે ભોંયરાના પેલા મંડપ પાસે જઇ પહોંચ્યાં કે જેની પાછલી બાજૂએ કેટલીક ઓરડીઓ આવેલી હતી. આ સમયે તેજસિંહ અને લક્ષ્મણસિંહે પોતાના હાથમાં સળગતી મશાલ રાખી હતી. એ મશાલોના પ્રકાશમાં ત્યાંની પ્રત્યેક વસ્તુ સ્પષ્ટતાથી જોઇ શકાતી હતી.

સઘળાં માણસો ઇન્દ્રદેવની પાછળ પાછળ એક ઓરડીમાં ગયાં. એમાં મુખ્યદ્વાર ઉપરાંત અંદરના ભાગમાં બીજું પણ એક દ્વાર હતું. સર્વે એ એ દ્વારમાં થઇને બીજા ખંડમાં ગયાં. એ ઠેકાણે વચ્ચેના ભાગમાં એક ચૉક હતો. એ ચૉકની ચોતરફ આવેલી ફરતી પરસાળમાં લોખંડના મજબૂત સળીઆનાં બારણાં વાળી કેટલીક ઓરડીઓ હતી; જેથી એ કારાગૃહ હોય એવો સ્વાભાવિક રીતે જ ભાસ થતો હતો. એ ઓરડીઓમાંની એકમાં દુષ્ટ દારોગો હતો, બીજીમાં બનાવટી બલભદ્રસિંહ હતો અને ત્રીજી ઓરડીમાં માયાવિની હતી. મશાલોના પ્રકાશમાં રાણો વીરસિંહ ત્યાં ઉપસ્થિત થયો એટલે કેદીઓ, પોતાની પાસે આવેલાં સઘળાં માણસો તરફ આશ્ચર્ય તેમ જ ભયયુક્ત દૃષ્ટિથી જોઇ રહ્યાં. અત્યાર સુધી ત્યાં પુષ્કળ અંધકાર હોવાથી તેઓ એક બીજાંનું મ્હોં સુદ્ધાં જોઇ શકતાં નહોતાં. દારોગાએ જ્યારે ઇન્દ્રદેવને સર્વની સાથે પોતાની પાસે ઉપસ્થિત થયેલો જોયો ત્યારે તેને એમ લાગ્યું કે, તેનો છુટકારો થશે અગર તો તેની અત્યારના કરતાં વિશેષ દુર્દશા થશે. ઇન્દ્રદેવ પ્રથમ માયાવિનીની ઓરડી પાસે ગયો તો તેણે તેના શરીરના સઘળા લોહીને ઉડી ગયેલું જોયું. પ્રત્યેક ક્ષણે તે કાળના–યમદૂતના ભીષણ સ્વરૂપનું દર્શન કરતી હોય–મૃત્યુ તેની દૃષ્ટિ પાસે તરવરતું હોય એમ તેની વર્તમાન સ્થિતિ જોતાં લાગતું હતું. માયાવિનીની સ્થિતિનું દર્શન કરી ઇન્દ્રદેવ બનાવટી બલભદ્રસિંહની ઓરડી પાસે ગયો, તથા તેને જોઇને બોલી ઉઠ્યો:–" મ્હારી બાલ્યાવસ્થાના અભિન્નહૃદય બંધુ બલભદ્રસિંહજી ! પ્રણામ છે. તમને કારાગૃહમાં આવી સ્થિતિમાં જોઇ સ્વાભાવિક રીતે જ મ્હને ઘણો ખેદ થાય છે. તમે એવો તે શો ગંભીર ગુન્હો કર્યો છે કે જેના પરિણામે કારાગૃહનું દારુણ દુઃખ ભોગવવાનો વખત તમારા શિરપર આવ્યો છે ?! "

આ વાક્યોના ઉત્તરમાં બલભદ્રસિંહે ગદ્દગદ કંઠે કહ્યું:—"હું તદ્દન નિરપરાધી છું. મ્હારી પુત્રીઓને મળી હું ઘણો જ આનંદિત થયો હતો; પરંતુ અફસોસ કે ન્યાયકાર્યની સમાપ્તિ થતાં પૂર્વે જ મહારાણીશ્રીએ મ્હને કેદ કર્યો છે !"

આ સમયે તેજસિંહ બોલી ઉઠયો:—"મહાશય ! મહારાજશ્રીએ આપને કેદ કર્યા નથી; પરંતુ આપ પોતે જ સ્વેચ્છાથી કારાગૃહનિવાસી થયા છો. આપને યથોચિત સત્કારમાં રાખવાની મહારાણીશ્રીએ કૃપાપૂર્વક આજ્ઞા કરી હતી; પરંતુ તપાસ પૂર્ણ થતાં પૂર્વે જ આપે પલાયન કરી જવાનો પ્રયત્ન કરેલો હોવાથી લાચારીથી આપને અત્રે રાખવાની જરૂર પડી છે."

"આજ ખરા બલભદ્રસિંહ હોઇ હું તેમને મ્હારી બાલ્યાવસ્થાથી ઓળખું છું. તેમની સાથે આવો નિષ્ઠુર વ્યવહાર નહિ ચલાવવાની મ્હારી પ્રાર્થના છે." ઇન્દ્રદેવે કહ્યું.

"બરાબર છે, હું જ ખરો બલભદ્રસિંહ છું. લક્ષ્મીદેવી અને હું પૂર્વે એક જ કારાગૃહમાં રહેલાં હોવા છતાં તે તેના આ દુર્ભાગી પિતાને પિછાની શકતી નથી કે ?" બલભદ્રસિંહ બોલી ઉઠયો.

"અરે ! લક્ષ્મીદેવીએ જ તમારી સાથે શત્રુતા કરી છે. એ એમ કહે છે કે, તમે ખરા બલભદ્રસિંહ નહિ; પરંતુ વિજયપાલસિંહ છો!" દાવકું મ્હોં રાખીને ઇન્દ્રદેવે કહ્યું.

ઇન્દ્રદેવના આ છેવટના શબ્દો સાંભળી બલભદ્રસિંહ ચમકી ઉઠયો. તેના મુખમંડળપર ભયની ભાવના છવાઇ ગઇ. ઇન્દ્રદેવ પોતાને વિશેષ દુ:ખી કરવાના ઉદ્દેશથી જ અત્રે આવ્યો છે એમ તે સમજી ગયો. કાંઇ વિચાર કરીને તે બોલ્યો:—"લક્ષ્મીદેવી તો નહિ; પરંતુ કદાચ તમે પોતે જ આમ કહેતા હશો !"

"ધારો કે, હું જ એમ કહું છું; હવે આ વાતનો તમે શો ઉત્તર આપો છો?" ઇન્દ્રદેવે કિંચિત્ કઠોર સ્વરે કહ્યું.

"તમે જે કાંઇ કહો છો તે તદ્દન ખોટું છે. વિજયપાલસિંહ કોણ છે તે સુદ્ધાં હું જાણતો નથી!" બલભદ્રસિંહે નકારમાં ઉત્તર આપ્યો.

"ઠીક તમે વિજયપાલસિંહ નહિ તો બાલાસિંહ છો!" ઇન્દ્રદેવે પ્રથમના જેવા સ્વરે કહ્યું.

આ વાક્ય સાંભળી બલભદ્ર તદ્દન ઝંખવાણો પડી ગયો તથા તેનો ભય ઘણો વધી ગયો. પોતાના મુખમાંથી તે એક શબ્દ પણ ઉચ્ચારી શકયો નહિ. આવો પ્રકાર જોઇ ઇન્દ્રદેવે જ્યોતિસિંહ તરફ જોઇને કહ્યું:—"શ્રીમાન્ જ્યોતિસિંહજી, દારોગા અને માયાવિનીને પણ આ ઓરડીમાં લાવવાની વ્યવસ્થા કરો. મ્હારાં વચનોની તેમના મનપર કેવી અસર થાય છે એ જાણવાની ઘણી જરૂર છે."

જ્યોતિસિંહને ઇન્દ્રદેવનો આ વિચાર વ્યાજબી લાગ્યો, તથા તે માયાવિની અને દારોગાને પણ બનાવટી બલભદ્રસિંહ પાસે લઇ આવ્યો. હવે ઇન્દ્રદેવે દારોગાને પૂછ્યું:—"તમારી પાસે જે કેદી હાજર છે તેનું નામ તમારે કહેવું પડશે!"

દારોગો:—હું એને ઓળખતો નથી. વળી એ પોતે જ જ્યારે એમ કહે છે કે તે બલભદ્રસિંહ છે ત્યારે પછી આપ મ્હને શા માટે એ સંબંધી પૂછો છો?

ઇન્દ્રદેવ:—ત્યારે તમે પણ બલભદ્રસિંહજીને ભૂલી ગયા કે શું? તેમની પુત્રીને બદલે રાણા ગોપાલસિંહજીની સાથે સુંદરને પરણાવવાની સઘળી ખટપટ કરનાર તમે જ છો.

ઇન્દ્રદેવનાં આ વાક્યો સાંભળી દારોગો બોલી ઉઠયો:—"એમને તો હું ઓળખું છું. તેઓ જ્યારે મ્હારે ત્યાં કેદમાં હતા ત્યારે તદ્દે

જ તેમને ઝેરનું પડીકું ખવડાવ્યું હતું. એ ઝેરની અસરથી જો કે તેઓ મૃત્યુ પામ્યા નથી; પરંતુ તેથી તેમના આખા શરીર તેમ જ મ્હોંપર ગરમી ફુટી નીકળી છે. આમ હોવાથી એમનું પ્રથમનું સ્વરૂપ એટલું બધું બદલાઇ ગયું છે કે, કોઇ તેમને ઓળખી જ શકે નહિ."

દારોગાનાં આવાં સર્વથા અસત્ય વચનો સાંભળી ઇન્દ્રદેવને ઘણો ક્રોધ ઉપજ્યો. ક્રોધ સાથે દાંત પીસીને તેણે કહ્યું:—"પાપના પુતળા! તું મ્હને પણ ત્હારા જેવો અધમ ઠરાવવાનો પ્રયત્ન કરે છે કે? છતાં તું એટલું ચોક્કસ યાદ રાખજે કે, ન્યાયપરાયણ મહારાણા વીરસિંહજીના તથા લક્ષ્મીદેવીના મનમાં મ્હારા માટે કોઇ પણ પ્રકારનો સંશય ઉપજે તેમ નથી જ. વળી તું જ્યારે ત્હારા પાપકર્મનો મ્હને ભાગીદાર બનાવવાનો તદ્દન ખોટો પ્રયત્ન કરે છે ત્યારે મ્હારે કહેવું જોઇએ કે, મ્હેં જ બલભદ્રસિંહજીને એક પ્રકારનું મૂલ્યવાન્ ઔષધ આપીને, ત્હારા તરફથી તેમને ખવડાવવામાં આવેલા ઝેરની અસર દૂર કરી હતી, અર્થાત્ તેમના જીવનનું રક્ષણ કર્યું હતું. જો બલભદ્રસિંહજીને ત્હેં બીજા કોઇ સ્થળે છુપાવી રાખ્યા ન હોત તો લક્ષ્મીદેવીની સાથે મ્હેં તેમને પણ છોડાવ્યા હોત. લક્ષ્મીદેવીને મ્હેં જ ત્હારી કેદમાંથી છોડાવ્યાં હતાં, તથા તું જાણી શકે નહિ એવી રીતે મ્હેં તેમને કેટલાંક વર્ષ સુધી મ્હારા નિવાસસ્થાનમાં રાખી એક પુત્રી તરીકે તેમનું પ્રતિપાલન કર્યું હતું. વળી મ્હારે લીધે જ લક્ષ્મીદેવી ત્હારાપરનું પોતાનું વૈર વાળવા જેટલું શક્તિસામર્થ્ય ધરાવે છે."

દારોગો આ વખતે બોલી ઉઠયો:—"પરંતુ એ શક્તિ હવે કાંઇ કામમાં આવવાની નથી."

ઇન્દ્રદેવ:—ત્યારે શું હજી પણ તને કોઇની મદદ મળશે એવી તું આશા રાખે છે? હજી સુધી ત્હારું જોર નરમ પડયું નથી કે?

દારોગોઃ—હું કાંઈ તમને તમારા પ્રશ્નોના ઉત્તરો આપવા બંધાયલો નથી.

દારોગાના આ શબ્દો સાંભળી ઇન્દ્રદેવ ક્રોધાતિશયથી અગ્નિશર્મા બની ગયો, તથા તેણે એ ઓરડીમાં જઇને દુષ્ટ દારોગાના ગાલપર એક એવો તો હસ્તપ્રહાર કર્યો કે જેથી તે ધરાશાયી થઇ ગયો. ત્યાર પછી બનાવટી બલભદ્રસિંહનાં વસ્ત્રો ઉતારી નાખી, પોતાની કમરપરથી ચામડાની ચાબૂક હાથમાં લઇ તેના બરડાપર ચોદમા રત્નની એટલી બધી પ્રસાદી ચખાડી દીધી કે તે અધમુઆ જેવો થઇ ગયો. તેના અંગપર ચાબૂકના પ્રહાર કરતાં કરતાં ઇન્દ્રદેવે પૂછ્યુંઃ—"બદમાશ! કહે જોઇએ કે તું વિજયપાલસિંહ છે કે નહિ તથા મ્હારી ઇન્દિરા ક્યાં છે?"

આ પ્રશ્નોના ઉત્તરમાં બલભદ્રસિંહ કાંઇ બોલી શક્યો નહિ. પ્રહારની દારુણ વેદનાથી તે કારમી બૂમો પાડયા કરતો હતો. એવામાં એકાએક ઉપરની છતમાંથી એવો ગંભીર અવાજ સંભળાયો કે, "સાવધાન—સાવધાન!"

આ અવાજ સાંભળી ઇન્દ્રદેવ બનાવટી બલભદ્રસિંહને મારતો અટકી ગયો તથા તે તેમજ વીરસિંહ વગેરે સર્વ આશ્ચર્યચકિત બની ગયાં. ઇન્દ્રદેવ ઓરડીની બ્હાર નીકળી ઉપરની છત તરફ જોવા લાગ્યો, તો ત્યાં એક માણસનું મસ્તક જઇ શકે એવડું કાણું તેના જોવામાં આવ્યું. આ અવાજ એ કાણામાંથી આવ્યો હશે એમ જ સર્વને લાગ્યું. અલ્પકાળ સુધી રાહ જોવા છતાં પુનઃ કોઇ પણ પ્રકારનો અવાજ સાંભળવામાં નહિ આવ્યાથી ઇન્દ્રદેવે ઉચ્ચસ્વરે પૂછ્યુંઃ—"કોણ છે?"

"હું!" ઉત્તર મળ્યો.

" હું એટલે કોણુ ? " ઇન્દ્રદેવે પૂછ્યું.

" એક છુપો મદદગાર. શત્રુઓ આવી પહોંચશે તો તમે સર્વ ફસાઇ પડશો એટલા માટે હું તમને સાવધાન કરવાને આવ્યો છું !" ઉત્તર મળ્યો.

" તમે અમારા મદદગાર છો એમ અમે કેવી રીતે માની શકીએ ?"

" દિલગીર છું કે, હમણાં હું તમને મ્હારી ઓળખાણુ આપી શકું તેમ નથી; છતાં હું જે કાંઇ કહું છું તે ખરું છે એવી ખાત્રી કરી આપી શકું તેમ છું. જો તમે તપાસ કરી જોશો તો ભોંયરા-માંથી બ્હાર નીકળવાનું દ્વાર બંધ થઇ ગયેલું તમારા જોવામાં આવશે. આમ હોવાથી તમે હવે આ ભોંયરામાંથી બ્હાર નીકળી શકશો નહિ!"

આ હકીકત સાંભળી સર્વે વિસ્મિત તેમ જ ભયભીત બની જઇ એક બીજાનાં મ્હોં તરફ જોવા લાગ્યાં. જ્યોતિસિંહે લક્ષ્મણુસિંહ તથા તેજસિંહ તરફ અર્થસૂચક દૃષ્ટિ કરી, એટલે તેઓ ભોંયરાનું દ્વાર બંધ થઇ ગયેલું છે કે કેમ તેની તપાસ કરવાને ચાલ્યા ગયા. ઇન્દ્રદેવે પુનઃ છત તરફ જોઇને પૂછ્યું:–" ત્યારે અમને સર્વને આવી રીતે ભોંયરામાં સપડાવવાનો પ્રયત્ન કરનાર કોણુ છે તે આપ કહી શકશો કે ? "

" હા, પદ્માવતીના અજાયબ ઘરમાંથી પલાયન કરી ગયેલાં કનક-સિંહ, માધવી તેમજ મનોરમા અને તેમની ત્રણેની મદદથી છૂટા થઇ શકેલા દિગ્વિજયસિંહના પુત્ર કલ્યાણુસિંહે મળી તમને અત્રે સપડાવ્યાં છે. દિગ્વિજયસિંહ ભોંયરાનો જેટલો ભેદ જાણુતા હતો તેટલો જ ભેદ તેનો પુત્ર કલ્યાણુસિંહ જાણે છે."

" એને તો રામગઢમાં કેદ કરી રાખવામાં આવ્યો હતો ! " ઇન્દ્રદેવે કહ્યું.

"એ કેદમાં હતો તે ખરું છે; પરંતુ મ્હારા જણાવ્યા પ્રમાણે તમારા દુશ્મનોએ તેને છોડાવ્યો છે."

"ત્યારે એ લોકો અમને સર્વને નુકસાન પહોંચાડી શકશે કે ?"

અવાજઃ—એ તો તમે જાણો. મ્હેં તમને સર્વને સાવધાન કરી દીધાં છે. હવે તમે ગમે તે રીતે તમારું રક્ષણ કરો.

ઇન્દ્રદેવઃ—એ ચાર શત્રુઓ સાથે બીજું કોઇ છે કે ?

અવાજઃ—હા, તેમની સાથે લગભગ એક હજારની સંખ્યાનું લશ્કર છે. એ લશ્કર આ ભોંયરાના જ કોઇ ગુપ્ત રસ્તેથી પ્રવેશ કરી કિલ્લામાં પોતાના અધિકારની સ્થાપના કરવાની ઇચ્છા રાખે છે.

ઇન્દ્રદેવઃ—એમને આટલી બધી મદદ ક્યાંથી મળી ?

અવાજઃ—એનું કારણ આ દુષ્ટાચારિણી માયાવિની જ છે.

ઇન્દ્રદેવઃ—શું તમે પણ એ લોકોની સાથે છો ?

અવાજઃ—ના.

ઇન્દ્રદેવઃ—ત્યારે તમે કોણ છો ?

અવાજઃ—એક વખત તો કહી ચુકયો કે, હું તમારો મદદગાર છું.

ઇન્દ્રદેવઃ—જ્યારે તમે અમારા મદદગાર છો ત્યારે પછી અમને મદદ કરી શકશો ?

અવાજઃ—ના.

ઇન્દ્રદેવઃ—કારણ ?

અવાજઃ—હમણાં હું તમને મદદ કરી શકું એવી સ્થિતિમાં નથી; તેથી લાચાર છું.

ઇન્દ્રદેવ—ત્યારે અમને અહીં રાખીને તમે એકલા જ ભોંયરાની બ્હાર નીકળી પડશો કે ?

અવાજઃ—ના, રસ્તો બંધ થઇ ગયેલો છે.

ઇન્દ્રદેવઃ—તમારું નામ તમે કેમ જણાવતા નથી ?

અવાજ:—નામ જણાવવું નકામું છે માટે.

ઇન્દ્રદેવઃ—ત્યારે તમે અમારી પાસે પણ નહિ આવો કે ?

અવાજઃ—ના, આવી શકવાનો માર્ગ નથી.

ઇન્દ્રદેવ:—તમે અહીંથી બ્હાર પણ નહિ જઇ શકો કે ?

આ પ્રશ્નનો કાંઇ ઉત્તર મળ્યો નહિ. ઇન્દ્રદેવે ફરીથી પૂછ્યું; પરંતુ ઉત્તર ન જ મળ્યો. એવામાં એ છતપર એક સાથે લગભગ પચાસેક માણુસો ધમપછાડા કરતા હોય એવો અવાજ સંભળાયો. આ સમયે ઇન્દ્રદેવે રાણા વીરસિંહને કહ્યું:—“ એ માણુસે જે કાંઇ કહ્યું છે તે તદ્દન ખરું હોય એમ જ હવે મ્હને લાગે છે. આ છતપરના ખંડમાં શત્રુઓ આવી પહોંચ્યા હોય તો એ બનવા જેવું છે. મ્હને લાગે છે કે, આ શત્રુઓના જ ધમપછાડાનો જ અવાજ સંભળાય છે! ”

રાણો વીરસિંહ ઇન્દ્રદેવનાં વચનો સાંભળી કાંઇ કહેવા જતો હતો એવામાં છતમાંના પેલા કાણુમાંથી કેટલાક માણુસોની વાતચિત થતી સંભળાઇ. ઘણા માણુસો એક બીજાની સાથે એવી વાતચિત કરી રહ્યા હતા કે:—

‘ ક્યાં છે ? કોઇ નથી દેખાતું ! જરૂર છે. આ રહ્યા—પકડો—પકડો ! શું તું અમને પકડીશ ? શા માટે ન પકડું ? હવે તું બચીને ક્યાં જઇ શકે તેમ છે ? ઠીક જોઉં છું કે, તું મ્હને શું કરી શકે તેમ છે ? ! ’ આવાં વિવિધ વચનો ઇન્દ્રદેવ, વીરસિંહ વગેરેના સાંભળવામાં આવ્યાં. પછીથી પેલા કાણુમાંથી વિજળીના જેવો પ્રકાશ જોવામાં આવ્યો. એ સમયે ‘ હાય હાય મરી ગયા રે ! આતો ભૂત છે—પ્રેત છે—પિશાચ છે—યક્ષ છે—અગ્નિદેવ છે—બળી ગયા રે ! મરી ગયા રે !’ એવા કરુણાજનક આર્ત્તનાદ સાંભળવામાં આવ્યા. આવો ભયજનક પ્રકાર

જોઇ બીચારી માયાસુંદરી અને બંસરીબાલાનું કોમળ કાળજું કંપવા લાગ્યું. તેઓ થરથર કંપવા લાગી. રાણા વીરસિંહ, જ્યોતિસિંહ વગેરે પણ આ આકસ્મિક બનેલા અદ્દભુત બનાવથી ગભરાઇ જઇ હવે શું કરવું એ વિશે ચિંતા કરવા લાગ્યા. ઇન્દ્રદેવે કહ્યું:–"શત્રુઓના આવી પહોંચવા માટે હવે સહજ પણ શંકા જેવું નથી."

વીરસિંહઃ—તેથી શી ચિંતા છે? યુદ્ધનો ભય અમે રાખતા નથી. આ ભોયરામાં ફસાઇ પડીને જીવનનો ત્યાગ ન કરવો પડે એ જ અમારી ચિંતા છે. ભોંયરાનું દ્વાર બંધ થઇ ગયાની ખબર આપણે સાંભળી છે. વળી શત્રુઓ આપણી પાસે આવે તો તો બહુ સારું થાય; કેમ કે, જે રસ્તેથી તેઓ અંદર આવશે તે જ રસ્તેથી આપણે બહાર નીકળી પડીશું.

બરાબર આ સમયે લક્ષ્મણસિંહે તથા તેજસિંહે પાછા આવીને ભોંયરાનો દરવાજો બંધ થઇ ગયાના સમાચાર સંભળાવ્યા તથા તે સાથે કિલ્લાની બ્હાર નીકળવાનો દરવાજો પણ બંધ થઇ ગયો છે એમ તેમણે કહ્યું. જ્યોતિસિંહે કહ્યું:—"ચિંતા નહિ, હવે તો શત્રુઓ આપણી પાસે આવે એ જ ઉત્તમ છે."

ઇન્દ્રદેવઃ—પાછું એમ ન બને કે, આપણે દુશ્મનો સાથે લડવા રોકાઇએ અને એ સમયનો લાભ લઇ તેમના સિપાહીઓ આપણાં ત્રણે કેદીઓને છોડાવી ન જાય! મ્હારી નમ્ર માન્યતા એવી છે કે, પ્રથમ આપણે ત્રણે કેદીઓનો બંદોબસ્ત કરવો જોઇએ, તથા તે કરતાં પણ વિશેષ જરૂરનું કાર્ય માયાસુંદરી, બંસરીબાલા, લક્ષ્મીદેવી વગેરેને નિર્ભય બનાવવાનું છે.

આ સમયે પદ્માવતીએ કહ્યું:—"મ્હારા સિવાય અન્ય સર્વેની ચિંતા આપ કરજો; કેમ કે મ્હારી પાસે તિલિસ્મી ખંજર હોવાથી

હું છુપાઇ રહેવું પસંદ કરતી નથી. હું મ્હારા ખંજરની મદદથી શત્રુઓ સાથે લડવાનું સામર્થ્ય તેમ જ વિશ્વાસ ધરાવું છું."

વીરસિંહઃ—ના ના—જ્યાં સુધી અમે હાજર છીએ ત્યાં સુધી તમારે કોઇને શત્રુઓ વિરુદ્ધ યુદ્ધ કરવાની જરૂર નથી.

ઇન્દ્રદેવઃ—મહારાજ! એ માટે આપ તદ્દન નિશ્ચિંત રહો. ઘણાં વર્ષ સુધી પરિશ્રમ કરીને મ્હેં તેમને જે શિક્ષણ આપ્યું છે એ શિક્ષણનો ઉપયોગ થયેલો જોવાની જ મ્હારી ઇચ્છા છે. ઠીક, જુઓ, હવે હું સર્વનો યથોચિત બંદોબસ્ત કરું છું.

આમ કહીને ઇન્દ્રદેવે બહુરૂપીઓની તરફ જોયું, તથા કહ્યુંઃ–
"આ કેદીઓની આંખોપર ઝડપથી પાટા બાંધી દ્યો."

ઇન્દ્રદેવની સૂચનાનુસાર તરત જ તેજસિંહ, તારાસિંહ અને લક્ષ્મણસિંહે કેદીઓની ઓરડીમાં પ્રવેશ કરી તેમની આંખોપર પાટા બાંધી દીધા.

પછીથી છત સાથે લટકતી લોઢાની કડીઓ તરફ ઇન્દ્રદેવે જોયું. એ કડીઓમાંનું એક કડુ કૂદકો મારીને ઇન્દ્રદેવે પકડી લીધું, તથા તેની સાથે લટકી રહીને તેણે તેને ત્રણ ચાર આંચકા માર્યા, તેથી એ કડું નીચે ખેંચાઇ આવ્યું, તથા ઇંદ્રદેવના પગ જમીનને અટકી શક્યા. એ કડું લોઢાની એક સાંકળ સાથે બંધાયલું હતું. કડાને ખેંચતા તે છેક નીચે આવ્યું તથા સાંકળ ખેંચાવાથી એક ઓરડીનું દ્વાર ઉપર ચઢી ગયું. જેવી રીતે પુલનો તખ્તો સાંકળ ખેંચવાથી ઉપર ચઢી જાય છે તેવી જ રીતે એ દ્વાર ઉપર ચઢી ગયું. એ ઓરડીમાં પદ્માવતી સિવાય સર્વને પૂરી દેવામાં આવી. પછીથી ઇન્દ્રદેવે પોતાના હાથમાંથી કડું છોડી દીધું એટલે ઓરડીનું દ્વાર બંધ થઇ ગયું, અને પેલું કડું છત સાથે એવી રીતે લાગી ગયું

કે, જાણે તે કોઇ વસ્તુ ભરવવા માટે જ રાખવામા આવ્યું હોય !

પછીથી ઇન્દ્રદેવે ત્રણે કેદીઓને બીજા ગુપ્ત સ્થળે લઇ જઇને કેદ કરી રાખવાનો વિચાર કર્યો; પરંતુ એમ કરવાનો સમય મળ્યો નહિ; કેમ કે બરાબર આ સમયે જ પાછો 'સાવધાન–સાવધાન !' અવાજ સંભળાયો, તથા કેદખાનાની ઓરડી બ્હાર ઘણા માણસોનો પદધ્વનિ થતો હોય એવો ભાસ થયો. આથી આપણા બહાદુરો પદ્માવતીની સાથે બ્હાર નીકળી આવ્યા. રાણા વીરસિંહ અને જ્યોતિસિંહે પોતાની તેજસ્વી તલ્વાર મ્યાન બ્હાર ખેંચી કાઢી. પદ્માવતી પોતાના હાથમાં તિલિસ્મી ખંજર લઇને તૈયાર થઈ ગઇ. બહુરૂપીઓ પણ પોતપોતાના હથિયારોનો ઉપયોગ કરવા તત્પર થયા. ઇન્દ્રદેવે પોતાની પાસેના વાટવામાંથી ચાર ન્હાના દડા બ્હાર કાઢીને હાથમાં રાખ્યા.

રાણો વીરસિંહ, તેના બહુરૂપીઓ તથા ઇન્દ્રદેવનો એવો વિશ્વાસ થઇ ગયો હતો કે, પેલા ગૅબી મદદગારે જે કાંઇ કહ્યું હતું તે તદ્દન ખરું હોવું જોઇએ; કનકસિંહ, માધવી અને મનોરમાની સાથે દગાબાજ દિગ્વિજયસિંહનો પુત્ર કલ્યાણસિંહ પણ આ વખતે ભોંયરામાં ઉપસ્થિત થશે. આથી વીરસિંહ, ઇન્દ્રદેવ વગેરેએ બીજા કોઇને કદાચ ન પકડી શકાય તો પણ કનકસિંહ અને કલ્યાણસિંહને તો જરૂર પકડવાનો પોતાના મનમાં નિશ્ચય કરી રાખ્યો હતો; પરંતુ એ લોકો પોતાનો નિશ્ચય સફળ કરી શકયા નહિ; કેમ કે તેઓ ઓરડીની બ્હાર નીકળ્યા તે સમયે તેમના ઉપર જે લોકોએ હુમલો કર્યો તેમણે સર્વેએ પોતાનાં મ્હોં બુરખામાં છુપાવી રાખેલાં હતાં. આમ હોવાથી કનકસિંહ તેમ જ કલ્યાણસિંહને ઓળખી શકવાનું કાર્ય મુશ્કેલ થઇ પડયું. ઇન્દ્રદેવે જલ્દીથી પદ્માવતીને કહ્યું:—" તમે અમારી પછવાડે આ દરવાજામાં ઉભાં રહો. જો કોઇ તમારા ઉપર હુમલો કરી કેદખાનામાં જવાનો

પ્રયત્ન કરે, તો તમે તમારા તિલિસ્મી ખંજરથી તેના ઉપર આક્રમણ કરજો.” પદ્માવતીએ ઇન્દ્રદેવના ઉપદેશ પ્રમાણે જ કર્યું.

જ્યારે આપણા બહાદુર લોકો કેદખાનાવાળી ઓરડીમાંથી બ્હાર નીકળ્યા ત્યારે તેમણે સેંકડો બુરખાવાળા શત્રુઓને હાથમાં નગ્ન સમશેરો લઇને ‘મારો મારો’ના અવાજ સાથે પોતાના ઉપર હુમલો કરવાને આવતા જોયા. જોતજોતાંમાં તેઓ પાસે આવી પહોંચીને તલ્વારો ફેરવવા લાગ્યા. આપણા બહાદુરો સંખ્યામાં જો કે થોડા હતા; છતાં તેઓ ઘણી બહાદુરીથી શત્રુઓ વિરુદ્ધ લઢવા લાગ્યા. લક્ષ્મણસિંહ અને તેજસિંહે પણ હાથમાંની મશાલો નીચે ફેંકી દઇ યુદ્ધ કરવા માંડયું; કેમ કે શત્રુઓ પાસે ઘણી મશાલો હતી.

દુશ્મનોએ જીવપર આવીને લઢાઇ કરી તથા તેમણે રાણા વીરસિંહ વગેરેને કેદ કરવાનો ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ તેમનો પ્રયત્ન વૃથા થઇ પડયો. રાણા વીરસિંહ તથા તેના બહુરૂપીઓએ એટલી બધી બહાદુરી બતાવી કે, ઘણા શત્રુઓને તેમણે જમીનદોસ્ત કરી નાખ્યા. ઇન્દ્રદેવે પોતાની પાસેના ચાર દડાઓથી અદ્દ્ભુત તમાશો બતાવ્યો. એ દડામાંનો એકેક તેણે થોડા થોડા સમયના અંતરે શત્રુઓની વચ્ચે ફેંક્યો. એ દડાઓએ જમીન સાથે પછડાઇ એવો અગ્નિ ઉત્પન્ન કર્યો કે ઘણા શત્રુઓ તેનાથી દાઝયા અને લઢવા માટે નકામા થઇ ગયા. દુશ્મનોએ જ્યારે પોતાના ઘણા માણસોને માર્યા ગયેલા જોયા ત્યારે નિરુપાયે તેઓ નાસી જવાની ચિંતા કરવા લાગ્યા; પરંતુ ત્યાંથી નાસી જવાય એમ નહોતું. નાસી જવાનો માર્ગ શત્રુઓને માલૂમ નહોતો. કલ્યાણસિંહ જે રસ્તેથી તેમને સર્વને ભોંયરામાં લઇ આવ્યો હતો તેને જો તેણે બંધ ન કરી દીધો હોત તો પણ શત્રુઓ એ ભેદી રસ્તાને શોધી કાઢી ભોંયરામાંથી બ્હાર જઇ શકે તેમ નહોતા.

અડધી ઘડી કરતાં વધારે વખત સુધી મૃત્યુનું બજાર ગરમ રહ્યું. દુશ્મનો માર્યા જતા હતા અને આપણા બહુરૂપીઓ તેમના સરદારોને કેદ પકડવાની ચિંતા કર્યા કરતા હતા. એવામાં એકાએક ભોંયરાના ઉપરના ભાગમાંથી કોઇ અબળાનો આર્ત્તનાદ સંભળાયો. સર્વનું ધ્યાન એ તરફ ખેંચાયું. જ્યોતિસિંહે એ આર્ત્તનાદને ધ્યાનથી સાંભળી વ્યાકુળ કંઠે કહ્યું;—" આ તો માયાસુંદરીનો અવાજ હોય એમ લાગે છે ! એ અવાજ એમ જણાવતો હતો કે, " અરેરે ! કોઇ મ્હારું રક્ષણ કરો—હવે મ્હારો જીવ બચશે નહિ ! "

રાણો વીરસિંહ વગેરે આ અવાજ સાંભળી ગભરાઇ ગયા, એવામાં પ્રથમથી સાવધાન કરનાર પેલા ગૅબી મદદગારનો અવાજ સંભળાયો કે, " સાવધાન ! હોશિયાર ! જુઓ, આ ચાણ્ડાલો બીચારી માયાસુંદરીને પકડીને લઇ જાય છે. અરેરે ! બીચારી માયાસુંદરી ફરીથી તેના દુષ્ટ પિતાના પંઝામાં ફસાઇ પડી ! ! ઇન્દ્રદેવ ! ઇન્દ્રદેવ ! તમે માયાસુંદરીને બચાવો. ઉભો રહે બદમાશ ! પ્રથમ મ્હારા હાથનો સપાટો તો જો ! ! ! "

આ અવાજ સાંભળી રાણો વીરસિંહ, જ્યોતિસિંહ, ઇન્દ્રદેવ અને તેમના સાથીદારો કિંકર્ત્તવ્યવિમૂઢ બની ગયા. તેઓ ગભરાઇને ચોતરફ જોતા હવે શું કરવું અને કેવી રીતે માયાસુંદરીનો બચાવ કરવો એ વિશે ચિંતા કરવા લાગ્યા.



# પ્રકરણ ૧૯ મું.

## પિશાચપતિ અને સરયુસિંહ.

અમે ઉપર લખી ચુકયા છીએ કે, ઇન્દ્રદેવે પિશાચપતિને પોતાના મકાનની બ્હાર જવા દીધો નહોતો. પિશાચપતિના નિવાસની સર્વ પ્રકારની ઉત્તમ સગવડ કરી આપવાની પોતાના માણસોને આજ્ઞા કરીને જ તે શ્યામગઢ આવવા નીકળી પડયો હતો.

જો કે પિશાચપતિને ઇન્દ્રદેવના મકાનમાં રોકાઈ રહેવું પડયું; પરંતુ સમય તથા આવશ્યકતાએ તેને ચુપકીદીથી બેસી રહેવા દીધો નહિ. એક એવો આકસ્મિક બનાવ બન્યો કે જેથી તેને બ્હાર નીકળવાનો વખત મળ્યો.

ઇન્દ્રદેવ શ્યામગઢ તરફ રવાના થઇ ગયો તેના બીજા દિવસે મધ્યાન્હકાળે સરયુસિંહ નામનો ઇન્દ્રદેવનો વિશ્વાસપાત્ર બહુરૂપી પિશાચપતિ પાસે આવ્યો, તથા તેણે કહ્યું:—“પિશાચપતિ! તમે ગુપચુપ બેસી રહીને શો વિચાર કર્યા કરો છો?”

પિશાચઃ—હું મ્હારા ભાગ્યપર અફસોસ કરૂં છું, તેમજ દુનિયામાં માણસે કેવી રીતે રહેવું જોઇએ એ વિશે પણ વિચાર કરું છું.

સરયુઃ—શું તમે તમને પોતાને દુર્ભાગી સમજો છો?

પિશાચઃ—હા, રાણા વીરસિંહજીનું કામકાજ આજકાલ કરતાં ઘણા વર્ષથી હું કેટલી બધી પ્રામાણિકતાથી કરું છું એ તમે જાણતા નથી કે શું? હવે મ્હારી એ પ્રામાણિકતાનો આજકાલ મ્હને કેવો બદલો મળે છે એ વાત કોઇ તમારાથી અજાણી નથી!

સરયુસિંહે પિશાચપતિની પાસે બેસીને કહ્યું:—"પિશાચપતિ! હું સઘળું જાણું છું; છતાં ફરીથી મ્હારે એમ કહેવું પડે છે કે, માણુસે કદાપિ નિરાશ થવું જોઇએ નહિ. અસત્કાર્યો તરફ મનને નહિ જવા દેતાં તેણે સત્કાર્યો કરવામાં જ પોતાના આયુષ્યનો સમય પસાર કરવો જોઇએ. સન્માર્ગે ચાલનાર કિંવા સત્કાર્યો કરનાર વિશ્વસંસારમાં અવશ્ય સુખી થાય છે. કોઇનું પણ હિત સાધવા જતાં જો કદાચ અનેક સંકટો સહન કરવાં પડે તો તેથી માણુસે નિરાશ થવું ઉચિત નથી. આજકાલ તમારે જે દુઃખ ભોગવવું પડે છે તેથી તમે હતાશ ન બની જાઓ. તમે ફળની સાથે ભળાઇ અપેક્ષા રાખ્યા સિવાય રાણા વીરસિંહજી તથા તેમના પ્રામાણિક માણુસોની સાથે ભલાઇ રાખવાનો જ પ્રયત્ન કરો. તમે એક બાહોશ બહુરૂપી છો; છતાં બે ચાર દુષ્ટોનાં કારસ્થાનો અને કપટજાળથી આવી પડતાં સંકટોથી અસ્થિર બની જાઓ છો એ આશ્ચર્યનો વિષય છે!"

પિશાચ:—ના ના ભાઇ—હું એકદમ એમ નિરાશ બની જાઉં એવો નથી. હું માત્ર વખતની વિચિત્રતા માટે અફસોસ કરું છું. જો કે મ્હારાથી એક બે ખોટાં કાર્યો થયેલાં છે તથા તેનો બદલો સુદ્ધાં મ્હને મળી ચુકયો છે છતાં મ્હારું મ્હને હજી સુધી મ્હને એમ જ કહે છે કે, 'ત્હારા કપાળમાં લાગેલું કલંક દૂર થયું નથી તેથી તું સત્કાર્યમાં જ ત્હારી મતિગતિ અને પ્રવૃત્તિ રાખ.'

સરયુ:—હું માત્ર તમને જ નહિ પરંતુ તમારા મનને સુદ્ધાં ઘણી સારી રીતે જાણુંછું. વળી જે સંકટો તમારાપર આવી પડેલાં છે તેની હકીકત સુદ્ધાં મ્હારી જાણમાં છે. જો કે, હું એક એવા સરદારનો બહુરૂપી છું કે, જેઓ કોઇના સારા ખોટા સાથે સંબંધ રાખતા નથી તથા આ સ્થાનનું દર્શન કરનાર એમ કહી શકે તેમ છે કે એ દુનિ-

યાના પર્દાની બ્હાર રહે છે; એમ છતાં વિશેષ કામ નહિ હોવાથી હું વિવિધ સ્થળે ફર્યા કરું છું તથા પ્રસિદ્ધ બહુરૂપીઓના કાર્યવ્યવસાયની માહિતી મેળવું છું. આમ હોવાથી તમારાપર જે આરોપો મૂકવામાં આવ્યા છે એ આરોપો વિશેને થોડો ઘણો ભેદ હું જાણું છું.

પિશાચપતિએ આશ્ચર્ય પામીને પૂછ્યું:-"એ ભેદ તમે જાણો છો ?!"

સરયુસિંહે ઉત્તરમાં કહ્યું:-" સંપૂર્ણ ભેદ જાણતો નથી. થોડો ઘણો જાણું છું."

પિશાચ:-જ્યારે એમ છે ત્યારે પછી તમે મ્હને શા માટે તમારાથી બની શકતી મદદ નથી કરતા ? તમે મ્હને આ સંકટમાંથી બચાવવાનો પ્રયત્ન કેમ કરતા નથી ? શું બાલ્યાવસ્થાના આપણા સ્નેહસંબંધનું તમારા મનમાંથી વિસ્મરણ થઇ ગયું છે ?

સરયુ:—ના ના-તમે આવી ખોટી કલ્પના ન કરો. હું તમને જરૂર મદદ કરીશ. હું સારી રીતે જાણું છું કે, અત્યાર સૂધી કોઇની મદદ મેળવવાની તમને જરૂર પડી નહોતી, અને હવે જ્યારે એ જરૂર ઉપસ્થિત થઇ છે ત્યારે પછી હું તમને મ્હારાથી બની શકતી મદદ કરવાને તૈયાર છું.

પિશાચ:—જો એમ જ હોય તો મ્હારે ખુશી થવું જોઇએ; પરંતુ અફસોસનો વિષય એ છે કે, જ્યાં સુધી તમારા માલિક શ્રીમાન્ ઇન્દ્રદેવજી શ્યામગઢથી અત્રે પાછા નહિ આવે ત્યાં સૂધી આપણે કાંઇ કરી શકીશું નહિ.

સરયુ:—કેમ કાંઇ નહિ કરી શકીએ ?

પિશાચ:—એટલા જ માટે કે, તમારા માલિક મ્હને અહીં કેદ કરી ગયા છે. આ સ્થિતિને હું કેદની સ્થિતિ જ સમજું છું. અહીંથી બ્હાર નીકળવાની પણ આજ્ઞા નથી !

સરયુ:—એ માટે તમે ચિંતા કરશો નહિ. જો જરૂર આવી પડશે તો હું જ તમને આ મકાનની બ્હાર લઇ જઇશ.

પિશાચપતિએ અત્યંત પ્રસન્ન બની જઇને પુછ્યું:-"ઇશ્વર! તને ધન્ય છે! ત્હારી કળા અકળ છે. સુંદર અને સુગંધિત પુષ્પો-વાળી આશાલતાએ હવે મ્હને ઘેરી લીધો છે. ભાઇ સરયુસિંહ! કહો જોઇએ કે, હવે મ્હારે કરવું શું?"

સરયુ:—સર્વથી પ્રથમ તમારે મનોરમાને કબ્જે કરવી જોઇએ.

પિશાચપતિએ થોડા સમય સુધી સ્વગત કાંઇ વિચાર કરીને કહ્યું:-"તમે બરાબર કહો છો. એક વખતે મ્હારા મનમાં પણ એવી ઇચ્છા થઈ આવી હતી; પરંતુ તમે એ વાત નથી જાણતા કે, કનકસિંહ, મનોરમા અને......"

સરયુસિંહ વચ્ચે જ બોલી ઉઠયો:—"હુ સારી રીતે જાણું છું કે, કનકસિંહ, માધવી અને મનોરમાને પદ્માવતીની કેદમાંથી પલાયન કરી જવાનો સુયોગ મળ્યો છે તથા તેઓ પલાયન કરી ગયાં છે."

પિશાચ:—ત્યારે હવે?

સરયુ:—આજે વળી મ્હારા જાણવામાં એવા સમાચાર આવ્યા છે કે, જે આશ્ચર્ય તેમજ ઉત્કંઠાથી ભરેલા છે; એ સમાચાર આપણને ચુપકીદીથી બેસી રહેવાદે તેમ નથી.

પિશાચ:—એવા શા સમાચાર જાણવામાં આવ્યા છે?

સરયુ:—એ જ કે, કમબખ્ત માયાવિનીની મદદ મેળવીને કનકસિંહ, માધવી અને મનોરમાએ પોતાની શક્તિ ઘણી વધારી દીધી છે, તથા સર્વથી પહેલું કાર્ય તેમણે એ કર્યું છે કે, તેમણે રાણા દિગ્વિજયસિંહના પુત્ર કલ્યાણસિંહને કેદમાંથી છોડાવ્યો છે. આ

ખબર હજી રાણા વીરસિંહજીને મળી નથી. વળી તે સાથે તમે એ પણ જાણો છો કે, દિગ્વિજયસિંહ શ્યામગઢના ભોંયરાનો જેટલો ભેદ જાણતો હતો તેટલો જ ભેદ તેનો પુત્ર કલ્યાણસિંહ જાણે છે.

પિશાચઃ--બરાબર છે. ઠીક પછી ?

સરયુઃ--રાણા વીરસિંહજી, તેમના બહુરૂપીઓ, બંસરીબાલા, માયાસુંદરી, લક્ષ્મીદેવી, પદ્માવતી વગેરે સર્વ શ્યામગઢમાં છે એવું જાણીને એ લોકોએ છુપી રીતે શ્યામગઢ જવાનો વિચાર કર્યો છે.

પિશાચઃ--બરાબર, કલ્યાણસિંહ એમને ભોંયરાના ગુપ્ત રસ્તેથી કિલ્લામાં લઇ જઇ શકે તેમ છે, તથા એ બનાવનું પરિણામ ઘણું ખોટું આવશે એ ચોક્કસ છે.

સરયુઃ--વળી એ લોકોની સાથે હજાર સૈનિકોનું સૈન્ય છે તેથી મ્હારા મનમાં પણ ઘણી ચિંતા ઉત્પન્ન થઇ છે.

પિશાચઃ--વળી શ્યામગઢના ભેદી ભોંયરામાં એથી બમણા માણસો હોય તો પણ તેમનો સમાવેશ થઇ શકે તેમ છે; પરંતુ ભાઇ સરયુસિંહ ! આ સમાચાર ક્યાંથી અને કેવી રીતે તમારા જાણવામાં આવ્યા ?

સરયુઃ--મ્હારા જે શિષ્યો હમ્મેશાં બ્હારના સમાચાર મેળવવાને ફર્યા કરે છે તેમની મારફત હું આ સમાચાર જાણી શકયો છું.

પિશાચઃ--ત્યારે કનકસિંહ, માધવી અને મનોરમા કયા રસ્તેથી શ્યામગઢ તરફ જાય છે એ તમે જાણી શકયા છો કે ?

સરયુઃ--એ લોકો ઘાટના રસ્તે થઇને જંગલો વટાવી શ્યામગઢ તરફ જાય છે.

પિશાચપતિએ ક્ષણવાર સુધી સ્વગત કાંઇ વિચારીને કહ્યુંઃ- "પ્રસંગ તો સારો છે."

સરયુઃ—બેશક સારો છે. ચાલો આપણે બન્ને જણા મળીને કાંઇ કરીએ.

પિશાચઃ—હું તૈયાર છું; પરંતુ આ સ્થાનનો ત્યાગ કરવાથી કદાચ તમારા માલિક ઇન્દ્રદેવજી મ્હારાપર વિરક્ત થશે એવો મ્હને ભય રહે છે.

સરયુઃ—તેઓ શ્યામગઢ તરફ ગયેલા હોઇ તેમણે રાણા વીરસિંહજીનો પક્ષ સ્વીકારેલો છે; તેથી વીરસિંહજીના કલ્યાણ માટે તમે ગમે તે કાર્ય કરશો તો પણ તેઓ તમારાપર વિરક્ત નહિ જ થાય એવી મ્હારી ખાત્રી છે.

પિશાચઃ—ઠીક, હવે વિલંબ કરવો એ આપણા અમૂલ્ય વખતને વૃથા ગૂમાવવા જેવું છે. ન કરે નારાયણ ને જો કદાચ કનકસિંહના પંઝામાં બિચારાં માયાસુંદરી સપડાશે તો તે નરાધમ તેમનું લોહી રેડયા સિવાય શાન્ત થશે નહિ.

સરયુઃ—મ્હને પણ એમ જ લાગે છે. ઠીક તમે તૈયાર થઇ જાઓ. અહીંના નિયમ પ્રમાણે તમારી આંખોપર પાટો બાંધીને હું તમને બ્હાર લઇ જઇશ.

પિશાચઃ—કાંઇ ચિંતા નહિ; પરંતુ મ્હારા બહુરૂપીનાં સાધનોના વાટવામાં કેટલીક વસ્તુઓ ખુટી ગયેલી હોવાથી એ ખોટ તમે પૂરી કરી શકશો કે ?

સરયુઃ—હા હા, તમને જે જે વસ્તુઓની જરૂર હોય તે તમે લઇ લેજો; અહીં કોઇ પણ વસ્તુની ખોટ નથી.

* * * * *

મધ્યાન્હકાળનો સમય થયો હતો. ગરમ હવા એટલા બધા

જોરથી ફુંકાતી હતી કે તેને લીધે રસ્તાપરની ધૂળ ઉડતી હતી અને મુસાફરીથી પોતાની આંખો સુદ્ધાં ખુલ્લી રાખી શકાતી નહિ. આવા સમયે પિશાચપતિ, સરયુસિંહ તથા સરયુસિંહનો એક શિષ્ય આંખોમાં ધૂળ ઉડે નહિ એટલા માટે મ્હોંપર એક બારીક કપડું નાખી ઘણી ઝડપથી શ્યામગઢ તરફ જતા હતા. તેમના આખા શરીરપર ધૂળ લાગેલી જણાતી હતી. કપડાં પસીનાથી ભીંજાઈ ગયાં હતાં. વાયુનું તોફાન તેમની ત્વરિતગતિને ધીમી કરતું હતું; પરંતુ એ ત્રણે જણા પોતાની ધુનમાં એવી રીતે ચાલ્યા જતા હતા કે, એકબીજાની સાથે વાતચિત સુદ્ધાં કરતાં નહોતા. આવી રીતે ઘણો માર્ગ કાપ્યા પછી જંગલમાં આવેલા એક ઘટાદાર વૃક્ષની નીચે તેઓ વિશ્રાન્તિ લેવાને બેઠા. સરયુસિંહે રૂમાલથી પોતાનું મ્હોં સ્વચ્છ કરીને કહ્યું:- " જો કે, આજની મુસાફરી દુઃખદાયક નીવડી છે તો પણ આપણે વખતસર યથાસ્થળે આવી પહોંચ્યા છીએ. "

પિશાચ:—મ્હને લાગે છે કે, દુશ્મનો પણ આટલામાં જ હશે.

સરયુ:—હા, કેમ કે મ્હારા શિષ્યોએ મ્હને એવા સમાચાર જણાવ્યા હતા કે, દુશ્મનો આ જંગલમાં જ બે દિવસ સૂધી રહેવાના છે. વળી મ્હારા શિષ્યો ગુપ્તદૂતોનું કામ ઘણી સંતોષકારક રીતે કરી શકે છે.

પિશાચ:—ત્યારે હવે આપણે એવા સ્થળે જવું જોઇએ કે, જ્યાં પાણી હોય તથા આપણે આપણો વેશ બરાબર બદલી શકીએ.

સરયુ:—હજી થોડો વખત વિશ્રાન્તિ લઇને આપણે અહીંથી ઉઠીશું.

પિશાચ:—જેવી ઇચ્છા.

થોડા સમય સુધી એ વૃક્ષની છાયા નીચે બેસી રહીને તેમણે ત્રણે જણાએ એકબીજાની સાથે વાતચિત કર્યા કરી. પછીથી ત્યાંથી ઉઠીને તેઓ એક એવા સ્થળે જઇને પહોંચ્યા કે જ્યાં એક ઝરો આવેલો હતો. એ ઝરાના જળથી શરીર સ્વચ્છ કર્યા પછી ત્રણે બહુરૂપીઓએ અરસ્પરસમાં કાંઇ નિર્ણય કરીને પોતાનો વેશ બદલી નાખ્યો. પછી ત્યાંથી ઉઠીને તેઓ આજૂબાજૂમાં ફરીને દુશ્મનોની શોધ કરવા લાગ્યા, તથા સંધ્યાકાળ થતાં પૂર્વેજ તેમણે તેમનો પત્તો મેળવ્યો. બસો માણસોની સાથે શત્રુઓએ એ જંગલમાં મુકામ કર્યો હતો.

જ્યારે રાત્રિનો સમય ઉપસ્થિત થયો અને અંધકારનું સામ્રાજ્ય સર્વત્ર સ્થાપિત થઇ ગયું ત્યારે આપણા ત્રણે બહુરૂપીઓ શત્રુઓએ જ્યાં મુકામ કરેલો હતો ત્યાં જવા લાગ્યા. કનકસિંહ, કલ્યાણસિંહ તથા તેમના સાથીઓએ જંગલની અંદર મુકામ કર્યો હતો, તથા તેમનાથી થોડા અંતરે તેમના સિપાહીઓ પોતપોતાનું કાર્ય કરવામાં તેમ જ રસોઇ બનાવવામાં ગુંથાયા હતા. જે વૃક્ષ નીચે કનકસિંહ અને કલ્યાણસિંહ હતા તેનાથી ત્રીસ કિંવા ચાલીસ ગજના છેટે બે પાલખીઓ વૃક્ષોની ઘટામાં રાખવામાં આવી હતી, તથા એમાં માધવી અને મનોરમા હતી. તેમની પાછળ ઘણા ઘોડાઓ વૃક્ષોનાં મજબૂત થડો સાથે બાંધી રાખવામાં આવ્યા હતા.

કનકસિંહ અને કલ્યાણસિંહ એકાન્તમાં બેસીને વાતચિત કરી રહ્યા હતા. તેમનાથી થોડે છેટે એક બાદલસિંહ નામનો યુવાન હાથમાં નગ્ન તલ્વાર રાખી પહેરો ભર્યા કરતો હતો, તથા એ યુવાન ઉપર દર્શાવેલા બસો સિપાહીઓનો સરદાર હતો. રાત્રિનો સમય હોવાથી શત્રુઓની છાવણીમાં કેટલેક ઠેકાણે મશાલો સળગતી હતી. જે ઠેકાણે કનકસિંહ અને કલ્યાણસિંહ બેઠેલા હતા એ ઠેકાણે એક સળગતું

ફ્રાનસ હતું. તેઓ બન્ને એક બીજાની સાથે નીચે પ્રમાણે વાતચિત કર્યા કરતા હતા.

કનકસિંહ:—આપણું લશ્કર ઠેકાણે પહોંચી ગયું હશે ?

કલ્યાણ:—બેશક.

કનક:—આટલા માણસો સ્યામગઢના ભોંયરામાં સમાશે કે ?

કલ્યાણ:—એ ભોંયરામાં આથી બમણા માણસોનો પણ સમાવેશ થઇ શકે તેમ છે.

કનક:—ઠીક, હવે ભોંયરામાં પ્રવેશ કર્યા પછી શું શું કરવું ?

કલ્યાણ:—એ ભોંયરામાં ચાર કેદખાનાં છે. પ્રથમ એક કેદખાનાની તપાસ કરી તેમાંથી જો કોઇ કેદી મળી આવશે તો તેને છોડાવીને આપણે આપણો સાથીદાર બનાવીશું. વળી માયાવિની અને તેનો દારોગો પણ એ કેદખાનાઓમાંથી ગમે તેમાં જરૂર હશે, તથા તેમને આપણે છૂટાં કરીશું તો આપણને ઘણી મદદ મળશે.

કનક:—ખરું છે. વારું, પછી ?

કલ્યાણ:—કદાચ તેમનો પત્તો નહિ લાગે તો તેથી કાંઇ ચિંતા રાખવાનું કારણ નથી. આપણે એક સાથે કિલ્લામાં પ્રવેશ કરી ત્યાં આપણો અધિકાર જમાવીશું તથા વીરસિંહ તેમજ તેના બહુરૂપીઓને કેદ કરીશું. એ તો આપ સાંભળી ચુકયા છો કે કિલ્લામાં લશ્કરી સિપાહીઓ પાંચસોથી વધારે નથી તથા તેઓ નિશ્ચિંત રીતે બેસી રહ્યા હશે. આપણે હરેક રીતની તૈયારીથી એકાએક ત્યાં જઇ પહોંચીશું. મ્હારી માન્યતા એવી છે કે, જ્યારે આપણે ત્યાં જઇશું ત્યારે વીરસિંહ ભોંયરામાંજ હશે, કેમ કે તેણે હજી સુધી ભોંયરાની જોઇએ એટલી તપાસ કરી નથી. વળી એ ભોંયરાની તપાસનો અંત આઠ દશ દિવસ સિવાય આવી શકે તેમ નથી. તેઓ રાત્રિના સમયે જ

ભોંયરામાં ફરીને તપાસ કરશે. આમ હોવાથી આપણે ત્યાં જઇએ ત્યારે તે પોતાના બહુરૂપીઓ સાથે ભોંયરામાં હોય તો તે બનવા જેવું છે.

કનક:—જો એમ હોય તો ઘણું સારું. જુઓ સાંભળો, કદાચિત વીરસિંહ ભોંયરામાં મળી આવશે તો તમે તેને કેદ પકડવાની ખટપટમાં પડશો અને મ્હારે કિલ્લામાં જઇ કિલ્લો સ્વાધીન કરવો પડશે; છતાં એ ભોંયરાનો રસ્તો હું જાણતો નથી. તમે એમ કહી ચુકયા છો કે, ભોંયરામાં આવવા જવા માટે કેટલાક રસ્તા છે તથા એ રસ્તા ઘણા વાંકા ચુંકા છે. એવી સ્થિતિમાં મ્હારે શું કરવું?

કલ્યાણ:—તમારું કહેવું ખરું છે; પરંતુ એ માટે તમે ચિંતા કરશો નહિ. ભોંયરામાં જવા આવવાના સઘળા રસ્તાઓની યુક્તિ હું તમને સહેલાઇથી સમજાવી દઉં છું.

આમ કહીને કલ્યાણસિંહે પોતાની પાસે પડેલા એક વાટવામાથી કાગળ, ખડીઓ, કલમ વગેરે લેખનસામગ્રી બ્હાર કાઢીને, ફાનસને પાસે લાવી મૂકયા પછી તેણે કાગળપર ભોંયરાનો નકશો ચીતરી કાઢયો. પછીથી તેણે કનકસિંહને ભોંયરામાં આવવા જવાના રસ્તાઓની એવી સમજ આપી દીધી કે તેને કાંઇ શક રહ્યો નહિ. તેણે કહ્યું:—"હવે હું બરાબર સમજી ગયો છું." બરાબર આ સમયે પાસેથી જ કોઇનો એવો અવાજ સંભળાયો કે, "ઠીક છે, હું પણ બરાબર સમજી ગયો છું!"

જે વૃક્ષ નીચે કનકસિંહ અને કલ્યાણસિંહ બેઠેલા હતા એ વૃક્ષ ઘણું મ્હોટું હોઇ તેના પર એટલી બધી જંગલી લતાઓ વીંટળાઇ રહેલી હતી કે જેની ગણના કરી શકાય નહિ. કનકસિંહ અને કલ્યાણસિંહની પીઠ એ વૃક્ષના થડ તરફ હોવાથી તેમની પાછળ ઉભો

રહીને એક માણસ સઘળી વાતચિત સાંભળી રહ્યો હતો, તથા છુપાઇ રહીને તેણે પેલો નકશો પણ જોઇ લીધો હતો. તેણે જ્યારે સઘળું જોઇ તથા સાંભળી લીધા પછી ઉપરનું વાકય ઉચ્ચાર્યું ત્યારે તે સાંભળીને કનકસિંહ અને કલ્યાણસિંહ ચમકી ઉઠયા, તથા તેમણે બન્નેએ પોતાની દૃષ્ટિ પાછળ ફેરવી. આ સમયે એક નાસી જતા માણસના પગના અવાજ સિવાય બીજું કાંઇ તેમના સાંભળવામાં કે જોવામાં આવ્યું નહિ. કલ્યાણસિંહે કહ્યુઃ—"લ્યો જુઓ! મ્હને તો લાગે છે કે, શ્રી ગણેશ થઇ ગયા. રાણા વીરસિંહના કોઇ બહુરૂપીએ અવશ્ય આપણો પીછો લીધો હશે."

કનકઃ—મ્હને પણ એમ જ લાગે છે; પરંતુ ચિંતા નહિ, તમે જોયા કરો, હું સઘળો જરૂરી બંદોબસ્ત કરું છું.

કલ્યાણઃ—જો મ્હને આવી ખબર હોત તો હું આપણા બહુરૂપીઓને બીજું કામ સોંપીને આગળ વધવાનો મત કદાપિ ન આપત.

કનકઃ—આપણે બાદલસિંહને અહીં બોલાવીએ.

આમ કહીને કનકસિંહે તાળી વગાડી; પરંતુ કોઇ આવ્યું નહિ, તથા કોઇએ કાંઇ ઉત્તર પણ આપ્યો નહિ, કનકસિંહને ઘણું આશ્ચર્ય લાગ્યું, તથા તેણે કહ્યુંઃ—" બાદલસિંહ હમણાં તો હાથમાં નાગી તલ્વાર લઇને પહેરો ભર્યા કરતો હતો; છતાં એકાએક તે કયાં ચાલ્યો ગયો?"

કલ્યાણસિંહે એક સીટી વગાડી. એ સીટીનો અવાજ સાંભળી કેટલાક સિપાહીઓ દોડી આવ્યા, તથા હાથ જોડીને સ્હામા ઉભા રહ્યા. કનકસિંહે એક સિપાહીને પૂછ્યુંઃ—"બાદલસિંહ કયાં છે?"

એક સિપાહીએ ઉત્તરમાં કહ્યુંઃ—"માલૂમ નથી હુજૂર. તેઓ હમણાં તો અહીં ફર્યા કરતા હતા!"

કનકસિંહ બોલી ઉઠયો:—"જાઓ તેની તપાસ કરીને જલ્દી અહીં બોલાવી લાવો."

આજ્ઞા મળતાં જ સઘળા સિપાહીઓ ત્યાંથી ચાલ્યા ગયા, તથા થોડા સમયમાં જ તેમણે પાછા આવીને એવા સમાચાર સંભળાવ્યા કે. "મહારાજ! આટલામાં બાદલસિંહનો કાંઇ પત્તો લાગતો નથી."

કનકઃ—ઘણા આશ્ચર્યની વાત છે! એને અહીંથી ખસવાની રજા કોણે આપી?

એવામાં હાંફતો હાંફતો બાદલસિંહ આવી પહોંચ્યો. તેને જોતાંની સાથે જ કનકસિંહે પૂછ્યું:—"તું કયાં ગયો હતો?"

બાદલઃ—મહારાજ! હું એક મ્હોટી આફતમાં ફસાઇ પડયો હતો.

કનકઃ—શાની આફત? વળી તું આટલો બધો ગભરાઇ કેમ ગયો છે?

બાદલઃ—હું અહીં હાથમાં તલ્વાર લઇને પહેરો ભર્યા કરતો હતો, એવામાં એક છોકરો કે જેને મ્હેં પહેલાં કદાપિ જોયો નહોતો તેણે મ્હારી પાસે આવીને કહ્યું:–'એક સ્ત્રી તમારી સાથે કાંઇ વાત કરવાને ઇચ્છે છે.' તેનું આ વાકય સાંભળી આશ્ચર્ય પામીને મ્હેં તેને પૂછ્યું,–'એ સ્ત્રી કોણ છે, કયાં છે અને મ્હારું તેને શું કામ છે?' આ પ્રશ્નોના ઉત્તરમાં એ છોકરાએ કહ્યું, 'એ વિશે હું કાંઇ જાણતો નથી. તમે પોતે જ આવીને તે જે કાંઇ કહે તે સાંભળી લ્યો. એ સ્ત્રી અહીં પાસે જ છે.' આ ઉત્તર સાંભળી આશ્ચર્ય પામતો હું તેની સાથે જવા લાગ્યો તથા થોડે દૂર જતાં એક સ્ત્રીને મ્હેં જોઇ. એ બનાવનું હું શું વર્ણન કરું? એવો ભયંકર બનાવ પહેલાં મ્હેં કદાપિ જોયો નથી.

આમ કહીને બાદલસિંહ કંપી ઉઠયો. કનકસિંહે અધીરતાથી પૂછ્યું:–"ઠીક ઠીક, એ સ્ત્રી કેવી અને કેટલી ઉમ્મરની હતી તે હવે કહે જોઇએ?"

બાદલસિંહ:—કૃપાનિધાન! એ ઘણી જ ભયંકર સ્ત્રી હતી. તેના શરીરનો રંગ કાળો હતો, આંખો મ્હોટી હોઇ તે લાલચોળ હતી, તેના હાથમાં એક લોઢાનો ડંડો હતો. એ ડંડો કાંટાવાળો હોઇ તેની ચોતરફ ઘણા ભયંકર દેખાવના મ્હોટા મ્હોટા કૂતરાઓ હતા. મ્હને જોતાં જ એ કૂતરાઓ ઘુરકવા લાગ્યા. એ સ્ત્રીએ કૂતરાઓને ઘુરકતા અથવા તો ભસતા અટકાવ્યા; પરંતુ તેમણે મ્હને તત્કાળ ઘેરી લીધો. પછીથી એ સ્ત્રીએ મ્હને કહ્યું:—"તું ત્હારા હાથમાંની તલ્વારને મ્યાનમાં નાખી દે, નહિ તો આ કૂતરાઓ ત્હારા શરીરને ફાડી ખાશે! આ વાત સાંભળી તરત જ મ્હેં મ્હારી તલ્વારને મ્યાનમાં નાખી દીધી. તે સાથે એ કૂતરાઓ મ્હારી પાસેથી થોડા અંતરે ખસી જઇને ઉભા રહ્યા. આહ! એવા ભયંકર કૂતરાઓ કદાપિ મ્હારા જોવામાં આવ્યા નથી.

કનકસિંહે આશ્ચર્ય પામીને પૂછ્યું:—"ઠીક, જલ્દી કહે જોઇએ કે પછી શું થયું?"

બાદલસિંહ બોલ્યો:–"મ્હેં ડરતાં ડરતાં એ સ્ત્રીને મ્હને બોલાવવાનું કારણ પૂછ્યું. ઉત્તરમાં તેણે કહ્યું, 'હું મ્હારી બ્હેન મનોરમાને મળવાને ઇચ્છું છું, તમે બની શકે તેટલી ત્વરાથી તેને મ્હારી પાસે લઇ આવો."

કનકસિંહ બોલી ઉઠયો:–"મનોરમાની બ્હેન?!"

બાદલ:—હા જી, એનો એવો ઉત્તર સાંભળી હું ઘણું આશ્ચર્ય પામ્યો. મ્હેં સ્વપ્ને પણ એવું ધાર્યું નહોતું કે, મનોરમાની બ્હેન

આવી ભયંકર રાક્ષસી હશે! મહારાજ! વિશેષમાં તેણે આપને તથા કુમાર સાહેબને પણ પોતાની પાસે બોલાવી લાવવાની મ્હને સુચના કરી.

કલ્યાણસિંહે ચમકી ઉઠીને પૂછ્યું:-" મ્હને તથા મહારાણીજીને ?"

બાદલ:—જી હા.

કનકઃ-વારું, પછી શું થયું ?

બાદલ:—મ્હેં તેને કહ્યું કે, 'હું તમારો સંદેશો મનોરમાને અવશ્ય પહોંચાડીશ; પરંતુ મહારાણીજી અને કુમાર સાહેબ તમારા કહેવા પ્રમાણે અત્રે આવી શકશે નહિ.'

કલ્યાણ:—પછી એણે શું કહ્યું ?

બાદલ:—અરે ! મ્હારું વાક્ય સાંભળતાં જ એનો મિજાજ બગડ્યો તથા ક્રોધસૂચક સ્વરે તેણે કહ્યું:-" ખબરદાર ઓ કમબખ્ત ! હું જે કાંઇ કહું છું તે ત્હારે તથા ત્હારા મહારાજને કરવું જ પડશે.' તે આટલું વાકય ઉચ્ચારી રહી કે એક કૂતરો તત્કાળ કૂદકો મારી મારાપર ચઢી બેઠો. જો તેણે એ કૂતરાને વાર્યો ન હોત તો આજે મ્હારા દેહનો અંત આવી જાત. જુઓ, એ કૂતરાના નખ ઘણા મ્હોટા હોવાથી મ્હારાં વસ્ત્રો પણ કેટલેક ઠેકાણેથી ફાટી ગયાં છે, તથા શરીર સુદ્ધાં છોલાયું છે. જુઓ, મ્હારા શરીરના લોહીથી જ મ્હારાં વસ્ત્રો ભીંજાઇ ગયાં છે.

કનકસિંહે ભય તેમ જ ગભરામણની સાથે કહ્યું:—" ઉફ ! બાદલસિંહ ! તું તો જખ્મી થયો છે ! ત્હારી પીઠપરનાં વસ્ત્ર લોહીથી તરબોળ થઇ ગયેલાં છે ! !"

બાદલ:—મહારાજ ! આજે હું કાળના મ્હોંમાંથી જ બચીને

આવ્યો છું; છતાં મ્હારો જીવ બચશે કે કેમ એ વિશે હજી સુધી હું નિશ્ચિંત થઇ શકયો નથી.

કલ્યાણ:—કારણ ?

બાદલ:—ફરીથી એ રાક્ષસીને ઉત્તર આપવાને માટે મ્હારે તેની પાસે જવું પડશે.

કલ્યાણ:—અને કદાચ ફરીથી તેની પાસે તું ન જાય તો શી ચિંતા છે ? શું તે આપણા લશ્કરમાં આવીને ઉત્પાત કરવા જેટલી શક્તિ ધરાવે છે ? !

એવામાં એ ત્રણ ભયંકર કૂતરાઓના ભસવાનો અવાજ થોડે દૂરથી આવતો સંભળાયો. એ અવાજ સાંભળીને બાદલસિંહ પાછો થર થર કંપવા લાગ્યો, તથા કનકસિંહ અને કલ્યાણસિંહ પણ ભય પામી ઉઠી ઉભા થયા, તથા કંપતા કંપતા જે તરફથી અવાજ આવતો હતો તે તરફ જોવા લાગ્યા. આ સમયે વ્યાકુળ બની ગયેલી મનોરમા ત્યાં આવી પહોંચી તથા તેણે કહ્યું:–" હમણાં જ પિશાચપતિનું મ્હોં મ્હારા જોવામાં આવ્યું છે. તે નિડરતાથી પાલખી પાસે આવીને એમ કહી ગયો છે કે, ' આજે તમારો સર્વનો જીવ લીધા સિવાય હું રહેવાનો નથી.' હવે શું થશે ? એ અત્રે નિર્ભયતાથી ઉપસ્થિત થયો છે એ કાંઇ સામાન્ય પ્રકાર નથી ! "



# પ્રકરણ ૨૦ મું.

## તિલિસ્મી તોડવાની શુરુઆત.

હવે અમે વાંચકબંધુઓને યુવરાજ ઇન્દ્રજીતસિંહ અને રાજકુમાર આનન્દસિંહ પાસે લઇ જઇએ છીએ. આપણે તેમને જમાનીઆના તિલિસ્મીમાં નહેરના કિનારાપર રાણા ગોપાલસિંહજીની સાથે મૂકી આવેલા છીએ. બન્ને રાજકુમારોએ ઘણા સમય સુધી ગોપાલસિંહની સાથે વાતચિત કર્યા કરી. ગોપાલસિંહે બ્હારની સઘળી હકીકત બન્ને રાજકુમારોને કહી સંભળાવી, તથા તે સાથે એ પણ કહ્યું કે, "માયાસુંદરી અને બંસરીબાલાને સહિસલામતીથી પદ્માવતીના અજાયબઘરમાં પહોંચાડવામાં આવ્યાં છે. હવે તેમના માટે બિલકુલ ચિંતા કરવાની આવશ્યકતા નથી."

માયાસુંદરી અને બંસરીબાલાના શુભ સમાચાર સાંભળી બન્ને ભાઇ પ્રસન્ન થયા, તથા ઇન્દ્રજીતે રાણા ગોપાલસિંહને કહ્યું:—"પ્રથમ આ તિલિસ્મીમાંથી બ્હાર નીકળીને અમે અમારાં માતાપિતાને મળી આવવાની ઇચ્છા રાખીએ છીએ; કેમ કે એમનાં દર્શન કર્યાને આજકાલ કરતાં ઘણા દિવસ થઇ ગયા છે, તથા તેઓ પણ અમારે માટે ઘણી ફિકર ચિંતા કરતાં હશે.

ગોપાલઃ—પરંતુ એમ થઇ શકશે નહિ.

ઇન્દ્રજીતઃ—કારણ ?

ગોપાલઃ—જ્યાં સુધી આપ બ્હાર જવાનો રસ્તો બનાવશો નહિ ત્યાં સુધી આપનાથી બ્હાર જઇ શકાશે નહિ. આ તિલિસ્મીને આપ નહિ તોડો ત્યાં સુધી બ્હાર જવાનો રસ્તો આપને મળશે નહિ.

ઇન્દ્રજીતઃ—જે રસ્તેથી આપ અત્રે આવ્યા છો અથવા તો અહીંથી જશો એ રસ્તેથી આપની સાથે અગર તો અમે એકલા જઇશું તો અમને કોણ રોકી શકે તેમ છે ?

ગોપાલઃ—એ રસ્તો માત્ર મ્હારી આવ જા માટે જ છે; આપના માટે નથી.

ઇન્દ્રજીતે હાસ્ય કરી વિનોદમાં જ કહ્યું:—"કેમ કે, આપનાથી અમે શરીરે વિશેષ જાડા છીએ; તેથી દ્વારમાંથી બ્હાર નહિ નીકળી શકીએ કેમ ?!

ગોપાલસિંહે પણ હાસ્ય કરીને કહ્યું:—"યુવરાજશ્રી! આપ પણ ઘણા વિનોદી છો. મ્હારા કહેવાનો આશય એવો નથી કે, હું જાણી જોઇને આપને એ રસ્તેથી નથી લઇ જતો. મ્હેં તો અહીંના નિયમને ધ્યાનમાં રાખીને જ આપને એમ કહ્યું હતું. વળી આવી હકીકત તિલિસ્મી પુસ્તકમાં પણ આપના વાંચવામાં આવી હશે."

ઇન્દ્રજીતઃ—હા હા-એવી હકીકત અમારા વાંચવામાં આવી છે. એ ઉપરથી જ એમ લાગે છે કે, તિલિસ્મી તોડયા સિવાય અમે બ્હાર જઇ શકીશું નહિ; છતાં અફસોસનો વિષય એ છે કે, એ પુસ્તકનો લખનાર અમારી પાસે હાજર નથી. જો તે હાજર હોત તો પૂછત કે, અમે શા માટે જઇ શકીએ તેમ નથી ? જે રસ્તેથી રાણાજી આવ્યા છે એ રસ્તે એમની સાથે જવામાં શી અડચણ છે?'

ગોપાલઃ—કાંઇ અડચણ હશે ત્યારે જ એવું લખેલું હશે ! વળી પુસ્તકમાંની હકીકત તરફ ધ્યાન નહિ આપતાં આપ કદાચ તેનાથી વિરુદ્ધ વર્તી કોઇ મહાન્ સંકટમાં ફસાઇ પડો તો જીવનપર્યંત હું બદનામ થઇ રહું એ આપ ક્યાં નથી જાણતા ? અસ્તુ. હવે આપે એ માટે વૃથા આગ્રહ કરવો જોઇએ નહિ. આપ આપના પ્રયત્નથી

બ્હાર જવાનો માર્ગ બનાવી લ્યો તો પછી એ માર્ગેથી ભલે આપ બ્હાર જજો.

ઇન્દ્રજીતે સ્મિત હાસ્યસહ કહ્યું:–" બહુ સારું. આપને જવું હોય તો જાઓ. અમે અમારે માટે માર્ગ શોધી લઇશું."

ગોપાલસિંહે હસીને કહ્યું:—" મ્હારી પાછળ પાછળ આવીને માર્ગ શોધી લેશો, કેમ ? ઠીક ચાલો."

આમ કહી ગોપાલસિંહ ઉઠી ઉભો થયો, તથા જે કૂવામાં પહેલી વખતે પડીને તે ગૂમ થઇ ગયો હતો તે કૂવા તરફ ચાલ્યો ગયો. બન્ને રાજકુમારો પણ હાસ્યમુખે તેની પાછળ પાછળ જવા લાગ્યા, તથા તેઓ તેની પાસે જઇ પહોંચે તે પૂર્વે જ તેમણે તેને એ કૂવાની અંદર કૂદકો મારતો જોયો. આ કૂવો જો કે ઘણો પહોળો હતો; પરંતુ તેના નીચેના ભાગમાં અંધકાર સિવાય બીજું કાંઇ દેખાતું નહોતું. બન્ને રાજકુમારો પણ ઝડપથી એ કૂવા પાસે ગયા તથા થોડા વખત પછી તેઓ પણ એ કૂવામાં કૂદી પડયા.

પ્રથમ અમે આનન્દસિંહની હકીકત લખીએ છીએ. તે ઇન્દ્રજીતસિંહના કૂદી પડયા પછી એ કૂવામાં કૂદી પડયો હતો. આનન્દસિંહે એમ વિચાર્યું હતું કે, કૂવામાં કૂદી પડયા પછી પોતાનો પોતાના વડિલ બંધુ સાથે મેળાપ થશે; પરંતુ તેનો એ વિચાર સફળ થયો નહિ. જ્યારે તેના ચરણોનો નીચેની જમીન સાથે સ્પર્શ થયો ત્યારે તે પોતે નરમ ઘાસ ઉપર પડયો છે એમ તેને લાગ્યું. એ ઘાસની ઉંચાઇ નીચેની જમીનથી કેટલી હતી તેનો નિર્ણય થઇ શકવો સર્વથા અશક્ય હતો. આમ હોવાથી જ કૂવામાં કૂદકો મારવામાં આવ્યા છતાં આનન્દસિંહના શરીરને કોઇ પણ પ્રકારની ઇજા થઇ નહિ. અંદરના ભાગમાં પુષ્કળ અંધકાર હોવાથી કોઇ પણ વસ્તુ જોઇ શકાતી નહિ,

આનન્દસિંહ પોતાના બન્ને હાથ લાંબા કરી કૂવાની અંદર આમ તેમ ફરવા લાગ્યો. હવે એને માલૂમ પડયું કે, એ કૂવો નીચેના ભાગમાંથી વિશેષ પહોળો હોઇ તેની દિવાલ ચીકણી તથા મજબુત છે. તપાસ કરતાં કરતાં એક ન્હાના બંધ બારણા પર તેનો હાથ પડયો. એ ઠેકાણે ઉભા રહી કાંઇ વિચાર કર્યા પછી આગળ વધ્યો. ત્રણ ચાર પગલાં આગળ ગયા પછી બીજું એક બંધ બારણું તેને મળ્યું. એ બારણાને છોડીને પાછો તે આગળ ગયો. આવી રીતે ફરતાં ચાર બારણાં તેને મળ્યાં, જેમાંના બે બારણાં બંધ હતાં અને બે ખુલ્લાં હતાં. આનન્દસિંહે સ્વગત એમ વિચાર્યું કે, એ બન્ને ખુલ્લાં બારણાંઓ પૈકી ગમે તે એકમાં ઇન્દ્રજીત ગયો હશે. પોતાના મન સાથે ઘણો વિચાર કર્યા પછી તેણે પણ એક બારણામાં પગ મૂક્યો; પરંતુ તે બે ચાર ડગલાં આગળ ગયો એવામાં પાછળથી એકાએક બારણું બંધ થઇ ગયાનો અવાજ તેના સાંભળવામાં આવ્યો. હવે પોતે છેતરાયો હોય કિંવા ભૂલ્યો હોય એમ તેને લાગ્યું. તેણે વિચાર્યું કે, ઇન્દ્રજીતસિંહ પેલા બીજા બારણામાંથી અંદર ગયા હશે તથા એ બારણું પણ તેના અંદર ગયા પછી બંધ થઇ ગયું હશે. અફસોસ કરતો કરતો આનન્દસિંહ આગળ વધવાનો પ્રયત્ન કરવા લાગ્યો; પરંતુ બેચાર પગલાં ભરતાં જ અંધકારની વિશેષતાથી તેનો જીવ ગભરાઇ ગયો. વિના વિલંબે તેણે પોતાની કમરપરનું તિલિસ્મી ખંજર હાથમાં લઇને તેની મુઠ જોરથી દબાવી જેથી ત્યાં ઘણો પ્રકાશ થઇ રહ્યો, તથા ત્યાંની પ્રત્યેક વસ્તુ સ્પષ્ટતાથી નજરે પડવા લાગી. રાજકુમાર આનન્દસિંહે પોતાને એક ઓરડીમાં ઉપસ્થિત થયેલો જોયો. એ ઓરડીને ચાર દ્વાર હતાં. એ ચાર દ્વારમાંના એકમાંથી તે આ ઓરડીમાં આવ્યો હતો, તથા બીજાં ત્રણ દ્વાર બંધ હતાં, અને તેને તાળાં લાગેલાં

હતાં. જે દ્વારમાંથી આનન્દસિંહ આવ્યો હતો એ દ્વારમાં સાંકળ કે તાળા જેવું કાંઇજ નહોતું. ચોતરફની સંગીન દિવાલમાં કેટલાંક મ્હોટાં છિદ્રો હોઇ તેમાંથી બ્હારની ચોખ્ખી હવા અંદર આવતી હતી અને અંદરની વિષમય હવા બ્હાર નીકળી જતી હતી. કૂવાના જે બારણામાંથી આનન્દસિંહ અત્રે આવ્યો હતો તથા જે બારણું પાછળથી બંધ થઇ ગયું હતું તેની પાસે જઇને આનન્દસિંહે તેને ઉઘાડવાની ઘણી મહેનત કરી; પરંતુ તેની સઘળી મહેનત વ્યર્થ થઇ પડી. આથી તે બીજા દ્વાર પાસે ગયો અને તેણે તિલિસ્મી ખંજરથી તેની સાંકળ કાપી નાખી દ્વાર ઉઘાડીને અંદર પ્રવેશ કર્યો. એ ઓરડી પેલી ઓરડીના કરતાં લગભગ ત્રણ ગણી લાંબી હતી. તેની જમીન તથા દિવાલ આરસ પત્થરોથી બનેલી હતી, તથા હવાની આવજા થઇ શકે એ માટે દિવાલમાં કેટલાંક છિદ્રો પણ હતાં પ્રત્યેક ઓરડી તથા ઓરડામાં—જ્યાં જ્યાં બન્ને કુમાર ગયા ત્યાં દિવાલમાં તેમણે છિદ્રો જોયાં. એ છિદ્રોમાંથી હવાની આવજા થઇ શકતી હતી. આનન્દસિંહે એ લાંબી ઓરડીમાં પ્રવેશ કરીને જોયું તો તેના મધ્યભાગમાં એક ઉંચો ચબુતરો હતો, તથા તેના ઉપર એક પેટી કે જે ખરી રીતે એક વાદ્યયંત્ર હતું તે રાખવામાં આવેલું હતું. આનન્દસિંહે ઓરડીમાં પ્રવેશ કર્યો કે તરત જ એ વાજું વાગવા લાગ્યું, તથા તેના સુધાસિંચિત સ્વરે રાજકુમારના અંતરનું પોતાના તરફ આકર્ષણ કરી લીધું. ચોતરફની દિવાલોમાં મ્હોટી મ્હોટી મનોહર તસ્વીરો હતી. એ તસ્વીરોમાંની એક તસ્વીર ઘણી મ્હોટી હોઇ તે જડી લીધેલા ચોકઠામાં હતી. એ તસ્વીરમાં કોઇ પણ પ્રકારનો અદ્દભુત પ્રકાશ કિંવા તેજ જોઇને રાજકુમારે પોતાના ખંજરના પ્રકાશના બંધ કરી નાખ્યો. આ સમયે તેને એમ માલૂમ પડ્યું કે, એ ઓરડીની તસ્વીરો

પોતાની મેળે જ એવી રીતે પ્રકાશી રહી હતી કે, તેનું દર્શન કરવા માટે બીજા કોઇ પણ પ્રકારના પ્રકાશની જરૂર રહે નહિ. આનન્દસિંહ પેલી મ્હોટી તસ્વીરને ધ્યાનથી જોવા લાગ્યો. એ તસ્વીરમાં એક રત્નજડિત સિંહાસનપર તેણે એક મહારાણાને બેસી રહેલો જોયો. એ મહારાણાની ઉમ્મર એંશી વર્ષથી ઓછી નહિ હોય. તેની સફેદ દાઢી નાભિ સુધી લટકતી હતી મસ્તકપર રત્નજડિત મુકુટ ચળકી રહ્યો હતો. કપડામાં સુંદર રત્નો તથા મોતીઓ જડી લીધેલાં દેખાતાં હતાં, તથા જરીની વેલબુટ્ટીઓ પણ એમાં પ્રકાશી રહી હતી. સ્હામે સૂક્ષ્મ રહેવાના આસનપર એક ગ્રંથ રાખેલો હતો. તથા પાસે જ એક સિંહાસન પર મૃગચર્મ બીછાવીને એક વયોવૃદ્ધ સાધુ મહાશય બેઠેલા હતા. તેમના ભાવપરથી તેઓ એ ગ્રંથની મતલબ મહારાણાને સમજાવતા હોય એમ સ્પષ્ટ સમજી શકાતું હતું. મહારાણો એકાગ્રચિત્તે સાધુ મહાશયનો ઉપદેશ સાંભળી રહ્યો હતો. એ તસ્વીર તળે નીચે પ્રમાણે હકીકત લખેલી હતીઃ—

" મહારાજ સૂર્યકાન્ત તથા તેમના ગુરુ સોમદત્તે આ તિલિસ્મી બનાવીને તેના બે ભાગ કર્યા છે. મહારાજશ્રીના બે પુત્રો હતા. એકનું નામ ધીરસિંહ તથા બીજાનું નામ જયદેવસિંહ હતું. જ્યારે આ તિલિસ્મીની ઉમ્મર પૂર્ણ થવા આવશે ત્યારે ધીરસિંહના વંશમાં ગોપાલસિંહ અને જયદેવસિંહના વંશમાં ઇન્દ્રજીતસિંહ તથા આનન્દસિંહ ઉત્પન્ન થશે તેમ જ સંબંધમાં તેઓ ત્રણે ભાઇ થશે—એટલા માટે જ આ તિલિસ્મીના બે ભાગ કરવામાં આવ્યા છે. એક ભાગના માલિક ગોપાલસિંહ થશે અને બીજા ભાગના માલિક ઇન્દ્રજીતસિંહ તથા આનન્દસિંહ થશે. જો એમના ત્રણે જણામાં સંપ નહિ હોય તો આ તિલિસ્મીથી તેમને લાભ થવાને બદલે ઉલટું દરેકને નુક-

સાન થશે, તેથી તેમણે ત્રણે ભાઇઓએ એક બીજાની સાથે સંપ રાખી આ તિલિસ્મીનો લાભ મેળવવાની જરૂર છે. તેમના ત્રણેના હાથથી "આ તિલિસ્મીના બાર વિભાગમાંથી માત્ર ત્રણ જ વિભાગ તૂટશે તથા અન્યાય વિભાગોના માલિક તેમના વંશજોમાંથી જ કોઇ થશે. આ તિલિસ્મીમાંથી ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહને એક પુસ્તક મળી આવશે, તથા એ પુસ્તકની મદદથી તેઓ રામગઢનું તિલિસ્મી તોડી શકશે........"

તે સિવાય બીજી પણ થોડી હકીકત લખેલી હતી; પરંતુ અક્ષરો ઘણા બારીક હોવાથી તે ઉકેલી શકાતી નહોતી. જો કે બાકી રહેલી હકીકત વાંચવાની આનન્દસિંહને ઘણી ઇચ્છા થઇ; પરંતુ લાચારીથી તેને પોતાની ઇચ્છા દબાવી દેવી પડી. એ તસ્વીરની જમણી તરફ જે તસ્વીર હતી તેની નીચે માત્ર 'ધીરસિંહ' અને ડાબી તરફની તસ્વી નીચે 'જયદેવસિંહ' લખેલું હતું. એ તસ્વીરો એમના બન્નેની યુવાવસ્થાના સમયની હતી. તે ઉપરાંત બીજી પણ કેટલીક તસ્વીરો ક્રમશ: આવેલી હોઇ તેની પ્રત્યેકની નીચે નામ લખવામાં આવ્યાં હતાં. રાજકુમાર આનન્દસિંહ વાજાનો સુમધુર અવાજ સાંભળતો હતો અને એ તસ્વીરો વિસ્મયાતિશયથી જોયા કરતો હતો. તે જ્યારે સઘળી તસ્વીરો જોઇ રહ્યો ત્યારે છેવટે રાણા ગોપાલસિંહની, પોતાના વડિલબંધુની અને પોતાની તસ્વીરો પણ તેના જોવામાં આવી. આ સઘળું જોવામાં તેનો ઘણો વખત વીતી ગયો.

આ લાંબી ઓરડીમાં જે દ્વારમાં થઇને આનન્દસિંહે પ્રવેશ કર્યો હતો તેની બરાબર સ્હામે એક દ્વાર આવેલું હોઇ તે બંધ હતું, તથા તેની સાંકળમાં તાળું લાગેલું હતું. જ્યારે આનન્દસિંહ એ દ્વાર પાસે ગયો ત્યારે બીજી તરફથી કોઇ માણસ એ દ્વારને ધક્કા મારી

તેને ઉઘાડવાનો પ્રયત્ન કરતું હોય એમ તેને લાગ્યું. આનન્દસિંહના અંતરમાં ઇન્દ્રજીતનો વિચાર ઉત્પન્ન થયો તથા તેને એવો ભાસ થયો કે, 'જો કદાચ મ્હોટા ભાઇ બીજા કોઇ રસ્તેથી ફરતા ફરતા આ દ્વાર પાસે આવી ચઢયા હોય અને તેઓ જ આ દ્વાર ઉઘાડવાનો પ્રયત્ન કરતા હોય તો તે સર્વથા બનવા જેવું છે.' આવા વિચારથી તેણે તરત જ એ દ્વારની સાંકળને પોતાની પાસેના તિલિસ્મી ખંજરથી કાપી નાખી. જ્યારે તેણે એ દ્વાર ઉઘાડયું ત્યારે એક સુંદરીને હાથમાં ફાનસ લઇને તેણે પોતાના તરફ આવતી જોઇ. એ સુંદરીના હાથમાં જે ફાનસ હતું તેમાં ત્રણ મીણબત્તીઓ સળગતી હતી. એ સુંદરી નવયુવતી હોઇ તે એવી મનોહારિણી અને લાવણ્યમયી હતી કે તે ભલભલાના ચિત્તને પ્રથમ દર્શને જ સહેલાઇથી ચંચળ અને મુગ્ધ બનાવી શકે! જો કે તેની ઉમ્મર સત્તર અઢાર વર્ષથી ઓછી નહિ હોય; પરંતુ બુદ્ધિમાનો તથા વિદ્વાનોની સૂક્ષ્મદૃષ્ટિ તેના અંગ પ્રત્યંગનું અવલોકન કરી એવો અભિપ્રાય પ્રકટ કરી શકે તેમ હતી કે, એ રતિના જેવી સૌન્દર્યમયી સુંદરીએ કિંવા નવયુવતીએ હજી સુધી રતિપતિની પચરંગી વાટિકામાં પગ મૂકયો નહોતો, તથા તેની રસિક કળીને પ્રાત:સ્સમીરના સત્સંગથી ધીમે ધીમે વિકસિત થવાનો અવસર પ્રાપ્ત થયો નહોતો. તેના સતીત્વના અમૂલ્ય ભંડારપર, કોઇએ લાલચમાં પડીને તેનાપર પોતાના અધિકારની સ્થાપના કરવાની ઇચ્છાથી હાથ નાખ્યો નહોતો. વળી તેણે પોતાની આવી અમૂલ્ય સ્થિતિનો હજી સુધી કોઇની સાથે સટ્ટો યા વીમો કર્યો નહોતો.

એ કોમળાંગી કનકપ્રતિમાના દર્શનથી આનન્દસિંહ વિસ્મિત બની ગયો તથા તે મુગ્ધદૃષ્ટિથી તેના તરફ જોઇ રહીને તેના સૌન્દર્યામૃતનું અધીરતાથી પાન કરવા લાગ્યો. એ મુગ્ધાએ પણ એક વખત

આનન્દસિંહનું ચંચળદૃષ્ટિથી દર્શન કરી પોતાનાં નેત્રો પૃથ્વી તરફ નમાવી દીધાં. પછીથી તે ધીમે ધીમે પાછી ખસીને કોઇ દ્વાર કિંવા દિવાલના પડદામાં સમાઇ ગઇ અને ત્યાં પુનઃ અંધકાર થઇ રહ્યો. આનન્દસિંહ આશ્ચર્ય, લાલચ અને ઉત્કંઠામાં પડી ગયો હતો. તે ખંજરનો પ્રકાશ કરી દ્વાર ઓળંગી જે તરફ એ ત્રિભુવનમોહિની ગઇ હતી તે તરફ ગયો, આ સમયે તેણે જે ઓરડામાં પ્રવેશ કર્યો તે પેલી બન્ને ઓરડીઓ કરતાં થોડો મ્હોટો હતો. આનન્દસિંહ કોઇ પણ વસ્તુ તરફ ધ્યાન નહિ આપતાં દ્વાર પાસે ગયો. એ દ્વાર બંધ હોવાથી આનન્દસિંહે તેને ઉઘાડવાનો ઘણો પ્રયત્ન કર્યો. એ દ્વારને સાંકળ કિંવા કળ જેવું કાંઇ હતું જ નહિ; તેથી તેને ઉઘાડવાનો તેનો સઘળો પ્રયત્ન વૃથા થયો. થોડા સમય સૂધી વિચારમગ્ન સ્થિતિમાં તે એ દ્વાર પાસે ઉભો રહ્યા પછી પાછો ફરવા જતો હતો. એવામાં પેલી બાજૂએથી એ દ્વાર ઉઘાડવા માટે કોઇએ સાંકળ કાપી નાખી હોય એવો તેને ભાસ થયો. આથી તે ત્યાં આતુરતાથી પાછો ઉભો રહ્યો. એવામાં એ દ્વાર ઉઘાડી યુવરાજ ઇન્દ્રજીત તેની પાસે આવ્યો પેલી સુંદરીનું જ ફરીથી દર્શન થશે એવી અત્યાર સૂધી આનન્દસિંહની ધારણા હતી; પરંતુ એ સુંદરીને બદલે વડિલ બંધુનું દર્શન થતાં જ હર્ષાવેશમાં તે બોલી ઉઠયોઃ—" આપનાં દર્શન આટલા ટૂંક સમયમાં જ થશે એવી મ્હને આશા નહોતી; પરંતુ ઇશ્વરકૃપાથી આપ મળી આવ્યા એ એક રીતે ઘણું સારું થયું છે."

ઇન્દ્રજીતઃ—હું પણ એમ જ ધારતો હતો; કેમ કે, કૂવામાં કૂદી પડયા પછી એક દ્વારમાં મ્હેં પ્રવેશ કર્યો એટલે તરત જ એ દ્વાર બંધ થઇ ગયું હતું. પછીથી તિલિસ્મી ખંજરનો પ્રકાશ કરીને જોતાં એક ઓરડામાં હું ઉપસ્થિત થયો છું એમ મ્હને માલૂમ પડયું.

એ ઓરડામાં સ્હામેની દિવાલમાં એક દ્વાર હતું. એ દ્વારની સાંકળ તિલિસ્મી ખંજરથી કાપી નાખીને તેને ઉઘાડી એક બીજા ઓરડામાં જઇ પહોંચ્યો. ત્યાં જે કાંઇ જોયું એ વિગતવાર કહેતાં તેનો પાર આવે તેમ નથી. આ પાસેના ઓરડાની જોડેનો જ એ ઓરડો છે; જેથી તું મ્હારી સાથે આવે તો હું તને ત્યાંનો અદ્ભુત દેખાવ બતાવું!

આનન્દઃ—હમણાં એક સુંદરીને હાથમાં ફાનસ લઇને મ્હેં મ્હારી પાસે આવેલી જોઇ હતી. જે દ્વારમાંથી એ આવી હતી તે જ દ્વારમાંથી આપ પધાર્યા છો તેથી તે આપના જોવામાં આવી હશે એમ મ્હને લાગે છે!

ઇન્દ્રજીતઃ—ના ના, એ સુંદરી મ્હારા જોવામાં આવી નથી. હવે ચાલ, પ્રથમ પેલા ઓરડામાં શું છે તે હું તને બતાવું.

આનન્દઃ–પ્રથમ આ ઓરડામાં મ્હેં જે કાંઇ જોયું છે તે તો આપ જોઇ લ્યો.

આમ કહી આનન્દસિંહ ઇન્દ્રજીતને પોતાની સાથે લઇ જઇને પેલી તસ્વીરો બતાવવા લાગ્યો. રાણા ગોપાલસિંહ પોતાનો પિત્રાઇ ભાઇ થાય છે એવું જાણવામાં આવતાં જ ઇન્દ્રજીત બોલી ઉઠયોઃ– "રાણા ગોપાલસિંહજી વાસ્તવિક રીતે આપણા ભાઇ થાય છે એવું જાણી મ્હને ઘણો હર્ષ થાય છે; પરંતુ એ ભેદ ખરો હોવાનું બીજું કાંઇ પ્રમાણ પણ અત્રે અવશ્ય હોવું જોઇએ!"

આનન્દઃ—એ પણ મળી આવશે.

ઇન્દ્રજીતઃ—હવે તું મ્હારી સાથે પેલા ઓરડાનો આશ્ચર્યજનક ચમત્કાર જોવા ચાલ. ત્યાર પછી અહીંથી કેવી રીતે બ્હાર નીકળવું તેનો આપણે વિચાર કરીશું; કેમ કે, જે રસ્તેથી આપણે અત્રે આવ્યા છીએ એ રસ્તો બંધ થઇ ગયો છે.

આનન્દઃ—ખરું છે; રાણા ગોપાલસિંહની પાછળ જવામાં આપણે સજજડ ભૂલથાપ ખાધી છે; છતાં તેઓ કદાચ આ રસ્તેથી જ આવજા કરતા હશે અને અહીંથી બ્હાર નીકળવાનો પણ કોઇ માર્ગ હશે !

ઇન્દ્રજીતઃ—છતાં આશ્ચર્યનો વિષય એ છે કે, આ તસ્વીરો તથા લખાણ વિશે રક્તગ્રંથમાં તો કાંઇ લખેલું નથી......

ઇન્દ્રજીત વિશેષ બોલવા જતો હતો; પરંતુ એવામાં પેલું વાજું વાગતું બંધ થઇ ગયું, તથા બે ચાર ક્ષણ પછી જાણે કોઇ માણસ જ બોલતું હોય એવો અવાજ તેમાંથી સંભળાવા લાગ્યોઃ–'સાંભળો–સાંભળો.' એ શબ્દો ઘણી વાર સુધી વાજામાંથી સંભળાયા. આ અવાજ સાંભળી આશ્ચર્યચકિત બની જઇ બન્ને રાજકુમારો એ વાજા પાસે ગયા પછી ઇન્દ્રજીતે કહ્યુંઃ—" વાજામાંથી વારંવાર આ એક જ શબ્દ સંભળાતો હોવાથી તેનું કાંઇ કારણ હોય એમ લાગે છે ! "

આમ કહી પોતાના ખીસ્સામાંથી કોરા કાગળની એક ચોપડી અને લેખનસામગ્રી કાઢી તે કાંઇ લખવાને તૈયાર થઇ ગયો. થોડા સમય સુધી વાજાનો અવાજ પાછો બંધ રહ્યા પછી તેમાં જ નીચેના શબ્દો સંભળાવા લાગ્યા. એ શબ્દો યુવરાજ ઇન્દ્રજીત ઝડપથી લખી લેવા લાગ્યોઃ—

" કોઇ હરતી ફરતી પાસેથી તિલિસ્મીની કુંચી મેળવો; પરંતુ તિલિસ્મીને સંપૂર્ણ તોડી નાખવાનો વિચાર કરશો નહિ. જે સઘળી વાતની તમને અગત્ય છે તેનો સમાવેશ આ વાજામાં થએલો છે. એ વાંતો ચાવી આપીને સાંભળો. એક વખત ચાવી આપીને સાંભળવાથી ન સમજાય તો ફરીથી ચાવી આપીને સાંભળજો. "

આટલા શબ્દો સાંભળવામાં આવ્યા પછી પાછું એ વાજું બંધ થઇ ગયું. હવે આનન્દસિંહ અત્યંત હર્ષ પામીને બોલ્યો:-"મ્હને લાગે છે કે, આપણું કાર્ય હવે સરળ થશે !"

ઇન્દ્રજીત:-છતાં મ્હારો અભિપ્રાય એવો છે કે, જ્યાં સૂધી આપણને કુંચી મળી આવે નહિ ત્યાં સૂધી આપણે આ ઓરડાની બ્હાર નીકળવું ઉચિત નથી. આપણે કદાચ બ્હાર નીકળીએ અને ઓરડાનાં દ્વાર બંધ થઇ જાય તો ?

આમ કહીને ઇન્દ્રજીત મહારાણા સૂર્યકાન્તની તસ્વીર પાસે જઇ તેની નીચેનું લખાણ લક્ષ્યપૂર્વક વાંચવા લાગ્યો. આનન્દસિંહ પણ તેની પાછળ જઇને ઉભો રહ્યો. એ તસ્વીર નીચેનું છેવટનું કેટલુંક લખાણ ઘણા ઝીણા અક્ષરોથી લખાયલું હોવાથી આનન્દસિંહ તે વાંચી શકયો નહોતો. હવે તેઓ એ લખાણ વાંચવાની તજવીજ કરવા લાગ્યા. તેઓ મહારાણા સૂર્યકાન્તની તસ્વીર જે ચોકઠામાં જડી લેવામાં આવી હતી તે ચોકઠાની ઉપર નીચે લક્ષ્યપૂર્વક જોવા લાગ્યા. આ વખતે ચોકઠાના ચારે ખુણાપર ન્હાના ગોળ કાચ બેસાડેલા તેમની નજરે પડયા. એમાંના ત્રણ કાચ સાદા તેમજ સમાન આકૃતિના હતા; પરંતુ એક કાચ સહજ ઉપડેલો તથા જાડો જણાતો હતો. ઇન્દ્રજીતે એ જાડા કાચને હસ્તસ્પર્શ કર્યો તો તે તેને હાલતો જણાયો. આથી બીજા હાથે તે કાચને નીચેના ભાગમાંથી સહજ દબાવીને આંગળીથી ઉંચકયો એટલે તે ચોકઠાની બ્હાર નીકળી પડયો. આનન્દસિંહ તિલિસ્મી ખંજરનો પ્રકાશ કરીને વડિલ બંધુની આ સઘળી હિલચાલ જોયા કરતો હતો. હવે તેણે કહ્યું:—"આ કાચની સહાયતાથી ઝીણા અક્ષરોવાળું લખાણ આપણાથી વાંચી શકાશે."

"મ્હને પણ એમ જ લાગે છે." આમ કહીને ઝીણા અક્ષરોના લખાણપર ઇન્દ્રજીતે એ કાચ મૂકયો, જેથી એ ઝીણા અક્ષરો મ્હોટા દેખાવા લાગ્યા. બન્ને રાજકુમારો હર્ષઘેલા બની જઇને એ લખાણ વાંચવા લાગ્યા. એ લખાણ આ પ્રમાણે હતું:

**સ્વ ગિવર નર્ગ દૈ કૈ પૈ.**

**બરાબર સમજ્યા પછી આગળ પગ ભરજો.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૬ | ૩ | અ | ૫ | ૩ | એ |
| ૩ | ૩ | એ | ૮ | ૪ | ૦ |
| ૭ | ૪ | અ | ૮ | ૩ | એ |
| ૭ | ૩ | એ | ૧ | ૧ | ૦ |
| ૩ | ૧ | ઓ | ૭ | ૩ | ૦ |
| ૫ | ૧ | ૦ | ૨ | ૩ | ૦ |
| ૭ | ૨ | એ | ૬ | ૫ | ૦ |
| ૬ | ૫ | એ | ૫ | ૧ | ૦ |
| ૫ | ૧ | અ | ૨ | ૧ | ૦ |
| ૭ | ૩ | ઇ | ૭ | ૨ | ઓ |
| ૨ | ૨ | ઓ | ૫ | ૫ | ૦ |
| ૩ | ૩ | ઓ | ૮ | ૪ | ઉ |
| ૫ | ૧ | ઇ | ૫ | ૧ | ઓ |
| ૭ | ૩ | ૦ | ૩ | ૩ | અ |
| ૮ | ૩ | ૦ | ૫ | ૫ | ૦ |
| ૬ | ૫ | ઇ | ૬ | ૧ | ૦ |
| ૨ | ૨ | અં | ૭ | ૨ | ૦ |
| ૩ | ૩ | ૦ | ૧ | ૧ | આ |
| ૭ | ૨ | ૦ | ૬ | ૩ | ૦ |
| ૧ | ૧ | ૦ | ૫ | ૫ | એ |
| ૬ | ૧ | ૦ | ૨ | ૩ | ઇ |
| ૫ | ૫ | એ | | | |

ઘણા સમય સુધી આ લેખની મતલબ રાજકુમારો સમજી શકયા નહિ. અંતે પુષ્કળ વિચાર કર્યા પછી એ મતલબ તેમના સમજવામાં આવી, તથા પ્રસન્ન થઇને આનન્દસિંહે કહ્યું:--"ભાઇ! જુઓ તો ખરા કે, તિલિસ્મીનો ભેદ જાણવામાં કેટલી બધી કઠિનતા કિંવા મુસ્કેલીઓ છે!"

હવે તિલિસ્મીના ઘણા અદ્દભુત ભેદનું વર્ણન, પિશાચપતિની ચતુરાઇ, બલભદ્રસિંહનો ભેદ, ગેબી મદદગારની ઓળખાણ, વીરસિંહ અને તેના સાથીદારોની અદ્દભુત ચાલાકીઓ અને પ્રશંસનીય બહાદુરી, માયાસુંદરી, બંસરીબાલા વગેરેના રાજકુમારો સાથેના પ્રણય પ્રસંગો, માધવી, મનોરમા, કલ્યાણસિંહ અને કનકસિંહની દુષ્ટતા, કૃષ્ણલાલનો પાપપૂર્ણ ગૃહસંસાર વગેરે વિષયોનું મનોરંજક, જ્ઞાનદર્શક અને આનંદ ઉપજાવે એવું વર્ણન આ નવલકથાના આઠમા ભાગમાં આવશે.